# અંધકાર પર પ્રકાશ.

( સામાજિક નવલકથા. )

લેખકઃ

સાકરલાલ મગનલાલ કાપડિયા.

૩૧, અનંતવાડીઃ મુંબઈ નં. ૨.

પ્રકાશકઃ

નારાયણજી ગોકળદાસ ડોસાણી.

વ્યવસ્થાપકઃ સેવાસમિતિ પુસ્તકાલય.

૧૫૭-૫૯ ગુલાલવાડી,

મુંબઈ નં. ૪.

વિક્રમાર્ક ૧૯૭૭. સને ૧૯૨૧.

આવૃત્તિ ૧ લી. પ્રતઃ ૧૧૦૦.

કિમ્મત રૂ. ૨-૮-૦.

# પ્રસ્તાવના.

મોટેરાંઓને મ્હોડે ઘણીવાર–વારંવાર સાંભળ્યું છે કે લગ્ન ધર્મ છે, અનિવાર્ય ફરજ છે. લગ્ન કરી પુરૂષ ગૃહસ્થ થાય છે, સ્ત્રી ગૃહિણી બને છે. તેઓ સંસારી, 'ખાનદાન' 'બચ્ચાં કચ્ચાં વાળાં' 'નસિબદાર' ગણાય છે. મોટી ઉમ્મરના અવિવાહિત પુરૂષોના ચારિત્ર્યને શંકાશીલ માની લેતાં દુનિયાદારીઓને જરાપણ આંચકો લાગતો નથી. સ્ત્રી મોટી વય સુધી કુમારી રહી હોય તો તો તે બિચારીના ભોગજ મળે છે. તે 'વંઠી ગયલી' મનાય છે. 'ગોધા જેવી–અલમસ્ત આખલા જેવી હોવા છતાં હજુ કુંવારી છે. સાસરે જાય તો બે દીકરાની મા થાય. રાંડ વહી ગઇ છે,' આવી વાતો પવિત્રતા માટે છાતી ફાડી નાખનારા માણસો કરવા માંડે છે. પરણ્યા એટલે ગંગા નાહ્યા–પરણ્યા એટલે મહાભારતનું જંગ જીતી આવ્યા–એવી આપણામાંના ઘણાની માન્યતા છે. જેઓ નથી પરણતા તેમને કાંતો કંગાળ–ભીખારી ગણે છે અથવા આબરૂહીન કે નાલાયક માની લે છે. આ માન્યતાનાં મૂળીઆં એટલાં ઉંડાં ગયલાં છે કે લાયક–નાલાયક–રોગી–કોઢી–અભણ–ભણેલા–બધાય લગ્ન કરવાને મરી પડે છે. સ્ત્રીઓ તો બિચારી માબાપની ગુલામો છે. 'દીકરી ને ગાય જ્યાં વળાવે ત્યાં જાય' એવીજ હાલત હજુય–આ વીસમી સદીના લોકસત્તાપ્રધાન જમાનામાં પણ–હિંદુ સમાજમાં કાયમ છે. સ્ત્રીને લાગણી નથી, અક્કલ નથી, ભાવના નથી, મનોરથ નથી, કંઇજ નથી. તે તેનો પિતા અથવા વાલી જેને

શોધી કાઢે તેની સાથે જીવવાને, તેને ચાહવાને, તેને પ્રભુ માનવાને બંધાયલી છે, આવી લોકોની પ્રચલિત માન્યતા છે.

આર્યસંસ્કૃતિ માટે મરણીયા હોવાનો દાવો કરનારા અસંખ્ય ભાઇઓ એવા ખોટા અભિમાનમાં ફૂલાયા કરે છે કે આર્ય સંસ્કૃતિ જેવી સંસ્કૃતિ દુનિયામાં છેજ નહિ. તેમાં ખોડ કે ખામી હોઇ શકેજ નહિ. પ્રાચીન ભારતની સંસ્કૃતિ અનેક ન્યાયાધિશોની અદાલતોમાં છણાઈ છે. પશ્ચિમે પણ તેની મહત્તા સ્વીકારી છે. પણ પૂર્વજોની મૂડીપર જીવવામાં તો આજે આપણે દેવાળીઆ થઈ ગયા છીએ. ભૂતકાલના ગૌરવને ફક્ત સંભાર્યા કરવાથી આપણે જીવી શકવાના નથી. હાલમાં આપણી લગ્નપદ્ધતિ કેવી છે તે નરી આંખે જોઇ, શાંતિથી વિચારપૂર્વક તેનું પ્રથક્કરણ કરવાની જરૂર છે. પૂર્વે સ્ત્રીઓ સતી થતી માટે આજે પણ વિધવાઓને જીવન પર્યંત બલજબરીથી આત્મદમન કરાવવું તે કાંઇ ન્યાય નથી. તેથી સમાજની પવિત્રતા વધતી નથી; પણ ઉલટી સમાજ વધુ પતીત થાય છે. પુરૂષોને માટે એક પત્નીવ્રતનો નિયમ અમલમાં મૂકવાની વાતજ થતી નથી. રોગી, કોઢી, વૃદ્ધ, અશક્ત, કંગાળ, દુરાચારી–ગમે તેવો પુરૂષ કોઈપણ નિર્દોષ બાલાનો માલીક થવાને હક્કદાર ગણાય છે. આવી રીતે આપણી સમાજમાં હાલમાં માંસના–રક્તના વેચાણ થાય છે. ખુબસુરતી અને જુવાની–પ્રભુની ઉમદા ભેટો લક્ષ્મીવાનો ફક્ત પૈસાના જોર પર ખરીદી જાય છે અને લક્ષ્મીભૂખ્યા–માંસભક્ષક પિતાઓ પોતાની પુત્રી વેચતાં શરમાતા નથી.

શિક્ષિત યુવાનો અને યુવતીઓ નવજીવનનાં સ્વપ્નાં જુએ છે. કલાપી, શેલી, શેકસ્પીઅર, કાલિદાસ ને ભવભૂતિની ભાવનાના

ભૂખ્યા થાય છે. ગાંધી, તિલક, ગોખલે, અરવિંદ, લાલાજી ને માલવિયાની વિચાર સૃષ્ટિમાં ઘૂમે છે. વિદ્યાર્થી જીવનમાં 'સંસારી થઇ આમ કરીશ. તેમ કરીશ. સમાજ સેવા–દેશ સેવામાં રસ લઇશ' એવા મનોરથો ઘડે છે; પણ તેમના મનોરથો, તેમની આશાઓ–અરે! તેમના જીવનનેજ 'લગ્ન'ની ભયંકર ચક્કી કચડીને પીલી નાખે છે. યુવાનો યોગ્ય સહચરી વિના સંસારને સૂનો માને છે. યુવતીઓને જુલમી, અન્યાયી અને રોગી પતિ મળે છે. તેમની ભાવનાઓ જૂદી હોય છે. પતિપત્નીના જીવનની દિશાજ નોખી હોય છે. તેઓ એક બીજાને સમજી શકતાં નથી–સમજવાનો પ્રયત્ન કરતાં નથી–તેમનાં દીલ મળતાં નથી. કોઇ સ્થલે કંઇ તો કોઇ સ્થલે કંઇ ખામી હોય છે: કેમકે તેમની સગાઇ થતી વખતેજ 'ગંભીર ભૂલ' કરવામાં આવે છે. ગ્રેજ્યુએટ પતિને ફક્ત ચુલામાંજ જીવનની સાર્થકતા માનનારી સ્ત્રી મળે છે. બેચાર ચોપડી ભણી હોય તોપણ પિયરમાંથી એવા સંસ્કારો પડયા હોય કે પતિની ગગનગામી કલ્પના તેને ગમતી નથી; પુરૂષો કરતાં સ્ત્રીઓની સ્થિતિ અતિ કરૂણ છે. સ્ત્રી પતિપર જીવન ઓવારી નાખે. તેને રાજી રાખવાને જીવ પટકી નાખે; પણ પતિરાજ રીઝેજ નહિ. સ્ત્રીને કોઇ જાતની સ્વતંત્રતા નહિ, તે પતિ સાથે કોઇ જાતની સામી દલીલ ન કરી શકે. ફક્ત બચ્ચાં જણ્યાં કરે! અને તે પણ કેવાં? અશક્ત, માયકાંકલા જેવાં–ટેટાં જેવાં–નામર્દ! અભણ દંપતિના બાલકોમાં ઉન્નત ભાવના, ઉદાર વિચાર શક્તિ કે સર્જન શક્તિ ક્યાંથી હોય? ભિન્ન વિચારના દમ્પતિનું બાલક બુદ્ધિવાન કેમ થઈ શકે? દિલ વિનાનાં જોડાણમાંથી સ્નેહાળ પ્રજા ક્યાંથી ઉત્પન્ન થાય? પાશવ

વ્યવહારમાંથી " મનુષ્યો " કેમ જન્મે! ગુજરાતમાં એવાં કેટલા સ્ત્રી પુરૂષો છે કે જેઓ પ્રભુનો ડર રાખી, પ્રમાણિક હૃદયે એમ કહી શકે કે ' અમારા સંસારમાં અમે સુખી છીએ. અમે એકમેકને ચાહીએ છીએ. અમારા દીલ મળેલાં છે '? ગાફીલ નિદ્રામાં–અજ્ઞાનતાને લીધે આપણે એક જાતની બલાત્કારે, લાચારીથી પેદા કરેલી 'લાગણી' ને ' પ્રેમ ' માની લઇએ છીએ. પરણ્યા પછી સ્ત્રી માની લે છે કે: " ગમે તેવો પણ તેનો પતિ તેના બાપે પરણાવ્યો તેજ છે. તે પ્રભુ છે, બ્રહ્મા છે, વિષ્ણુ છે. મહેશ છે. તેના શિવાય બીજાનો વિચાર કરવો તે પાપ છે–બીજાની વાંછના કરવી તે વ્યભિચાર છે. તેમ કરવાથી રૌરવ નર્કમાં જવું પડે. તેની સાથે જીવવું ગમે યા ન ગમે, દિલ મળે યા ન મળે તોપણ તેની જ સાથે જીવ્યા વિના છૂટકો નથી. " તે એમજ માની લે છે કે ઇશ્વર પણ એ બેડી કાઢી શકે એમ નથી. આવી માન્યતા નિ-રાશા ઉત્પન્ન કરે છે ને નિરાશામાંથી લાચારી ઉત્પન્ન થાય છે. દીલ પર ઘા કરીને, બલાત્કારથી, હજારોવાર એકાંતમાં છૂપાં અશ્રુ સારી ને પરણ્યા ધણી પ્રત્યે રંક પત્ની એક પ્રકારની ' લાગણી ' જન્માવે છે. આ લાગણીને લીધે તે પતિને જમાડે છે, હસાવે છે, રમાડે છે. પોતે જેમ તેમ દહાડા પૂરા કરે છે. બે પાંચ બચ્ચાંની 'મા' થાય છે અને પચ્ચીસ વર્ષની વયે 'વૃદ્ધા' જેવી દેખાય છે; ત્રીસેક વર્ષમાં આવરદાની દોરી કપાઇ જાય છે ને તે તેના પતિને કોઈ તેર ચૌદ વર્ષની કન્યકાનું પાણી ગ્રહણ કરવાનો ' પરવાનો ' આપી, પ્રભુના અદીઠ મંદિરમાં ચાલી જાય છે. સ્મશાનમાં તેના શરીરની ખાખ થાય છે, બારમે ને તેરમે બ્રાહ્મણો ' ચકાચક '

ઉડાવે છે ને પછી જો તેનો ધણી ચીચોડાવાળો હોય તો તેની 'ખાનદાની' ટકાવી રાખવા માટે, કોઇ પરમાર્થી દીકરીવાળો પોતાની બારતેર વર્ષની બાલાને તેના ગૃહિણી પદ પર નીમી દે છે!

યુવાનોના અભિલાશ પણ એમજ કચડાય છે. માબાપે પસંદ કરેલા કોઇ બાલાને તેણે ચાહવીજ જોઇએ. તેજ તેના ગૃહરાજ્યની મંત્રી–તેજ તેના જીવનમંદિરની જ્યોતિ! તે અભણ હોય, ફુવડ જેવી હોય તોપણ તેને તેણે 'શકુંતલા' સમી માનવી જોઇએ–તેનાજ નયનોમાં કાવ્ય જોવું જોઇએ. તે મરી ન જાય ત્યાં સુધી પોતાનું દીલ બીજી કોઇ લલના સાથે જડાયું હોય તોપણ તેણે પ્રેમનું બલિદાન આપી જીવનની ખાખ કરવીજ જોઇએ.

જ્યાં પતિપત્ની ઉભય અભણ–જડ જેવાં હોય ત્યાં તો પશુ કરતાંય નપાવટ હાલત હોય છે. કુક્કર પેઠે તેઓ જીવે છે ને જણે છે. જીવન એટલે શું? જીવનમાં કાંઇક હેતુ છે કે નહિ તેનું તેમને ભાનજ નથી. સ્ત્રી પુરૂષના શરીરના અણુપરમાણુના સ્વાભાવિક આકર્ષણને લીધે તેઓ સંસાર ભોગવે છે. બચ્ચાં વધે, જીવન ટૂંકાં થાય, તો 'નસિબ'નો દોષ કાઢતાં તેમને તેમના બાપદાદાએ શીખવેલું છે. એટલે તેઓ પોતાનો દોષ જોતાંજ નથી ને વર્ષે દહાડે ઘરમાં 'પારણું' બાંધવાનું ચાલુજ રાખે છે!

'આત્મા ઓળખે તે વર ને ન ઓળખે તે પર–' કવિએ કહ્યું ને આપણે કાન પર હાથ દઈ સાંભળ્યું. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એ સુત્ર તો આપણે શિક્ષિત મંડલીમાં વાદવિવાદ કરતી વખતે ટાંકવાને માટેજ સ્મરણમાં રાખ્યું છે. અભણોને તો 'આત્મા' કે 'પરમાત્મા'ની દરકારજ નથી. તેઓ અજાણતાં

જીવે છે ને મરે છે. ' જીવતાં મુરદા ' જેવી તેમની હાલત છે અને શિક્ષિતોનાં જીવન ' અનંત આગ ' સમાં છે. આ અનંત આગમાંથી આપણે અમીરસ કાઢવાનો છે. એ જીવતાં મુરદાંઓમાં આપણે ચેતન પ્રેરવાનાં છે. પણ તે ચાલુ ચીલામાંજ ચાલ્યા જવાના દુરાગ્રહથી કેમ થઇ શકે ?

ગુજરાતનાં દમ્પતિઓને જો આપણે 'જીવતાં મુરદાં' ન રાખવા હોય, આપણા દેશની ભાવી આશાનો જેમના પર આધાર છે એવાં શિક્ષિત યુવાનો અને યુવતીઓનાં જીવનમાંથી ભડભડતી આગ બુઝાવી તેમને ઉત્સાહી, આશાવાદી અને ચેતનવંતાં બનાવવાં હોય તો હાલની પાશવ લગ્નપદ્ધતિનો નાશ થવોજ જોઇએ. જો તેમ નહિ થશે તો આપણા ' મોતનાં નગારાં ' વાગતાં હવે વાર લાગવાની નથી. દિવસ ઉગે પલેપલે–આપણાં નવયુવાનો અને યુવતીઓની અશાંતિ. મુઝવણ–દીલની વ્યથા ભયંકર રીતે વધતી જ જાય છે. તેમનાં દીલમાં જવાલામુખી ધુંધવાઇ રહ્યો છે. એ ધુંધવાતો ધુનિ પ્રખર અગ્નિનું સ્વરૂપ લે તે પહેલાં આપણે જો જીવવા માગતા હોઇએ તો જાગી જવાની અને આપણી સમાજની સુયોગ્ય સિદ્ધાંતો પર પુનર્ઘટના કરવાની આવશ્યકતા છે.

સમાજની હાલની અસ્વાભાવિક અને માનવ જીવનને પ્રતિકૂલ લગ્નપદ્ધતિથી કંટાળી ગયલાં યુવકો તથા યુવતીઓ લાંબા કાળથી જેમ તેમ લઇ ચલાવેલી આ ' ઘોર ગુલામગીરી ' સામે બંડ ઉઠાવવાના અંતિમ રસ્તાપર ન આવે તે જોવાને દરેક સમાજ નાયક તથા દરેક વિચારક આતુર છે. સામાજિક બંડ ( Social anarchism ) રાજકિય અરાજકતા કરતાંય વધારે ભયંકર હોય છે. આ

ભયંકર ક્રાંતિનો સમય ન આવે તે માટે એક ચેતવણી રૂપે આ નવલકથા લખવામાં આવી છે. તે પર વિચાર કરવાની, ટીકા કરવાની, યોગ્ય રસ્તા સૂચવવાની અને અંતે નવયુગને અનુકૂલ લગ્ન પદ્ધતિ ઘડી કાઢી તે સત્વર અમલમાં મૂકવાની પ્રત્યેક ગુજરાતીની ફરજ છે. આ ગંભીર કર્તવ્યમાં હવે વધુ વખત ઢીલ થશે તો તેથી સામાજિક અંધાધુંધીનો ભયંકર દૈત્ય ડોળા ઘૂરકતો આપણી સામે આવી ઉભો રહેશે.

'અંધકારપર પ્રકાશ' આ દિશામાં જન સમાજને પ્રેરવાનો એક પણ રંક પણ ઉત્સાહી પ્રયાસ છે. તેમાં પૂર્ણ સત્યજ છે એમ માની લેવાની કંઇ જરૂર નથી. તેમાં જે સુંદર લાગે તે સ્વીકારવાની અને જે અયોગ્ય લાગે તેનું ખંડન કરવાની પ્રત્યેક વાંચનારને સ્વતંત્રતા છે. હું ઇચ્છું છું કે આ પુસ્તક જે જે ભાઇ બહેનોના વાંચવામાં આવે તે સર્વ આ ગંભીર સવાલ પર જાતે વિચાર કરતાં શીખે; અને પરસ્પર ચર્ચા કરી નવનીત તારવી જીવનમાં 'મસ્તી' જન્માવી ગુર્જર સમાજને રમણિય ફૂલવાડી બનાવવાને મથે.

'આવતી કાલ'ના ગર્ભમાં સામાજિક બંડ ઘૂરકી રહ્યું છે. જાણી જોઇને અથવા અજ્ઞાનતાને લીધે, નામરદાઇ તથા લાચારીથી આપણે હાલની પશુવત્ લગ્ન સંસ્થાનો બચાવ કરવા મથીએ છીએ; પણ પરિણામની પરવા કર્યા વિના હાલની કાયદાસર વેશ્યાવૃતિનો-હાલમાં ચાલતા હાડચામના વેપારનો નાશ કરવાને આપણે કમ્મર કસવી જોઇએ. એ આપણી ફરજ છે, કર્તવ્ય છે, ધર્મ છે.

"સમાજ જીવન" માસિકના તંત્રી–મારા મિત્ર ભાઇ નારાયણજી ગોકળદાસ ડોસાણી પોતાના માસિકમાં આ પ્રશ્ન ચર્ચી રહ્યા છે. પ્રથમ આ નવલકથા તેમના માસિકમાંજ પ્રકટ થયલી. તેમના ઉત્સાહ તથા સાહસથી આજે આ નવલકથા પુસ્તકાકારમાં ગુજરાતને ચરણે ધરાય છે.

ગુજરાત તેને સત્કારશે કે અવગણશે ? આ પ્રશ્નનો જવાબ 'આવતી કાલ' આપશે.

| | |
|---|---|
| ૩૧, અનન્ત વાડી,<br>મુંબઇ: તા. ૧૧–૮–૧૯૨૧ | સાકરલાલ મગનલાલ કાપડિયા. |



" પ્રસન્ન રહે દેવતા જ્યાં પામે સન્માન સુંદરી. " મનુ.

વડોદરા તથા પોરબંદર સ્ટેટની લાયબ્રેરીઓમાં તથા કેળવણી ખાતામાં મંજુર થયેલું

મુંબઇ ઇલાકામાં લોકપ્રિય થઇ પડેલું માસિક

# સમાજ જીવન.

તમે 'સમાજ જીવન' ને તમારા કુટુંબમાં સત્કાર્યું છે ?

હા—

તો તમારા મિત્રો, સખીઓ, પરિચિતો અને સગાંસંબંધીઓને પણ "સમાજ જીવન"ના સદેશ સુણાવવા મથન કરો.

સત્ય સિવાય બીજો કોઇપણ ધર્મ ઉંચો નથી. —મનુ.

તમે " સમાજ જીવન " નથી મંગાવતા ? અફસોસ ! તમે એક અણમોલ લ્હાવો ગૂમાવી દોછો. ચાર રૂપિયાના નજીવા લવાજમમાં વર્ષે વિધવિધ વિષયોનાં પકવાન તમને ઘેર બેઠાં મળે છે, છતાં તમે ચાર રૂપિયા સામું જુઓ છો ?

ગુજરાતીઓના સંસારમાં રસઝરણ વહાવવા, સર્વ ગુજરાતીઓને નવયુગના યુદ્ધમાં ઝૂઝવા માટે તાકાત આપવા અને સાચી આઝાદીનું ભાન કરાવવાનો રંક પણ ઉત્સાહી પ્રયાસ આ માસિક કરી રહ્યું છે.

મનુષ્ય પોતેજ પોતાના ભવિષ્યનો વિધાતા છે.

આપણી સમાજની આર્થિક, નૈતિક, શૈક્ષણિક, ધાર્મિક આદિ સ્થિતિપર વિદ્વાન વિચારકોની ગંભીર અને રસ ઝરતી કલમથી લખાયલા લેખો દર માસે તમારા ઘેર બેઠાં આવી મળશે.

વાર્ષિક લવાજમ: હિન્દ માટે રૂ. ૪), હિન્દ બહાર રૂ. ૫),
બીજા તથા ત્રીજા વર્ષની કમ્પલીટ બાંધેલી ફાઇલો.
દરેકના રૂા. ૫-૦-૦.

સત્વર લખો:—વ્યવસ્થાપક:—સમાજ જીવન.
૧૫૭-૫૯, ગુલાલવાડી મુંબઈ નં. ૪.

# ગુજરાતી પુસ્તકાલયોને

સર્વ પ્રકારનાં પુસ્તકો અમારે ત્યાંથી કિફાયત ભાવે મોકલવામાં આવશે.

કોઈપણ ગૃહસ્થને ગમે તે પુસ્તક જોઈતું હોય તો અમારી પાસેથી મંગાવ્યે ફાયદો થશે.

સેવાસમિતિ પુસ્તકાલય:

૧૫૭-૫૯ ગુલાલવાડી, મુંબઈ નં. ૪.

# અનુક્રમણિકા.





## LAW of KARMA.

[ *From The Light of Asia* by SIR EDWIN ARNOLD ]

It knows not wrath nor pardon; utter true
 Its measures mete, its faultless balance weighs;
Times are as nought, to-morrow it will judge,
 Or after many days.
By this the slayer's knife did stab himself;
 The unjust judge hath lost his own defender,
The false tongue dooms its lie; the creeping thief
 And sqoiler rob, to render.
Such is the Law which moves to righteousness,
 Which none at last can twrn aside or stay;
The heart of it is Love, the end of it
 Is Peace and Consummation sweet. Obey!

## પ્રકરણ ૧ લું.

### લલિત કુમાર.

મનુષ્ય જન્મે છે ને મરી જાય છે, કોઇ લક્ષ્મીની પથારીમાં આળોટે છે ને કોઈ એક ટંક ભોજન વિના ભૂખે ટળવળે છે, ઉષા પછી મધ્યાન્હ ને મધ્યાન્હની સન્ધ્યા થઈ બીહામણી રાત્રિ ડોળા ધૂરકાવતી આવી ઉભી રહે છે. બાળપણની નિર્દોષ રમતગમતોને યુવાની ખૂંચવી લે છે ને યૌવનવસન્તમાં મહાલ્યા ન મહાલ્યા ત્યાં તો વૃદ્ધાવસ્થા જીવનમાં ઝેર રેડવા દોડી આવે છે. કોઇનું સુખ અનન્ત નથી. કોઇનું દુઃખ અનન્ત નથી. કોઇ જન્મથી જ પુષ્પના બિછાનામાં લોટે છે ને કોઇ અથડાતાકૂટાતા જેમ તેમ મોટા થાય છે. જેને જે જોઇએ છે તે નથી મળતું અને જે નથી જોઇતું તે વગર માગ્યે મળે છે. જગતમાં આવી વિચિત્રતા હોવાનું કારણ શું ? જગતને માટે અનન્ત શાન્તિ મેળવવાનાં સાધનો ક્યાં છે? સુખદુઃખ, ટાઢતડકો, શાંતિઅશાંતિ, પાપપૂણ્યનાં જોડલાંની શી જરૂર છે? જીવનમાં કલહકંકાસ, દુઃખદાહ, અશાન્તિ, પાપ વિગેરે વિકારો શા માટે પ્રવેશે છે ? આવા આવા અનેક વિચારોથી લલિતકુમારનું મગજ ઘૂમી ગયું હતું. તે શાન્તિનો પરમ ઉપાસક હતો. પ્રેમનો પરમ ભક્ત હતો. સૌન્દર્યનો પુજારી અને કલાનો ફકીર હતો; પરંતુ શાન્તિ, પ્રેમ, સૌન્દર્ય અને કલા હજુ સુધી તેને મળ્યાં ન્હોતાં.

" શું ત્યારે આ ઝિન્દગી એક મશ્કરી છે ? માણસ જન્મે, મરી જાય; સુખી થાય, દુઃખી થાય; દિવસ પછી રાત્રિ; વસન્ત પછી

ગ્રીષ્મ; ઉષા પછી મધ્યાન્હ; શાન્તિ પછી અશાન્તિ: શું આવાં જ વિધિમાં વિધાન છે ? શું પ્રભુના આ અતૂટ નિયમો છે ? ત્યારે શું આ જગત્ પ્રભુને રમવાનું એક રમકડું છે ? ” હજારો વાર તેણે આ પ્રશ્નો તેના મગજને પૂછયા હતા પણ તેના જવાબ મેળવી શક્યો ન્હોતો.

રાતના આઠેક વાગવાનો સમય થયો હતો. લલિતકુમાર પોતાની ઓરડીમાં એક આરામખુરશી પર પડયો પડયો કંઇ વિચારમાં લીન થઇ ગયો હતો. તેનું વય ભાગ્યે જ વીસ વર્ષનું હશે. આટલી નાની વયમાં જીવનના અતિ વિકટ પ્રશ્નો પર વિચાર કરવાની તેને ટેવ પડી હતી અને એ ટેવથી તેણે અશાન્તિ વહોરી લીધી હતી. તેનો બાંધો એકવડો છતાં શરીર ઠીક કસાયલું હતું. આંખો વિશાળ, કાળી અને તેજસ્વી હતી. વદન ગોળ અને આકર્ષક હતું. ચામડી ઘઉંવર્ણી અને માથાના વાળ ચક્રચક્રિત કાળા હતા. હમણાં એક સાદું પંચીયું અને મલમલનું પહેરણ પહેરી તે બેઠો હતો અને ગંભીર વિચારોમાં ગૂથાઇ ગયો હોય એમ તેને જોતાં તરત જ જણાઇ આવે તેમ હતું.

તેની ઓરડી દશ ફૂટ પહોળી અને દશ ફૂટ લાંબી હતી. એક બાજુ નાની ખાળ અને પણિયારૂં હતાં. પણિયારાની પાસે જ રાંધવાની જગ્યા હતી; પણિયારાપર એક પાણીનો કૂજો ને એક ઘડો પડી રહેતાં. રાંધવાની ચૉકડીમાં થોડાંક વાસણો જણાતાં હતાં. બાજુમાં જ એક સગડી તથા સ્ટવ પડેલાં હતાં. બાકી પાંચ છ ફૂટ જગ્યા ભાગ્યેજ રહેતી તેમાં લલિતકુમારનો સરસામાન પડયો હતો. સામાનમાં એક કપડાંની

ટેંક, એક લખવાની ડેસ્ક, એક આરામ ખુરશી, થોડાંક પુસ્તકો, એક સાદડી અને રાજેશ્રી પોતે! દિવાલ પર બે ચાર લોકનાયકોના ફોટા, એક બે રવિવર્માનાં ચિત્રો અને તેના બાજુમાં ખીંટી પર ડગલો, ખમીસ ને ટોપી લટકતાં હતાં. ઓરડીમાંની વસ્તુઓનાં આવનારને ભરત દર્શન થાય તેટલો પ્રકાશ એક ચીમની આપતી હતી. ઓરડીને એક બારી હતી પણ તેની પાછળ ગટર હોવાથી તે બંધ રાખવામાં જ ડહાપણ હતું અને બારણાની સામે બે માણસ ભાગ્યે ચાલી શકે એટલી જગ્યા મૂકી બીજી ઓરડીઓ આવેલી હોવાથી વાયુદેવને લલિતકુમારની શોધ કરવાની તિવ્ર ઇચ્છા થાય તોપણ તેનાથી સહેલાઇથી આવી શકાય તેમ ન્હોતું.

" આ તે કઇ જાતની દુનિયા? ગુનેહગારો ધોળે દહાડે છાતી કહાડીને ફરે છે ને નિર્દોષો વિના વાંકે માર્યા જાય છે. પાપીઓને સમાજ સજા નથી કરતી ને પૂણ્યશાળીની ધુળ કાઢી નાખે છે. શા માટે? શા માટે આવા અન્યાયો જગતના વાતાવરણને ઝેરી બનાવી દે છે? અને પ્રભુ—જો આ સર્વ વિશ્વયંત્રનો કોઇ નિયંતા હોય તો તે—આ પાપ, આ અનાચાર, આ જૂલમ, આ દમ્ભ શા માટે ચાલવા દે છે? ગરિબ મજૂરનાં બાળકો દૂધ વિના ટળવળે, તેની સ્રીને પૂરતાં વસ્ત્ર ન મળે, તેના થાક્યાપાક્યા શરીરને પેટપૂર અનાજ ન મળે ને તેના મહેનત પર જીવતા, તેના લોહીમાંથી કમાણી કરતા તેના શેઠને મોટર વિના એક ઘડીભર ન ચાલે! ગરિબ બાપડો મજુર અંધારી, ઝેરી હવાવાળી, જેમાં કુતરાઓ પણ ન રહે એવી જગ્યાએ રહે ને તેનો શેઠ સુન્દર આલીશાન બંગલામાં વિલાસ

કરે ! એક વર્ગ મહેનત કરી કરીને મરી જાય ને તેની મહેનતમાંથી દ્રવ્ય મેળવી બીજો વર્ગ અયશઆરામ કરે-પાપ કરે-જૂલમ કરે અને છતાં-છતાં તેની તિજોરી ભરપૂર છે, એક તેની સહીનો ચૅક સ્વીકારે છે, લોકો તેને શેઠ કહે છે તેટલા માટે જ તે "આબરૂદાર" ગણાય છે." લલિતકુમાર આવા આવા વિચાર કરી રહ્યો હતો અને તેથી તેનું મગજ અશાન્ત બની ગયું હતું. તેના વિચારો બંડખોર ન્હોતા. તે અન્યાયી અથવા ઉદ્ધત પણ ન્હોતો. અશક્ય સ્વપ્નોમાં વિહાર કરવાનો તેને શોખ ન્હોતો. તે નાનો હતો. તેણે વીસ એકવીસ દીવાળીના જ દીવા જોયા હતા; પરંતુ ટુંકા જીવનમાં તેણે ભારતવર્ષના અનેક પ્રશ્નોનો અભ્યાસ કર્યો હતો. વિશ્વનો નવ યુગમાં થયેલો સંચાર તે જોઇ શકતો હતો અને પ્રગતિની નવી સરતમાં ભારતીઓ વિદેશીઓ સાથે દોડી શકશે કે નહિ તેનો વિચાર કરવામાં તે ઘણી વાર કલાકોના કલાકો ગાળી નાંખતો.

પશ્ચિમના સમાનતાવાદીઓના વિચારો તેને સર્વથા માન્ય ન્હોતા: તે બે ચિત્રોની તુલના કરતો. ઉભયની ખામીઓ તથા ખુબીઓ શોધતો અને પુખ્ત વિચાર પછીજ નિર્ણય પર આવતો: શ્રીમંત અને ગરિબ બન્ને પક્ષની સ્થિતિની તેણે અનેકવાર તુલના કરી જોઇ હતી અને અંતે ગરિબોની અજ્ઞાનતાનો લાભ લઇ શ્રીમંતો તેમને ચૂંસતા આવ્યા છે એવો તેનો નિશ્ચય થઇ ચૂક્યો હતો. મુંબઇની મીલોના ભયંકર ભુંગળાઓમાંથી તે ગરિબોની હાય ધુમાડા રૂપે નીકળતી જોતો. મીલોના એંજીનમાં વપરાતા કોલસાની કાળાશ જેવા કાળાં હૃદયોના જુલમી શેઠોને તે વર્તમાનકાળના દૈત્યો માનતો.

જીવનની જરૂરિઆત જેટલો પણ પગાર આપ્યા વિના મનુષ્યબાંધ-વોને નોકરી કરાવી તેમના જીવનોને ચોળી નાખનારને તે મહા પાપી માનતો. મજુરોનાં બાળકોને દૂધ ન મળે–તેના કુટુંબને પૂરતાં વસ્ત્ર અને અનાજ ન મળે–શિક્ષણનો તો ગંધ શુદ્ધાં ન મળે–આ સ્થિતિ તેનાથી સહન થઇ શકતી ન્હોતી. થોડીક વાર સુધી તે વિચારમગ્ન હાલતમાં ચુપચુપ બેસી રહ્યો. બન્ને હાથોએ માથું દાબ્યું.

" ગઈ કાલે પેલી બિચારી વિધવાને મૅજીસ્ટ્રેટ સાહેબે આપ-ઘાત કરવાનો પ્રયત્ન કરવાના ગુન્હા માટે સજા કરીઃ–" તે બબ-ડવા લાગ્યો. મજુરો પળભર ભૂલાયા ને સ્મૃતિપટપર વિધવા આવી.

" પણ તેણે જીવનનો અંત લાવવાનું કેમ પસંદ કર્યું ? તેને શું દુઃખ હતું ? તે જીંદગીથી કેમ કંટાળી ગઇ હતી ? તે તેને કોણે પૂછ્યું ? સમાજ પરણેલી સ્ત્રીઓ વ્યભિચારી નીકળે તો તેને સજા કરતી નથી. ગુપ્ત રીતે વિકારવૃત્તિને સંતોષતી વિધવાઓને પણ સમાજ કંઇ પૂછી શકતી નથી. પણ આ બાઇનો ધણી તે પંદર વર્ષની હતી ત્યારે મરી ગયો, સોળમે વરસે તે એક પુરૂષ સાથે પ્રેમમાં પડી અને ગર્ભવતી થઇ ત્યારે ગર્ભપાત કરવાના પાપથી ડરી માટે સમાજે તેનો બહિષ્કાર કર્યો. જો તે ચુપચુપ કોઇ સ્થળે જઇ, ચાલાકીથી બાળહત્યા કરી નાખત તો તેને કોઈ પૂછત નહિઃ પણ તેણે બાળહત્યાનું મહત્ પાપ ન કર્યું. તે સમાજથી ન ડરી, પણ પ્રભુથી ડરી. તેણે સમાજનો કાયદો તોડી પ્રભુનો કાયદો માન્યોઃ માટે સમાજે તેનો તિરસ્કાર કર્યો. તેનો પ્રેમી તેને છોડી ગયો. તેનો કોઇ આધાર રહ્યો નહિ. તે સાગરને આશરે જવા તૈયાર થઇ. દરિ-

ચામાં પડી. પોલિસે બચાવી પણ બચાવનારેજ તેને કોર્ટમાં ઘસડીને કોર્ટે તેને એક અઠવાડીઆની કેદની સજા કરી. હવે એને શા માટે કેદની સજા થઇ તે જાણવાની કોઇ દરકાર નહિ કરે: પણ એ કેદમાં ગઇ હતી, એવું કાળું કલંક એને માથે જીવનપર્યંત રહેશે. એ ગર્ભવતી થઇ છે તે આખી સમાજ ધિક્કાર સાથ સાંભળશે. એની નિંદા કરશે. એનો તિરસ્કાર કરશે. એ કેદમાંથી છૂટીને આવશે ત્યારે એ જાણે કોઇ ડાકણ કે ચૂડેલ હોય તેમ બધા એનાથી દૂર નાસશે. એને પાસે આવવા નહિ દે. એને આશ્વાસનનો એક શબ્દ પણ કોઇ નહિ કહે. ત્યારે યુવાન વયે, નિરાધાર હાલતમાં એનું શું થશે ?"

તેના મગજ પર કોઇ હથોડા મારતું હોય એવું તેને લાગ્યું. ધગધગતો અંગાર મગજમાં સળગતો હોયની એવો દાહ તેને થવા લાગ્યો. તેણે જોસથી મસ્તક દાબ્યું, પણ અશાન્તિનું વાદળ વિખરાયું નહિ. પળે પળે તેની અશાન્તિ ભયંકર રીતે વધતી જ ગઇ.

થોડીક્વાર પછી તે મંદ સ્વરે બોલ્યો:

" પ્રભુ ! મારૂં શું થશે ? હું શું કરીશ ? હું શું કરૂં ? મારો દેશ-મારો પવિત્ર દેશ ભારતવર્ષ ! તેની આજે કેવી દશા ? જ્યાં ત્યાં અન્યાય અને અનાચારનો જ ત્રાસ ! સર્વત્ર વહેમ અને અંધકારનાં જ જાળાં ! પ્રભુની નહિ પણ શયતાનની પૂજા ! આમ તે કેમ ચાલશે ? અને જો આમ જ ચાલશે તો કૃષ્ણચંદ્રની આ લીલાભૂમિ ભવિષ્યમાં કેવી ભયંકર પિશાચભૂમિ બની જશે ? વિધવાઓના ઉષ્ણ નિઃશ્વાસો, ગરિબોની કળકળતી હાય, અયોગ્ય પતિને પરણેલી યુવતીઓના કલ્પાંતો અને અનેક આધિ વ્યાધિ ને ઉપાધિથી

ઘેરાયલા તરૂણોના હૃદયમાં બળતા પ્રચંડ દવાગ્નિથી અહિંના વાતા-વરણમાંથી સુખ અને શાન્તિના તરંગો જ નષ્ટ થઇ ગયા છે. એ હણાઇ ગયલી શાન્તિ, એ લૂંટાઇ ગયલું સુખ, એ છીનવાઇ ગયલી જાહોજલાલી, પ્રભો! અહિં પાછી ક્યારે આવશે ?"

તે ઉઠયો. નાની ઓરડીમાં એક નિઃશ્વાસ નાખી આમ તેમ નજર કરી. અશાન્તિ બહુ જ વધી ગઇ હતી. તે આમ તેમ આંટા મારવા લાગ્યો. તેની આંખોમાં આંસું ન્હોતાં પણ જાણે રડું રડું થઇ રહી હોય એવી તે લાગતી હતી.

" ગમે તેમ હો; પણ વિશ્વકર્તા–સમગ્ર જગતનો સંચાલક–પૃથ્વીનો પરમ કૃપાળુ પિતા આ દુઃખ અને અશાન્તિનો ઉત્પાદક હોય એમ તો હું નથી માની શકતો. પ્રભુએ તો સર્વત્ર સુખ શાન્તિની સરિતાઓ પૂર વેગથી વહેતી મૂકી દીધી છે. એ સરિતાઓનાં ઝરણ માનવીઓએ રોક્યાં. પ્રભુએ જગત્ પર આવી રૈડવા ચંદ્રનો બનાવી છે. કોકિલા મધુર ગાન સંભળાવે છે. નદીનાં ઝરણાં કેં અનેરાં તાન મારે છે. હરિયાળી વનસ્પતિ, સુંદર–સુગંધમય પુષ્પો, નાનાં મોટાં ઝરણાં ને પહાડ પર્વતો, એ બધું ય પ્રભુએ મનુષ્યોનાં સુખ માટે સરજ્યું છે. દિવસ ઉગતાંજ મદભરી ઉષાની ગુલાબી ઓઢણીના દર્શન થાય છે; સૂર્યનાં કિરણો અંધકાર ચીરી ઉત્સાહ પ્રેરે છે; સન્ધ્યા પુનઃ સૌન્દર્યનાં દર્શન કરાવી આસમભરી રાત્રિ મોકલે છે; ને રાત્રિએ પણ પ્રેમીઓને શાન્તિ આપવા ચંદા ખડીજ છે ! આવી સુંદર પૃથ્વી પ્રભુએ બનાવી; છતાં તેમાં દુઃખ શા માટે? અશાંતિ શા માટે ? પાપ શા માટે ? જૂલમ શાને લીધે ?......" તેનો

આવેશ વધતોજ ગયો. પ્રભુના કાયદાઓ તોડનાર–વિશ્વનિયમોનું ખંડન કરનાર પર તેને ભયંકર ક્રોધ ઉપજ્યો. પોતાના ક્ષુલ્લક સ્વાર્થ માટે અખિલ માનવસમાજની શાન્તિનું ખૂન કરનારાઓને પકડી પકડીને ફાંસીએ ચઢાવી દીધા હોય તો તે પણ પુણ્યકર્મ છે એવો વિચાર એકવાર તેના મનમાં આવ્યો: પણ તેની વિચારમાળા એક પ્રચંડ અવાજે તોડી નાખી.

" લલિતકુમાર એમ. મહેતા." બહારથી અવાજ આવ્યો. તરત તેણે બારણું ઉઘાડયું:

" કેમ શું કામ છે, ભાઇ ? "

" તાર હૈ. " તારનો પટાવાળો બોલ્યો.

તારનું નામ સાંભળી આજુબાજુનાં પાંચ દસ માણસો ભેગાં થઇ ગયાં. તે બધાય " તાર " થી ખૂબ ગભરાતાં. લલિતકુમારે પટાવાળાને સહી કરી આપી. તાર લીધો. પાડોશીઓ–એક બે સ્ત્રીઓ–તારમાં કાંઇ માઠા સમાચાર જ હશે એમ પ્રથમથી જ માની બેઠાં હતા અને જાણે પોતાની ધારણા કદિ જૂઠી પડેજ નહિ એવી દઢ ખાત્રી હોયની તેમ અગાઉથીજ લલિતકુમારને દિલાસો દેવા તૈયાર થઇ ઉભાં હતાં.

" ભાઇ ! ગભરાશો નહિ. હોય, દુનિયામાં છીએ એટલે દુઃખ પણ આવે—" તારમાંની બીના જાણ્યા વિના જ એક બાઇ બોલી

" ભાઇ ! તાર વાંચોને: શું છે ? " એક પાડોશીએ પૂછ્યું.

લલિતકુમારે કવર ફાડી અંદરથી તાર કાઢી વાંચ્યો:

**Vina's marriage settled. come soon.**
**Maneklal***

* વીણાનાં લગ્ન નક્કી કર્યાં છે. જલદી આવો. માણેકલાલ.

૨

## અંધકાર પર પ્રકાશ.

"એ તો મારી બહેનનાં લગ્ન નક્કી થયાં. બીજું કાંઇ નથી." લલિતકુમાર બોલ્યો.

" આહ ! શ્રીજી બાવાની કૃપા બાઇ ! એથી રૂડું શું ? મારી તો છાતી ફાટી ગઇ હતી તારનું નામ સાંભળીને: " એક આધેડ બાઇ બોલી. તે એમ ખાત્રીપૂર્વક માનતી કે આ દુનિયાનું ચક્ર તેના શ્રીજી બાવાની કૃપાથીજ ચાલ્યા કરે છે.

લલિતકુમાર પાડોશીઓ સાથે બેચાર મિનિટ વાતચીત કરી પાછો ઓરડીમાં આવ્યો અને ખુરશી પર પડી બબડવા લાગ્યો:

" લગ્ન ! કોના ? વીણાના ! બાર વર્ષની બાલકીના લગ્ન ! એ લગ્નમાં સમજે શું ? લગ્નનું સ્વપ્ન પણ એને નહિ આવ્યું હોય એવામાં એના લગ્ન ? પ્રભુ ! આ શું થવા બેઠું છે ? બાપુજીએ પણ શું જોઇ આવું કર્યું હશે ? "

અંતે કંટાળી તે બિછાના પર પડયો પણ નિદ્રા દેવીએ તેને પોતાની મીઠી ગોદમાં લીધો નહિ. મહા મહેનતે રાતના બે એક વાગે તેની આંખો મળી. તેણે સ્વપ્નમાં શું જોયું તે તો અમે જાણતા નથી પણ એક બે વાર તે ઉંઘમાં કરૂણ સ્વરે બબડયો હતો:

" લગ્ન ! કોમળ, નાદાન વીણાના લગ્ન ! અરેરે ! એ બિચારી લગ્નમાં શું સમજે ? "

---

## પ્રકરણ ૨ જું.

### રામપુરમાં.

બપોરે ત્રણ વાગે બી. બી. સી. આઇ. રેલ્વેના રામપુર સ્ટેશનપર મુંબઇથી ઉપડેલી ટ્રેન આવી પહોંચી અને તેમાંથી કેટલાક ઉતારૂઓ સાથે એક તરૂણ પણ પ્લૅટફૉર્મપર ઉતર્યો. તરૂણના મુખપર શોકને લીધે ખિન્નતા છવાઇ ગયેલી સ્પષ્ટ જણાઇ આવતી હતી. પ્લૅટફૉર્મપરથી ધીમાં ડગલાં ભરતો, જાણે કોઇ સત્તાધીશ હોય તેમ. તે ટીકીટ આપી સ્ટેશનના ઝાંપામાંથી બહાર નીકળ્યો. એક બળદ-ગાડી લઇને એક નોકર તેને લેવા આવ્યો હતો. નોકરે નાના શેઠને જોઈ હાસ્ય કર્યું પણ યુવાનનું તે તરફ લક્ષ નહોતું. ગરીબ બિચારો નોકર સમજ્યો કે મુંબઇની હવાએ નાના શેઠને બેદરકાર અથવા મગરૂર બનાવી દીધા છે.

તે લલિતકુમાર હતો. સહવારે ટ્રેનમાં બેઠો ત્યારથી તે વીણા–તેની સાવકી બહેનના લગ્નનાજ વિચારમાં લીન થઇ ગયો હતો. નાહાન બાર વર્ષની બાલિકા વીણાને હજુ લગ્નનું સ્વપ્નું પણ નહિ આવ્યું હોય એવામાં તેના લગ્ન કરી નાખવા એ મહા પાપ છે, એવી લલિતકુમારની માન્યતા હતી અને તેથીજ તે શોકમાં ડૂબી ગયો હતો. ગુપચુપ, ચાકર સાથે એક પણ બોલ બોલ્યા વિના તે ગાડીમાં બેઠો અને નાના શેઠ સાથે તડાકા મારવાનું નહિ બનવાથી નિરાશ થયલો નોકર મ્હોડેની ડચકારીથી બળદોને દોડાવતો ગાડી હાંકવા લાગ્યો.

વૈશાખ મહિનાના દહાડા અને બપોરનો વખત ! પછી તાપનું

પૂછવુંજ શું ? સડક પાકી હતી પણ તે પર પાણી કદિ છંટાતુ નહિ. હમ્મેશાં ગાડાંઓની આવજાવ ચાલુ રહેતી હોવાથી રસ્તા પર ખૂબ ધુળ ઉડતી. સડક પર બન્ને બાજુએ થોડે થોડે છેટે આંબા, આંબલી, વડ, પીંપળો, વિગેરેનાં વૃક્ષો રોપેલાં હોવાથી સૂર્યનાં પ્રખર કિરણો સામે જરાક રક્ષણ મળતું.

આજુબાજુ સૃષ્ટિસોંદર્ય મનમોહક હતું. ઉત્તર તરફ નજર કરતાં એક મોટો પર્વત દર્ભાસન વાળી જમાનાઓથી સમાધિમાં બેઠેલો જણાતો હતો. દક્ષિણ તરફ આંબા અને કેળની લીલીછંમ વાડીઓ આંખો ઠારતી હતી. થોડેક દૂર બાવળોનાં વન હતાં તથા માર્ગમાં વચમાં વચમાં નાનાં નાનાં ઝરણાંઓ પણ આવતાં. ખેડૂતો આદર સળગાવતા હતા. રસ્તે એક વાવ આવતી અને તેમાં ગોવાળિયાઓ–મુસાફરો પાણી પી શાંત થતાઃ પરંતુ લલિતકુમારનું કોઇ પણ વસ્તુ પર ધ્યાન ન્હોતું. તેણે એક બે વાર નોકરને ઘરના માણસોની કુશળતાના સમાચાર પૂછ્યા અને પુનઃ મૌન પકડી પોતાની વિચારમાળાજ ચાલુ રાખી.

રામપુર ગામ અને સ્ટેશન વચ્ચે અઢી માઇલનું અંતર હતું. લગભગ અડધા કલાકમાં ગાડી ગામમાં દાખલ થઇ. લલિતકુમારને પોતાની જન્મભૂમિ જોઇ જરા આનંદ થયો. તેના મુખપર સ્મિત સ્ફુર્યું પણ પુનઃ વીણાના લગ્નની સ્મૃતિ થતાં તે સ્મિત વિલીન થઇ ગયું.

પર આવ્યું અને તે ગાડીમાંથી ઉતર્યો. તેનો પિતા ઓટલાપરજ બેઠો હતો. તેને તેણે પ્રણામ કર્યાં. લગ્નની ધામધુમ

ચાલુ થઇ ગઇ હતી તે એક નજર નાખતાંજ જણાઇ જાય તેમ હતું. બારણામાં માંડવો બાંધવાની શરૂઆત થઇ ચૂકી હતી. ઓટલાપર માણેકલાલની સાથે પાંચ છ ગૃહસ્થો બેસી નિરાંતે હુક્કો પી રહ્યા હતા. લલિતકુમારને જોતાંજ માણેકલાલે કહ્યું:

" કેમ ભાઇ ! તબિયત કેમ છે ? "

" સારી છે, બાપુજી ! " તેણે જવાબ આપ્યો.

" જા ઘરમાં જા. કપડાંબપડાં કાઢ. થાકી ગયો હશે. "

બીજા બોલની રાહ ન જોતાં લલિતકુમાર ઘરમાં ગયો. પાછલા ખંડમાં તેની સાવકી માતા દીવાળી કેટલીક સ્ત્રીઓ સાથે પાપડ વણતી હતી અને પાપડ વણતાં વણતાં ગીત ગાતી હતી. નાની વીણાને અંગે પીઠી ચઢી ગઇ હતી અને પીળી વાઘણ જેવી તે એક બાજુ બેઠી બેઠી મલકાતી હતી. તેને તેના લગ્ન થવાનાં છે એ બીનાથી અત્યંત આનંદ થતો હતો, કારણ કે હમણાં હમણાં સાસરામાં તથા પિયરમાં તેનાં માન વધી ગયાં હતાં. લગ્ન એટલે શું તે તો એ ન્હોતી જાણતી પણ લગ્ન કરનારને સારૂં સારૂં ખાવાનું મળે છે, સુન્દર અલંકારો તથા કિંમતી વસ્ત્રો મળે છે, સાસરામાં નણંદ અને સાસુ વહુજીને જોઇને ઓછી ઓછી થઇ જાય છે, એવો તેને અનુભવ થયો હતો. એટલે લગ્ન કરવામાં મઝા છે એમ તેનાં બાળક હૃદયે માની લીધું હતું. વળી તેની નાની મોટી સખીઓમાંની ઘણી ખરી પરણેલી હતી અને નાની વહુઓને લડાવવામાં આવતા લાડનો લ્હાવો લઇ ચૂકેલી હોવાથી વીણાને પણ તેમણે લગનમાં બહુજ મઝા છે એ બીનાથી અજ્ઞાત રાખી ન્હોતી. વળી સખીઓ દ્વારા નાની વીણા એ

પણ સમજી ગઇ હતી કે પતિનું નામ દેવું એ પાપ છે. તેના વિવાહ થયા પછી આજસુધીમાં તેને અલંકારો, વસ્ત્રો વિગેરેની ભેટ મળી હતી અને જ્યારે જ્યારે સાસરે જતી ત્યારે મીઠું મીઠું ભોજન મળતું. આ બધાં કારણોને લીધે લગ્નની ધામધુમ જોઇને તેના મુખ પર આનન્દની વીજળી ઝબકી રહેતી.

લલિતકુમારે કપડાં ઉતારતાં ઉતારતાં ઘરમાં નજર ફેંકી બધું જાણી લીધું અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. વિવાહ થઇ ગયા હતા. પાંચ છ દિવસ પછી લગ્ન થવાનાં હતા અને વીણા કન્યા મટી પત્ની થવાની હતી. પત્નીના ગમ્ભીર અને પવિત્ર કર્ત્તવ્યના ભાન વિનાની બાળાને નાદાન વયમાં પત્નીપદ આપવું એ વિચાર જ લલિતકુમારના હૃદયને અત્યંત દુઃખ દેતો હતો.

" બા !—" ડગલો તથા ટોપી કાઢી તે પાછલા ખંડમાં જઇ બોલ્યોઃ

" કોણ ? લલિત ! ક્યારે આવ્યો ભાઇ ? સારો છે ? તબિયત કેવી છે ? મુંબઇનાં હવાપાણી કેમ ચાલે છે ?" તેની સાવકી માતા દીવાળીએ ચાર પાંચ સામટા સવાલો પૂછી નાખ્યા.

" તું શું ભણે છે ભાઇ ? હવે તો મોટો થયો હો ! મારો મનુ હોત તો આજે તારા જેવડો થાત..." એક ચાળીસેક વર્ષની બાઇએ, દીવાળીના સવાલોનો લલિતકુમાર જવાબ આપે તેટલામાંજ કહ્યું. આ બાઇનો મનુ નામનો છોકરો પાંચ વર્ષનો થઇ મરણ પામ્યો હતો. તે જ્યારે પણ કોઇ યુવાન મુંબઇથી ભણીને આવે અથવા કોઈ કાંઇ હુશિયારીભર્યું કામ કરી કીર્તિ મેળવે ત્યારે તે તરતજ " મારો મનું

આજે હોત તો આવો થાત–મારો મનુ હોત તો આમ કરત–" એમ કહી પોતાના મનુનાં ગુણગાન ગાવા મંડી જતી.

" મારી તબિયત તો સારી છે, બા ! " લલિત બોલ્યો અને પાસે બેઠેલી વીણા તરફ જોઇ એક મંદ નિઃશ્વાસ નાખ્યો.

" વીણુ ! કેમ છે ? "

" મઝા છે, મોટા ભાઇ !–" નાની વીણા એકદમ ઉભી થઇ, લલિતકુમારનો હાથ પકડી રમત કરતી બોલી.

" બે ભાઇ બહેનની જોડી કેવી છે ! જાણે સગાંજ ભાઇ બહેન હોયની ! " એક સ્ત્રી બોલી.

" તે બહેન ! મારે વીણા ને લલિતમાં કંઇ જૂદાઇ છે કે ? લલિતને મેં મારા સગા દીકરા કરતાં વધારે ગણ્યો છે. "

" હાસ્તો મા ! ...એ કંઇ પારકો છે ! એના જનેતાની જગ્યાએ જ તમે છો ને ! પછી તમે એને દીકરા જેવો ગણો અને એ તમને મા ગણે એમાં નવાઇ શી ? બિચારો આવડો હતો ત્યારની એની મા મૂકી ગઇ'તી. " કહી એક વૃદ્ધાએ લલિતની માતા મરણ પામી ત્યારે લલિતકુમાર કેવડો હતો તે હાથના ઇશારાથી સમજાવ્યું.

લલિતકુમારની સાવકી માતા દીવાળીનું વય ત્રીસ પાંત્રીસ વર્ષનું હતું છતાં ગામડાંની તંદુરસ્ત હવામાં ઉછરેલી હોવાથી પચીસ સત્તાવીસ વર્ષની પ્રૌઢા હોયની તેવી તે લાગતી. ચામડીનો રંગ જરા શામળો, મ્હો ઘાટીલું, નાક જરા નાનું અને આંખો જરા મોટી–કાળી હતી. તેની યુવાની ઢળતી હતી છતાં આંખોમાં જુવાનીનો મદ જણાતો. શરીર તંદુરસ્ત હોવાથી આકર્ષક લાગતું. વીણા સિવાય બીજું કોઇ બા-

ળક ન થયલું હોવાથી આ ઉમ્મરે પણ તેની જુવાની જળવાઇ રહી હતી. માણેકલાલની તે બીજી પત્ની હતી અને બીજવરને પરણવાને લીધે પ્રથમથીજ લાડમાં ઉછરી હતી. માણેકલાલને તે જેટલું પાણી પાવા માગતી તેટલુંજ પાતી અને માણેકલાલ પણ દીવાળીના આંખનાં અણસારા પ્રમાણે ચાલવાને ટેવાઇ ગયો હતો. લલિતકુમાર માટે દીવાળીના મનમાં ખાસ ઉમળકો ન્હોતો; તેમ લલિતકુમાર મોટો થયા પછી સાથે રહેવા વધુ પ્રસંગ આવેલો નહિ હોવાથી તથા લલિતકુમાર મિલનસાર, સ્નેહાળ તથા ઉદાર સ્વભાવનો હોવાને લીધે હજુ દીવાળીના મનમાં તેને માટે અભાવ પણ પેદા થયો ન્હોતો. તે પોતે અપુત્રવતી હતી તેથી મીલકતનો એકલો ભાગીદાર લલિતકુમાર થશે તે માટે તેને ઘણીજ ચિંતા થતી અને ઇશ્વર તેનાં પુણ્યકર્મોપર નજર નાખી તેને પુત્રની બક્ષિસ કરે તે માટે તે અનેક વ્રતનિયમથી ઇશ્વરને રીઝવવાનો યત્ન કરતી. જાણે પ્રભુ એવી લાંચ આપવાથી રીઝી જતો હોયની તેમ તે અનેક જાતના દોરા ધાગા કરતી પણ હજુસુધી તેના ઇશ્વરે તેની અરજી ધ્યાનમાં લીધી ન્હોતી.

માણેકલાલ—લલિતકુમારનો પિતા રામપુરમાં આબરૂદાર વેપારી ગણાતો. સ્વભાવે શાંત હોવાથી સાધારણ ખટપટનો નીકાલ લાવવા માટે ગામમાં પંચ નીમાતું તેમાં માણેકલાલ હમ્મેશાં નીમાતો. અંગ્રેજી કેળવણીનો લાભ તેને ન્હોતો મળ્યો છતાં ગુજરાતી જ્ઞાન અને બુદ્ધિને પ્રતાપે વ્યાજ વટાવનો ધંધો કરી પોતાનું ગુજરાન આબરૂ દરકારથી ચલાવી શકતો. અંગ્રેજી નહિ ભણવા માટે તેને કદિ

પસ્તાવો થયો ન્હોતો; પણ સાથે સાથે તે જમાનાની નાડ પણ ઓળખી શકતો. અંગ્રેજીનો પવન જોરથી ફૂંકાય છે, પશ્ચિમના તેજમાં અંજાઇ માતૃભાષા પ્રત્યે લોકો બેદરકાર બનતા જાય છે, અંગ્રેજી ન જાણનારાને નવા જમાનામાં શોષવું પડશે એવો વિચાર કરીને જ તેણે લલિતકુમારને કૉલેજનું મોંઘુ શિક્ષણ આપવાની ઘણી મુશ્કેલી વેઠીને પણ વ્યવસ્થા કરી હતી.

" ભાઇ ! થાકયો હશે. સુઇ જા હમણાં: વીણા ! મોટાભાઇને બીછાનું નાખી આપ મેડાપર..." દીવાળી બોલી અને વીણા લલિતની આંગળી પકડી તેને મેડાપર લઈ ગઇ.

" વીણા ! બહેન ! તને પરણવું ગમે છે ? " મેડા પર ગયા પછી નાદાન વીણાને લલિતે પૂછ્યું.

વીણા શરમાઇ. આમ શરમાવાની તેને હમણાં હમણાં જ ટેવ પડી હતી. તેનું બાળપણ સમાજે ખૂંચવી લીધું હતું. તે પત્ની બનવાની હતી અને તેથી કુમારિકાના સાહજિક મસ્તી તેના જીવનમાંથી ઉડી ગઇ હતી. તેની સાસુ–નણંદ તથા માતાએ તેને શાણી–ગંભીર. લાજાળુ " વહુ " બનાવી દીધી હતી. લલિતના પ્રશ્નનો તેણે કંઇજ જવાબ આપ્યો નહિ. તે ગુપચુપ બિછાનું કરવા લાગી.

" બહેન ! તું લગ્ન એટલે શું તે જાણે છે ?"

" જાવ, મોટા ભાઇ ! એવું એવું શું પૂછો છો ? બળ્યું. મને તો શરમ આવે છે. લગ્ન એટલે શું વળી ? લગ્ન તે લગ્ન ! " કહી બિછાનું તૈયાર કરી તે વિશેષ કંઈ પણ બોલ્યા વિના નીચે ચાલી ગઇ.

"લગ્ન તે લગ્ન ! એ શું સમજે બિચારી કે એનો કેવી ભયંકર વેદીપર હોમ કરવામાં આવે છે ?" જરાક આવેશમાં આવી, બિછાનાપર પડી લલિત બબડયો.

"લગ્ન એટલે શું ? પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં. જીવનને સ્વર્ગસુખનો લ્હાવો ચખાડવો અને નિરંતર અમૃતના પ્યાલા ભરી ભરીને પીવા તથા પાવા. આ સુન્દર આદર્શને તજીને બાર વર્ષની નાદાન બાળકીનું લગ્નની વેદીપર બળિદાન આપવું એ શું માન-વસમાજને લાંછનરૂપ નથી ? શું વીણા જેવી અજ્ઞાન–નાદાન અણસમજુ બાળકીને ગંભીર જોખમદારીવાળું ગૃહિણીપદ સોંપવું એ લગ્નની–ધર્મની મશ્કરી કરવા જેવું નથી ? અરે ! રામ ! એ બિચારીને કોણ સમજાવે કે એના લગ્ન તે લગ્ન નથી પણ એક શર-મભર્યો ફારસ છે. હિંદુ ધર્મ અને મનુ મહારાજનું અપમાન છે." આવેશમાં આવી તે જરા મોટેથી આ વાકયો બોલ્યો અને પુનઃ શોકજનક વિચારોમાં એવી રીતે ડૂબી ગયો કે તે મુસાફરીના થાકથી કંટાળેલો હતો છતા તેને ઉંઘ આવી નહિ. બેચેન માણસની પેઠે તેણે બિછાનાપર આમતેમ આળોટયા કર્યું.

## પ્રકરણ ૩ જું.

### તનમન.

લલિત કુમારને તે રાત્રે બરાબર ઊંઘ પણ આવી નહિ. વીણાના લગ્ને તેના કોમલ હૃદયને હચમચાવી નાખ્યું હતું. શાસ્ત્ર અને ધર્મ તો બાજુએ રહ્યા પણ સામાન્ય બુદ્ધિથી પણ વિચાર કરતાં સમજી શકાય કે દશબાર વર્ષની કન્યાનું બાળપણ ખુંચવી લેવું તે ઘોર પાપ છે, તેમાં ધર્મ નથી, મનુમહારાજની કે ધર્મની આજ્ઞાનું આઠ દશ વર્ષની બાલિકાને પરણાવવાથી પાલન થતું નથી; પણ એવી કુમળી કલિને લગ્નની વેદીપર હોમી દેવી તે પ્રભુનો અક્ષમ્ય ગુન્હો કર્યા બરાબર છે એવી લલિતકુમારની માન્યતા હતી. વીણાને હજુ બાળપણના દુર્લભ લહાવા લેવાના કોડ હતા. તે સરખી સાહેલીઓ સાથે હજુ ઢીંગલાઢીંગલીની રમત રમવાને ઉત્સુક હતી. હજુ તેનું બાળહૃદય માતાપિતાની કુંજમાં સ્વચ્છંદે વિહાર કરવાની આશાથી ભરેલું હતું. તેવામાંજ તેને બાળા મટાડી ગૃહિણી બનાવવી એથી કયા ધર્મનું પાલન થાય છે અથવા તેમ કરવાનું વેદની કઈ ઋચામાં લખેલું છે ? મનુમહારાજે અથવા અન્ય કોઈ સ્મૃતિકારે કદાચ આઠ દશ વર્ષની બાલિકાને પરણાવવાનું પ્રાચીન કાલમાં લખ્યું હોય અને તે કાળે અનેક કારણોને લીધે તે યોગ્ય ગણાયું હોય તેથી આ જમાનામાં પણ એ રાક્ષસી કલ્પનાની કાતિલ છૂરીથી હજારો ગરીબ ગાય જેવી કન્યાઓને રહેંસી નાખવાનાં ભયંકર પાતક માટે જ હિંદુ સમાજ પરતંત્રતાની બેડીમાં જકડાઈ રહી હોય તો તેમાં અસંભવિતતા જેવું શું છે ? બાર વર્ષે બાળાને સાસરે મોક-

લનારા અવિચારી મનુષ્યોનાં બાળકો નિરંતર રોગી, કંગાળ અને અશક્ત જ રહે તેમાં દોષ કોનો? બાળલગ્નોનાં વિઘાતક પરિણામો આંખોએ જોવા છતાં તે તરફ દુર્લક્ષ કરનારા અંધ મનુષ્યોને કઇ જાતના પશુઓ ગણવા? પરંપરાથી ચાલતા આવેલા રિવાજને વળગી રહીને સમાજ અમને આમ ક્યાં સુધી સડવા માગે છે? આવા આવા વિદ્રોહી વિચારો તેના મગજમાં ચાલુ આવ્યા કરવાથી તેની માનસિક યાતના અસહ્ય થઇ પડી હતી.

વ્હાણું વાયું. રાત્રિના આઠ પ્રહરો તેણે મહા મુશીબતે કાઢયા. જાણે એક યુગ વહી ગયો હોય તેમ તેને તે રાત મોટી લાગી. હજુ તેને તેના તેજ વિચારો આવતા હતા.

રમણિય ઉષા આવી. તેની મનહર ગુલાબી ઓઢણી ક્ષિતિજપટપર જોઇ નિઃસર્ગદેવીના પ્રેમીને કંઇક આનંદ થયો. તેણે તરતજ બિછાનાનો ત્યાગ કર્યો અને બારી આગળ ઉભો રહી પૂર્વ દિશાના સુશોભિત ક્ષિતિજપર પ્રભુએ રેડેલાં સૌન્દર્યના દર્શન કરી આંખ ટાઢી કરવા લાગ્યો. કલાના અને સૌન્દર્યના અનેક નમુનાઓ તેણે મુંબઇના પ્રદર્શનોમા જોયા હતા; પણ કિશોરી ઉષાનું લાલિત્ય તેને કયાંય જણાયું નહોતું. ચિત્રકારો એકજ ચિત્ર પાછળ જીંદગી ખતમ કરી નાખે તોપણ પ્રભુના ઉષાનું ઝાંખું ચિત્ર પણ દોરી શકવાના નથી એમ લલિતને આ વખતે લાગ્યું.

રામપુરનું પ્રભાત અનેક સૌન્દર્યોના પ્રદર્શન જેવું લાગે છે. મહિયારીઓ મદમસ્ત ચાલે "ગોરસ લ્યો—ગોરસ" એવો મધુર અવાજ કરતી એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં ચાલી જતી જણાય

છે. રામપુરની તંદુરસ્ત અને સંતોષી યુવતીઓ જાડાં સ્વદેશી વસ્ત્રોથી પોતાની પવિત્ર દેહલતા શણગારી, માથાપર ચકચકિત તાંબા પિત્તળનાં બેડાં મૂકી કુવા અથવા તળાવપર જળ ભરવા જતી દૃષ્ટિગોચર થાય છે. લલિતકુમારને આ પ્રફુલ્લવદના, નીરોગી અને સશક્ત સ્ત્રીઓને જોઇ મુંબઇની પાંચ શેર વજન ઉંચકતાં મરવા પડતી અને આઠ દહાડે ચાર દહાડા ડૉકટરના મિક્ષચર વિના પોતાનો દેહ નજ ટકે એવું માનતી, ફીક્કી, પંડુરોગી અને અશક્ત અબળાઓની દયા આવી. રામપુરની સ્ત્રીઓમાં જો કેળવણી હોય તો તેઓ ભલભલી મુંબઇગરીને ટક્કર મારે એમ તેને લાગ્યું.

રસ્તાપરથી ગોવાળીઆઓ વાંસળી વગાડતા તો કોઇ મ્હેડેથી ડચકારી મારી ઢોરને હાંકી જતા, ખેતરો કે સીમ તરફ ચાલી જતા હતા. ગોવાળોનો આ સંઘ અભણ છે. તેમને તેમના મનુષ્યત્વનું તથા જન્મસિદ્ધ હક્કોનું ભાન નથી છતાં પ્રપંચ અને દગાથી તે અલિપ્ત છે. ગરિબીમાં—કંગાળ દશામાં પણ જીવનને સંતોષી અને આનંદી રાખવાની કલા જાણે અજાણે, ઇચ્છા અનિચ્છાએ ગોવાળોના સંઘમાં ઉતરી છે.

લલિતકુમારે લાંબે સુધી નજર ફેંકી. કુદરતની બલીહારી જોઇ તેને અનિર્વાચ્ય આનંદ થયો. પ્રભુએ મનુષ્યોને શું નથી આપ્યું ? મનુષ્યોને માટેજ જમીનના પડમાં અને નદીનાળાંમાં અખૂટ પાણી વિશ્વકર્તાએ ભરી રાખ્યું છે. અનાજ પણ જોઇએ તેથી અધિક પાકે છે. પુષ્પો વનસ્પતિ આદિનો પાર નથી. ચંદ્ર અને સૂર્ય પ્રભુના દિવ્ય સંદેશ દરરોજ સૂણાવી જાય છે અને જગત્પર અનુપમ પ્રકાશ રેડી માનવીઓનાં અંતર ઉજ્વલ કરવા મથે છે. પ્રભાતકાળે મલપતી

ઉષા જગતને પ્રેમના મંત્રો સુણાવવા આવી પહોંચે છે અને છતાં મનુષ્યો દુઃખના–આફતના–રૂદનના પોકારો કરી શા માટે પ્રભુની પૃથ્વીને શયતાનની ભૂમિ બનાવે છે ?

બહાર સૃષ્ટિસુંદરીને સોળે શણગાર સજી ઉભેલી જોઇ લલિતકુમારના રસિક હૃદયમાં કંઇક નવીન સ્ફૂરણા થઈ અને તે ઝટઝટ દાતણ કરી, મ્હોં ધોઇ, કોટ પહેરી બહાર નીકળ્યો.

ગામને પાદરે રામપુરના ઠાકોર સાહેબના કારભારીનો સુન્દર બંગલો આવેલો હતો. બંગલાની આસપાસ એક વિશાળ મનોહર ઉદ્યાન હતું. બાગમાં એક હોજ હતો અને હોજમાં એક ફુવારો ઉડતો હતો. ગુલાબ, મોગરો, ચંપો, ચંબેલી, પારિજાતક વિગેરે પુષ્પોના છોડ થોડા થોડા અંતરે રોપેલા હોવાથી આખા બાગમાં પુષ્પોની મધુર સૌરભ પથરાઇ રહેતી. કારભારી લલિતકુમારના પિતાને તથા તેને પણ ઓળખતો હતો તથા બાગમાં ફરવાની કોઇને મના ન્હોતી એટલે લલિતકુમારે પુષ્પોની સુવાસથી આકર્ષાઇને તુરત અંદર પ્રવેશ કર્યો અને હોજથી થોડેક દૂર એક જાઇના મંડપ નીચે બાંક નાખેલો હતો તે પર બેઠો. તેને આ બગીચાની રચના તથા વ્યવસ્થા જોઇ અપરિમિત આનંદ થયો.

" અહા ! કેવો આનંદ ! કુદરતને ખોળે રમવાનાં કેવો દૈવી આનંદ રહેલો છે ? પૈસા–ક્ષુદ્ર પૈસાને માટેજ મનુષ્યો ગમે તેવાં કર્મો કરીને પોતાનાં મોંઘાં માનવજીવનને નષ્ટ કરે છે. પણ જરા વિચાર કરી જુઓ કે મઝા ક્યાં છે ? પૈસાના દમામમાં કે પ્રભુની શહેનશાહતમાં ? માદક તથા દાહક વિલાસભવનોમાં કે શાન્ત અને સુન્દર

ફુલવાડીમાં ?" તેનાથી અનિમિષ આટલા શબ્દો બોલાઇ ગયા. તેને એમજ લાગ્યું કે તે અલકાપુરીમાં કોઇ યક્ષના બગીચામાં વિહાર કરતો બેઠો છે.

હોજને અડીંગી એક પંદરેક વર્ષની મુગ્ધ બાલિકા પ્રભુની અદ્વિતિય કારિગિરિ તરફ ચકિત નયને જોઇ રહી હતી અને મનમાં ને મનમાં વિશ્વકર્માની પ્રશંસા કરતી. મુગ્ધા યુવાનીને આંગણે જવાને હવે ઉત્સુક થઇ રહી હતી. સુન્દરતા પ્રભુને પ્રિય છે અને પ્રભુ પોતાના વ્હાલાંઓને સુન્દરતાની છૂટે હાથે ભેટ કરે છે. આ મુગ્ધાને ઘડતી વખતે બ્રહ્માએ સૌન્દર્યનું પાત્ર ખાલી થઇ જવાની ચિંતા રાખી નહોતી. વદને તેને દિવ્ય તેજ અને નિર્દોષતા તગવગતા જણાતાં. આંખો નિર્મળ, તેજસ્વી, સ્નેહાળ અને નિર્દોષ હતી. એ આંખોમાં પ્રભુનું પ્રતિબિમ્બ જણાતું. બાળપણથી તે લાડમાં ઉછરી હતી. શ્રીમંત પિતાના પુત્રી હતી છતાં અલંકારની શોખિન નહોતી થઇ. તે કુદરતની માશૂક હતી. ઉષા અને સન્ધ્યા તેની પ્રિયતમ સખીઓ હતી. ચન્દની તેને દિવ્ય લોકના ગરબી કાનમાં કહી જતી.

બાગની વ્યવસ્થા એક માળીના હાથમાં હતી પણ બાગમાં કલા અને સૌન્દર્ય તો આ મુગ્ધા જ રેડતી. પુષ્પોને તેને હાથે ચૂંટાવું ગમતું પણ તે કદિ પણ પુષ્પોને ચૂટી ગમે ત્યાં ફેંકી દેતી નહિ. પુષ્પોને તે પ્રભુનાં રમકડાં માની તેમને વ્હાલથી છાતી સરસાં ચાંપતી, અંબોડલે ગૂંથતી અને જ્યારે કરમાઇ જાય ત્યારે દિલગીર થતી.

થોડીકવાર સુધી મુગ્ધા હોજને અડીગી ઉભી રહી. પછી ઉડતા ફુવારાના પાણીમા હાથ ઝબોળી જરા વાર મસ્તી કરી. પાંચેક મિનિટ હોજના પાણીમાં પડતું પોતાનું અસ્થિર પ્રતિબિમ્બ જોઇ મલકાઇ.

એ ચાર પલ મૌન પસાર થઇ ગઇ. અચાનક તેને કંઇક ધુન ભરાઇ આવી અને તે પોતાના મધુર સ્વરે ગાવા લાગી.

" ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ ધીમે ધીમેઃ
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે. "

વીણારવને પણ શરમાવે એવો મધુર સ્વર સાંભળી દેવો પણ મુગ્ધ થઇ જાય તો ગાનારીથી થોડેક દૂર જાઇના મંડપમાં બેઠેલા તરૂણના હૃદયતંતુ તેના મધુર ગાનના રણકારથી ઝણઝણે તેમાં આશ્ચર્ય જેવું શું છે ? લલિતકુમારને કાને એ બુલબુલનો ટહુકાર સાંભળાતાંજ તેની નસોમાં એક જાતની માદકતા આવી ગઇ. તે ઉઠ્યો. ક્યાં જવું તેના ભાન વિના ઉઠ્યો અને જ્યાં મુગ્ધા ગાતી હતી ત્યાંથી દશ પંદર કદમ દૂર એક ઝાડને ઓથે ઉભો રહી તે મર્ત્ય લોકની અપસરાનું ગાયન સાંભળવા લાગ્યો.

' રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડૂબે છે તારલા આ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.* '

આવું સુંદર ભાવવાહી ગાયન અને મસ્ત ગાનારીઃ પછી બાકી શી રહી ? લલિત કુમારનું હૃદય એ ગાયન ગાનારી તરફ પૂજ્યભાવથી ઉભરાઇ જવા લાગ્યું. એક પળ—ફકત એકજ પળ તેને એવો વિચાર આવ્યો કે આ સ્થળે ઉભા રહી ગાયન સાંભળવું, તે પ્રભુની

---

* કવિ ન્હાનાલાલ.

દૂતીને વિહાર કરતી જોવી એ યોગ્ય છે કે નહિ ? બીજીજ પળે તેના અંતરાત્માએ જવાબ આપ્યો કે સૌન્દર્ય જોવામાં પાપ નથી, તેને વેડફી નાખવામાં છે.

સૌન્દર્ય વેડફી દેતા ના ના સૌન્દર્ય મળે;
સૌન્દર્ય પામવા પહેલાં સૌન્દર્ય બનવું પડે.

કલાપીનું આ કવન લલિતને પણ યોગ્ય લાગ્યું. તે સ્થિર નયને બાલા તરફ જોઇ રહ્યો. બાલાનું તેના તરફ લક્ષજ ન્હોતું. તે તો ઘડીકમાં આકાશમાં તો ઘડીમાં ફુવારા તરફ, ઘડીમાં પુષ્પોનાં છોડ તરફ તો ઘડીમાં ઉડતાં પક્ષીઓ તરફ જોઇ, નિર્દોષ પણ મસ્ત હૃદયે ગાયન ગાઇ રહી હતી,

' પરમ પ્રકાશ ખીલે,
અરુણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે.
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે. '

ગાન પૂરૂં થયું. છેલ્લી લીટી મુગ્ધાએ ઉલટાવી ઉલટાવી ગાઇ હતી અને હજુ તેનો મધુર ધ્વનિ વાતાવરણમાં ગુંજી રહ્યો હતો. જ્યારે ગાન પૂરૂં થયું ત્યારે લલિતને કિંચિત શોક થયો.

લગભગ પાંચ મિનિટ મુગ્ધા ત્યાંની ત્યાંજ ઉભી રહી. તેના વદનપર મોહક અજેય સ્મિત હંમેશાં ફરકયા કરતું. તેની કાળી નેહભરી આંખોનો પ્રકાશ આજુબાજુ આનંદજ પ્રકટાવતો. લલિત વૃક્ષની નીચે જાણે ભાન ભૂલી ગયો હોયની તેમ ઉભો હતો.

મુગ્ધાની આંખ ફરી. તેણે લલિત કુમારને જોયો. લલિતની

આંખો પણ તેના મોહક વદનપર ઠરી, બાલા હસી. એ હાસ્યે લજ્જિત કુમારને હસનારીમાં કામણુ છે એવું ભાન કરાવ્યું.

" અહો ! લજ્જિતકુમાર ! તમે ક્યારે આવ્યા ? ચાલો, ચાલો, બાપુજી પાસે લઇ જાઉં—" જાણે એક નાદાન પાંચ સાત વર્ષની બાળકી હોયની તેમ મુગ્ધા લલિતને જોઇ પુલકિત થઇ બોલી. લલિતને હવે જ ખબર પડી કે તેને દિવ્ય સંગિત સંભળાવનારી એક વખત તેની સાથે બાળપણમાં રમી હતી. નિશાળમાં એજ તનમનને તે સાથે લઇ જતો અને તેને જે નહિ આવડતુ તે શીખવતો. તે મુંબઈ ગયો ત્યારે તનમન નવ દશ વર્ષની હતી. તે સમયે તે બાળા હતી. હમણાં મુગ્ધા થઇ હતી. ત્યારે તે લલિતને જોઇ ખડખડ હસી પડતી, તેનો હાથ ઝાલી બળજબરીથી તેને પોતાને ઘેર લઇ જતી, બીલાડીની પાછળ હસતી હસતી દોડતી: પણ આ બધા ભાવો હવે બદલાઇ ગયા હતા. તે બાળા મટી ગઇ હતી છતાં હજુ નિર્દોષતા તેની તેજ હતી. નિર્દોષતાની સાક્ષાત પ્રતિમા જેવીજ તે લાગતી.

" તારૂં—તમારૂં નામ તનમન ખરૂં ? " લલિતકુમાર એક પળ અવાક્ રહી બોલ્યો,

" હા—તમે તો તનમનનેય ભૂલી ગયા. જબરી કરી. તમને ખબર છે લલિત ! ..." મુગ્ધાનો સંકોચ–શરમ ક્યાં ઉડી ગયાં તે લલિત સમજી શક્યો નહિ. તે તો દીર્ઘકાળથી પરિચિત મિત્ર સાથે વાત કરતી હોયની તેમ સ્મિત કરતી મુક્ત હૃદયે બોલી રહી હતી.

" એક દિવસ તમને તમારી માએ માર્યા તા ને તમે રીસાઈને આજ બાગમાં સંતાઇ બેઠા'તા. પછી મેં તમને શોધી કહાડયા ને

મનાવી પણ લીધા. કેમ ? કેવી હુશિયાર !—" કહી તે રૂપેરી ઘંટડી જેવા સ્વરે હસી પડી.

લલિતકુમાર પણ હસ્યો. તેને ખ્યાલ નહોતો કે તેની બાળ સખી તેને આવાં તાજાં સ્મરણથી પીછાનતી હશે ! તે પણ સ્મિત કરી બોલ્યો:

" તનમન ! આજે જ્યારે તમને મેં ગાતાં જોયાં કની ત્યારે તો મને લાગ્યું કે આ મારી બાળ સખી તનમન નથી પણ કોઇ સ્વર્ગની ગાનારી છે. "

" એમ ? ... " કહી તનમન હસી.

" ચાલો. ઘરમાં આવોઓ ને ? "

" હા. પણ એક સરતે. "

" જાઓ હવે. અત્યારથી જ સરત ! હવે કંઇ નાના છો કે?"

" નાનો તો નથી તનમન ! પણ તમને નથી લાગતું કે મોટા થવા કરતાં નાના રહેવામાંજ વધુ મઝા છે ? "

" આબાદ મારા વિચાર, લલિત ! હું તો ધારતી'તી કે મુંબઇમાં તમારા વિચારો ફેરવાઇ જશે. પણ નહિ. હજુ તમે જેવાને તેવાજ રહ્યા છો. "

" મને તો તનમન ! મુંબઇના પાપી, ગંદા અને અપવિત્ર વાતાવરણમાં રહેવા કરતાં આપણા નાનકડા રામપુરના શાન્ત અને પવિત્ર વાતાવરણમાં રહેવું વધારે ગમે છે "

' તો બી. એ. થઇને અહિંયા રહેજો ! પછી મોટા સાહેબ થવાની લાલચે ઝેરી શહેરોમાં જવાને ના લોભાતા " તનમને પુનઃ દુર્જય સ્મિત કર્યું અને લલિતકુમારની આંગળી પકડી તેને બંગલા તરફ લઇ ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

### રાયજીનું કુટુંબ.

તનમનનું વય લગભગ પંદર વર્ષનું હતું. હિન્દુઓમાં પ્રચલિત નિયમ પ્રમાણે તો તે આટલી વયે સાસરેજ હોવી જોઇએ એટલુંજ નહિ પણ એકાદ અશક્ત–ટેટા જેવા રોગી બાળકની માતા હોવી જોઇએ. આઠમે વર્ષે પુત્રીને પરણાવી ગૌરીદાનનું મહદ્ પૂણ્ય લેવાના હિંદુ માબાપો એટલાં બધાં રસિયાં હોય છે કે બાળા આઠ-નવ વર્ષની થાય એટલે તેને પરણવા યોગ્ય જ માની લે છે અને જો તેનું વય મોટું થઇ જશે તો સ્વર્ગના દરવાજા તેમને માટે સદાને માટે બંધ થઇ જશે એવા ભયથી બનતાં સુધી અસંખ્ય હિંદુઓ પોતાની બાળાઓને બાળપણનો અણમોલ લ્હાવો લેવા દેતા જ નથી. તનમન નવદશ વર્ષની થઇ ત્યારેજ તેને પરણાવીને "પારકી" કરી દેવાની બૂમ તેના પિતા ગુલાબરાયને કાને સંભળાઇ હતી. તનમનની માતાને પણ જમાઇરાજને જમવા બોલાવવાનો ઘણો શોખ હતો. ગુલાબરાયની માતાએ તો પૌત્રીને પરણાવી જમાઇરાજના દર્શન કરી આંખ ઠારવાનો સ્વર્ગિય લ્હાવો લેવા માટે પોતાના પુત્ર સાથે મહિ-નાઓ સુધી "મહાભારતનું યુદ્ધ" ચાલુ રાખ્યું હતું. પણ ગુલાબરાય અડગ રહ્યા હતા. બાળપણના લ્હાવા લેતી, નાચતી–કૂદતી, હસતી રમતી તનમનનું નિર્દોષ–રમણિય બચપણ ખૂંચવી લેવામાં પાપ છે તે તે સમજતા હતા; અને સગા વ્હાલા અથવા જ્ઞાતિના જૂના વિ-ચારના માણસો ગમે તેવો બકવાટ કરે તોપણ પોતાની વ્હાલી પુ-ત્રીના સ્વચ્છંદ બાળવિહાર લૂટી ન જ લેવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

ગુલાબરાયજી જૂના જમાનાના ગ્રૅજ્યુએટ હતા. અંગ્રેજી કેળવણીએ તેમને અંગ્રેજ ન્હોતા બનાવ્યા. તેમને હમ્મેશાં એમ લાગતું કે અંગ્રેજી શિક્ષણે તેમનું આરોગ્ય ખૂંચવી લીધું છે, તેમની સ્વતંત્ર વિચારશક્તિને મર્યાદિત બનાવી દીધી છે તથા જીવનમાં જે ઉત્સાહ, જે આનંદ, જે જોમ અને જે ઉછળતી ઉર્મીઓ હોવાં જોઇએ તેમાંનું કાંઈ રાખ્યું નથી. જીવનનો ⅔* ભાગ ખતમ થઇ જાય ત્યારે એક માણસ બી. એ. ની પદવી લઇ બહાર આવે છે; પણ અમૂલ્ય જીવનના અરધા ભાગની ભણવા પાછળ આહુતિ આપવા છતાં પણ કૉલેજની ભઠ્ઠીમાં ગળાઈ યુનિવર્સિટીની ટંકશાળમાં સીક્કો મેળવી બહાર પડતા યુવાનોને દુનિયામાં પ્રવેશ કરતી વેળાએ આ વિશ્વ જાણે કોઇ જાદુગરની ઇંદ્રજાળ હોય તેવું જ લાગે છે. કૉલેજમાં વ્યવહારૂ જ્ઞાન આપવામાં આવતુંજ નથી. પાશ્ચાત્ય વિદ્વાનોના સિદ્ધાંતો આપણા યુવાનોને કંઠાગ્રે કરાવવામાં આવે છે અને ભારતવર્ષની ઉત્તમોત્તમ સંસ્કૃતિનું તેમને સ્વપ્ન પણ ન આવે એવી જાળ તેમને માટે પાથરી મૂકેલી હોય છે હિન્દુસ્થાનના લોકો સાંવ જંગલી જેવા હતા અને તેમને સુધારીને માણસ બનાવી તેમનાપર મહાન્ ઉપકાર કરવાને જ અંગ્રેજો આવ્યા છે એવી છાપ આપણા યુવાનોના મગજપર પાડવાનો પ્રયત્ન દગા તથા પ્રપંચથી અહિં રાજ્યસત્તાનો પાયો

---

* હાલમાં હિન્દુસ્થાનમાં મનુષ્યના આયુષ્યની સરેરાશ ૨૩ વર્ષની આવે છે તે જોતાં તો બી. એ. થતાંજ જીંદગી ખતમ થઇ જાય છે. શિક્ષણનો એવો બીનજરૂરી બોજો યુવાનોપર નાખવાંમાં આવે છે કે પરિક્ષા પસાર કર્યા પછી શરીરે સશક્ત હોય એવા ગ્રૅજ્યુએટો જવલ્લેજ નજરે પડે છે.

નાંખનાર કલાઇવના કેટલાક જાતભાઇઓ કરી રહ્યા છે* તથા મધ્ય-કાલિન અંધાધુંધીથી ત્રાસી રહેલા હિન્દીઓને એવી ભયંકર મોહની ભુરકી નાખી અંગ્રેજીપર દિવાના બનાવ્યા છે કે એ મોહ દિવસે દિવસે ભયંકર સ્વરૂપ લેતો જાય છે અને તેમાં હિંદુ સંસ્કૃતિનો લોપ થઇ જવાનો તથા હિંદુ સંસ્કૃતિ શિક્ષિત સમાજના હૃદય-માંથી સમૂળી નષ્ટ થઇ જવાનો ભયંકર ભય રહેલો છે એમ ગુલાબ-રાયજી બી. એ. થઇ જીવનસંગ્રામનાં ઝૂઝવા બહાર પડયા ત્યારથીજ માનતા હતા.

બાળલગ્નની વિઘાતક પ્રણાલીના તે ભોગ થઇ પડયા હતા. તેમનું વય દશ વર્ષનું હતું ત્યારેજ તેમના માતપિતાએ તેમને ઘોડે ચઢાવી એક સાત વર્ષની બાળાના પતિરાજ બનાવી દીધા હતા. તેમના પિતાએ મુગલાઇ જોઈ હતી. તે સુરતના રહેવાશી હતા અને સુરતમાંથી નવાબીનો અંત આવ્યો ત્યાં સૂધી તેમણે નવાબોની નોકરી કરી હતી. મુગલાઇના સંસ્કારો ગુલાબરાયજીના પિતાને વારસામાં મળેલા એટલે હુક્કા સાથે તેમને ગાઢ મૈત્રી હતી. તવાઇફોના નાચગા-નના પણ ભારે શોખીન હતા. નવાબસાહેબને ત્યાં મીજલસ થતી ત્યારે તેમને હમ્મેશાં નિમંત્રણ આવતું અને દોલતરાય માંદા હોય તોપણ કોઈ નજીરજાન કે અચ્છન જાનના જલસામા જવાનું ચૂકતા નહિ. અયશ આરામના ગુલામ હોવા છતાં સદ્ભાગ્યે મુગલાઇ જમા-નાની આપખુદી અને જૂલમ તેમનામાં નહોતાં. પોતે અધિકારી હતા

* Is India civilized નામના પુસ્તકમાં હિંદીઓ જં-ગલી જેવા છે એવો તેના લેખકે આક્ષેપ કરેલો છે.

તે સમયે પણ કોઇ પાસે વેઠ કરાવતા નહિ. હમ્મેશાં ન્યાય તોળવામાં નિષ્પક્ષપાતી રહેતા અને લાંચરૂશ્વતથી ચળિત થતા નહિ. તેમણે પોતાના પુત્રને પોતાના દુર્ગુણોનો વારસો બહુ ઓછો આપ્યો હતો; પણ તેમના સદ્દગુણો લગભગ બધા ગુલાબરાયજીમાં ઉતર્યા હતા.

ગુલાબરાયજીને અંગ્રેજી શીખવવામાં તેમના પિતાનો હેતુ એવો હતો કે નવાબીમાં જેમ તેઓ મુત્સદ્દીપણું કરતા તેમ અંગ્રેજી અમલમાં પણ તેમનો પુત્ર મુત્સદ્દી બની પોતાના કુળની આબરૂ વધારે. મુત્સદ્દીના ધંધાને તેઓ અત્યંત આબરૂદાર માનતા અને એ માન્યતાને લીધેજ ગુલાબરાયજીને તેમણે અંગ્રેજી ભણાવવાનું યોગ્ય ધાર્યું હતું.

ગુલાબરાયજીની દશ વર્ષની નાની વયે તેમને ગંગા નામની બાળિકા કેડે વળગાડવામાં આવી હતી તે અમે પૂર્વે કહી ગયા છીએ. તે સોળ વર્ષના થયા ત્યારે ગંગા વહુ તેર વર્ષના થયાં હતાં અને ગુલાબરાયની માતા તથા વહુના પિયરીઆ આ " લાડકડાં જોડાં " નો સંસાર જોવાને વલખાં મારી રહ્યા હતાં પણ ગુલાબરાયને અભ્યાસ માટે મુંબઇમાં ફરજિયાત રહેવું પડવાથી ગંગા વહુનાં સાસુજીને લાચારીથી પોતાના દીલની ઉછળતી ઉર્મીઓ મહા દુઃખે દાબી દેવી પડી હતી.

ગુલાબરાય જ્યારે પત્નીને પ્રથમ રાત્રિએ મળ્યા ત્યારે તેમને અત્યંત શોક થયો. તેમની પત્નીમાં પ્રેમનો અભાવ ન્હોતો. પતિ પ્રત્યે પૂજ્યભાવની કચાસ ન્હોતી. પતિને રીઝવવાનો તનમનાટ ઓછો ન્હોતો; પણ તે બિચારી જેને શિક્ષિત સમાજ 'કલા' કહે છે તે ન્હોતી જાણતી. એ કલા અથવા રસિકતા ચોપગું પ્રાણી છે કે બેપગું તેનું ગ્નાન જ તેને ન્હોતું. મોટાં મોટાં પુસ્તકો વાંચીને યાદ કેમ

રાખી શકાતાં હશે તે તેને મન મહા વિકટ સમસ્યા હતી. ગૃહકાર્યમાં તે ઉસ્તાદ હતી. અનેક સામગ્રી તે પલકારામાં કરી આપતી. શરીરે પણ સશક્ત હતી. હૃદયે એટલી બધી કોમળ તથા પ્રેમાળ હતી કે ગુલાબરાય સુરતમાં હોય ને એક દિવસ નજરે ન પડે તો રડુંરડું થઇ રહેતી. છતાં પ્રથમ મિલને તેના પતિને તે સ્વર્ગ બતાવી શકી નહિ. ગુલાબરાયના જમાનામાં હાલના જેટલી વિલાસપ્રિયતા વધી ન્હોતી ગઇ. તે પોતે પણ મોટી વય સૂધી સંસારથી અજ્ઞાતજ રહ્યા હતા; છતાં અંગ્રેજી નવલકથાઓ વાંચીને તેમને " હનિમુન " નો લ્હાવો લેવાની તીવ્ર ઉત્કંઠા થઇ હતી. પત્ની સાથે આમ વિનોદ કરીશ, કાવ્ય ગાઇશ, તેની પાસે નૉવેલ વાંચીશ, એવા તેને ઉમળકા આવતા હતા: પણ ગંગા વહુમાં તેવું કાંઇ જણાયું નહિ. તે તો નવલકથાકારો ન વર્ણવી શકે અને કવિઓ ન કલ્પી શકે એવા પ્રેમના પ્રબળ આવેશથી પ્રિયતમને કંઠે વળગી, છતાં ગુલાબરાયજીને તેમાં 'રસિકતા' જણાઇ નહિ. તે પ્રારંભમાં પત્ની પ્રત્યે બેદરકાર બન્યા. ગંગા વહુ પર તેની માઠી અસર થઇ અને તેમનું મ્હોં હમ્મેશાં " ચઢેલું " રહેવા લાગ્યું. દિન પ્રતિદિન પતિ પત્નીનાં હૃદયો વચ્ચે અંતર વધતુંજ ગયું અમણ ગંગાનું હૃદય ચીરાઇ જતું; પણ સ્ત્રી જાતિની હઠને લીધે તે પતિને મનાવતી નહિ અને ગુલાબરાય યુવાની તથા શિક્ષણના મદમાં તેને 'જંગલી' ગણી તેની પરવા કરતા નહિ. અંતે ગુલાબરાય પોતાની ભૂલ સમજ્યા. શિક્ષણને અભાવેજ ગંગા રસિક નથી થઇ શકતી, ચંદ્રનીમાં કાવ્ય નથી જોઇ શકતી અને પુષ્પોની રમ્ય કુંજોમાં, સરિતાના તાનમાં તથા અનિલની મંદમંદ લહરીઓમાં તેને પ્રેમના અનિર્વાચ્ય તત્વો નથી જણાતાં એમ ગુલાબરાયને લાગ્યું. તેણે ગંગાને

બારાખડી શીખવવા માંડી. પતિવર જીવન ઓવારી નાખતી હિન્દુ રમણીને તેનો જીવનાધાર શીખવવા ચાહે અને તે ન શીખે એ શું સંભવિત છે ? ગંગા ત્રણચાર મહિનામાં વાંચતાં લખતાં શીખી ગઇ; અને પ્રેમાનંદનાં નળાખ્યાન, ઓખાહરણ વિગેરે વાંચવા લાગીઃ તે જ્યારે શયનગૃહમાં ગુલાબરાયને પોતાના ખોળાપર સુવાડી "નળાખ્યાન" વાંચતી ત્યારે અલ્પ સમયપર તેને 'જંગલી' કહેનાર ગુલાબરાયને એમજ લાગતું કે તેના જેવી સ્નેહાળ, કોમળહૃદયી, પતિપરાયણા અને પ્રેમ માટે જીવન સર્વસ્વ હોમી દેવાને તૈયાર થાય એવી કોઇ લલના પૃથ્વીતલપર હશે કે નહિ !

ગંગાએ બાવીસ વર્ષની વયે એક પુત્રને જન્મ આપ્યો. દોલતરાયજી તથા તેમની પત્ની હર્ષઘેલાં થઇ ગયાં. "છોકરાને ઘેર છોકરો" જોવાની તેમની હોંસ પરમેશ્વરે પૂરી કરી તે માટે તેમણે અનેક જાતનાં પુણ્યકર્મો પાછળ પૈસા ખર્ચ્યા. પછી પતિ પત્ની જાત્રાએ જઇ આવ્યાં અને જાત્રાથી પાછા ફર્યા પછી દોલતરાયજી એક દિવસ હુક્કો પીતાપીતાંજ છાતીના ધબકારા બંધ પડી જવાથી પંચત્વ પામ્યાઃ ગુલાબરાયજી પાંચ પૈસે સુખી હતા એટલે વૃદ્ધ પિતાના બારમા તેરમા પાછળ તેમણે સારી પેઠે પૈસા વેર્યા અને તેમની જ્ઞાતિના લાડુભટોને પેટપૂર લાડુ ખવડાવનાર સપૂત દોલતરાયને ઘેર પાક્યો તે માટે આખી જ્ઞાતિમાં તેમની વાહ વાહ થઈ રહી. તેમની વિધવા માતા જમના પણ પતિની પાછળ જ્ઞાતિભાઇઓના હાથ 'એંઠા' થવાથી આનન્દ પામી.

આ સમયે સુરતમાંજ એક પદભ્રષ્ટ નવાબને ત્યાં ગુલાબરાય નોકરી કરતા હતા. તેમની હુશિયારી, સત્યપ્રિયતા તથા કર્ત્તવ્યપરાયણતાથી નવાબ સાહેબ તેમનાપર નિહાયત ખુશ રહેતા.તેમણે પોતેજ

રામપુરના ઠાકોરને ગુલાબરાય વિષે ભલામણ કરી હતી અને ગુલાબ-
રાયનો સીતારો ચમકતો હોવાથી રામપુરના ઠાકોરે પોતાના કાર-
ભારીની જગ્યા ખાલી પડવાથી તે જગ્યાએ તેમની નીમણુંક કરી.
નવાબને તેમનાથી છૂટા પડતાં દુઃખ થયું છતાં પોતે ગુલાબરાયની
ઉન્નતિ જોવાને આતુર હોવાથી તેમણે તેમને ખુશીથી રામપુર
જવાની રજા આપી.

આપણી નવલકથા શરૂ થાય છે તે સમયે ગુલાબરાયનું વય
લગભગ પંચાવન વર્ષનું હતું. તેમનો પ્રથમ પુત્ર દશ વર્ષનો થઇ શી
તળાનો ભોગ થઇ મરણ પામ્યો હતો. ઘણાં વર્ષ સુધી બીજા બાળ-
કનું તેમણે મ્હો જોયું નહિ. ગંગાનું દીલ પુત્રના અવસાનથી ભાગી
ગયું હતું. ગુલાબરાયે તેને સંસ્કારી બનાવી હતી એટલે હવે દંપતિને
જીવનમાં શુષ્કતા ન્હોતી લાગતી. ઉભય એકમેક માટે મરી પડતાં.
પુત્રમરણથી દુઃખી થતી ગંગાને ગુલાબરાયે જ મીઠા આશ્વાસનોથી
શાંત કરી હતી.

ગંગાએ ઉત્તરાવસ્થામાં–લગભગ સાડત્રીસ વર્ષની વયે એક
કન્યારત્નને જન્મ આપ્યો. દમ્પતિનાં મ્હો મલક્યાં. વૃદ્ધ ડોસી પણ
"ઘરડાવરડાના પૂણ્ય આડે આવ્યાં" કહી મલકાયાં. પણ "દીક
રીએ દીવો રહેવાનો છે? દીકરી તો પરાયું ધન" એમ ગણી દિલ-
ગીર પણ થયાં. આ કન્યા તે લલિતકુમારની બાળસખી તનમન.

લગભગ વીસ વર્ષથી ગુલાબરાયજી રામપુર સંસ્થાનના કારભારી
હતા. તે સમયમાં તેમણે રાજ્યમાં અનેક સુધારાવધારા કરી રાજા-
પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરી હતી. રામપુરમાં કોઇ પણ પ્રતિ-

આશાલી યુવાન નજરે પડતો તો તેને રાયજી પોતે ઉત્તેજન આ-પતા અથવા રાજ્ય તરફથી સહાય અપાવતા. લલિતકુમાર તેમની નજર બહાર ન્હોતો. તે રામપુરની "હાઇસ્કૂલ"માં ભણતો હતો ત્યારથીજ તે આગળ જતાં નામ કહાડશે એવું તેમણે ભવિષ્ય ભાખ્યું હતું. લલિતકુમાર રામપુરમાં હતો ત્યારે રાયજી વારંવાર તેને બોલાવતા, તેની બુદ્ધિનાં વખાણ કરતા અને તેને અનેક રીતે પ્રોત્સાહિત કરતા.

રાયજી જૂના વિચારના ન્હોતા; છતાં આજસુધીમાં જૂના પક્ષને તેમણે દદિ દુભવ્યો ન્હોતો. ફક્ત તનમનને કુમારી રાખવાના સંબં-ધમાંજ તેમણે કોઇનું માન્યું ન્હોતું. તેમની માતા જમના ડોશીએ તનમન અગિયાર વર્ષની થઇ ત્યારે તો "આવી મોટી છોકરીને કાંઈ ઘરમાં રખાય ? તને તે કાંઇ અક્કલ છે ? દીકરી ને સાપ સરખા ગણાય ! હાથી દરબારેજ શોભે ને દીકરી સાસરેજ શોભે. આવી મોટી ગોધા જેવી છોકરી આમ ધબડધબડ દોડે તે તો કળજુગજ કહેવાય !—" આવો લવારો કરવા માંડયો; પણ એજ વર્ષમાં લક-વાનો રોગ થવાથી જમના ડોશી "શ્રી નાથજી બાવા" ને શરણે ગયાં અને તનમન "ગોધા" જેવીજ કુમારી રહેવા પામી.

ગંગાને પણ પુત્રી મોટી થવાથી ચિંતા થતી હતી. તેણે એક બે વાર ગુલાબરાયનું ધ્યાન ખેંચ્યું પણ "મારી તનમનને યોગ્ય પતિ ન મળે ત્યાં સુધી હું એના લગ્ન કરવાનો નથી" એવો જવાબ મળવાથી તથા વિદ્વાન પતિના સંસર્ગથી તે પોતે પણ કંઇક ઉદાર વિચારક બનેલી હોવાથી તનમનને હજુ પીઠી ચઢી ન્હોતી !

તનમનને સમ્પૂર્ણ ગુજરાતી શિક્ષણ આપવામાં આવ્યું હતું. સાથે થોડુંક અંગ્રેજી પણ તે ભણી હતી. હાલમાં તે શાળામાં જતી ન્હોતી પણ ગુલાબરાયજી પોતે તેને ઉચ્ચ સાહિત્ય શીખવતા તથા તેની માતા તેને ગૃહકાર્યમાં નીપુણ બનાવતી. તનમનને બાળપણથીજ નિર્દોષ વાતાવરણમાં ઉછેરવામાં આવી હતી. ગુલાબરાયે તેને સ્વચ્છંદે બાળજીવનના લ્હાવા લેવા દીધા હતા અને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે તે ' મુગ્ધા થઇ છે, પરણવા યોગ્ય બની છે, આવડી છોકરી તો બે દીકરાની મા થાય' એવા ઝેરી શબ્દો તેને કાને અથડાવા દીધા ન્હોતા. આથી બાળા પ્રભુની ભક્ત બની હતી. બગીચામાં પુષ્પોના છોડોને જળસિંચન કરવું, કુસુમકલિઓને નાજુક ડાળપર સમીરલહરીથી હીંચોળા ખાતી જોવી, ચન્દની તરફ કલાકો સુધી જોઇ રહી પ્રભુની અદ્‌ભૂત કૃતિની પ્રશંસા કરવી, ઉષા અને સન્ધ્યાની રમણિયતા જોઇ પ્રભુ પ્રત્યે કૃતજ્ઞભાવ પ્રગટ કરવો, પક્ષીઓના મધુર કિલકિલાટ સાંભળીને તથા તેમના સ્વચ્છંદ ગગનવિહાર જોઇને હ્રદયને હર્ષઘેલું બનાવી દેવું, એવા એવા તનમનના જીવનના લ્હાવા હતા. તેને લગ્નનું તો સ્વપ્ન શુદ્ધાં નહોતું આવ્યું. હજુ તેનું હ્રદય બાલિશ નિર્દોષતા અને પ્રભુપ્રેમથીજ ઉભરાઇ જતું હતું. તેમાં સાંસારિક ભાવે પ્રવેશ કર્યો નહોતો. તેનું બાળપણ ગયું હતું, મુગ્ધત્વ આવ્યું હતું; છતાં મુગ્ધામાં મુગ્ધત્વની સાથે સાથેજ હિંદુ-સમાજ જે ઝેરી ભાવ ઉત્પન્ન કરે છે તે તનમનના હ્રદયમાં ન્હોતો જનમ્યોઃ મુગ્ધાની સાહજિક શરમ તેના વદનપર છવાઇ રહી હતી. પ્રત્યેક અંગ પ્રત્યંગમાં જાદુઇ મોહકતા આવી હતી. આંખોમાં નેહભરી

મસ્તી હતી; છતાં નિર્દોષતાની મૂર્તિમંત પૂતળી સમીજ તે લાગતી. તેની આંખોમાં પ્રેમ હતો: પંણુ તે પ્રેમ નિર્મળ અને વિકારરહિત હતો. તે પ્રેમનો ધોધ તે હમણાં તો પુષ્પોના છોડો, પુષ્પો, કુસુમ-કલિકા અને પક્ષીઓ પરજ ઢોળી નાખતી હતી. પિતાની તે કહ્યાગરી કન્યકા હતી. માતાની તે ડાહી દીકરી હતી; અને પ્રભુની તે લાડકી દૂતી હતી, પ્રભુએ તેને જગતને અજવાળવાજ જાણે મોકલી હોયની એમ તેનું તેજસ્વી, નિર્દોષ, રમણિય અને આકર્ષક વદન જોઇને લાગતું. સંસારીમાં ભાગ્યેજ નજરે પડતી દિવ્યતા તેને વદને તરવરી રહેતી. દયાનાં અનંત ઝરણાં તેના દીલધાટ પરથી નિરંતર વહ્યાં કરતાં. કોઇ ઘાયલ પક્ષીને જોતાં તેની છાતી ચીરાઇ જતી. કોઇ માતાવિહોણા બાળકનું રૂદન તેની આખોમાં પાણી લાવતું. કોઇ ગાયથી વિખૂટી વાછરડીનો કરૂણ અવાજ તેને ગરિબડી બનાવી દેતો.

સંગિત પણ તેને સારૂં આવડતું. પ્રભુએ મધુર બંસરી જેવો મીઠો સ્વર તેને અર્પેલો હોવાથી તે જ્યારે ગાતી ત્યારે પક્ષીઓ ઉડવાનું ભૂલી જતાં. સમીર સ્થંભિત થઇ જતો અને તેનું દિવ્ય ગાન સાંભળવાને આકાશમાંથી દેવતાઓ પણ નીચે ઉતરી આવતા હોય તો તે પણ અસમ્ભવિત નથી; કારણ કે તેના મધુર સ્વરમાં તે દિવ્ય માધુર્ય હતું કે જેને માટે દેવો પણ વલખાં માર્યા કરે છે!

## પ્રકરણ ૫ મું.

### બંગલામાં.

તનમન લલિતની આંગળી પકડી બંગલા તરફ ચાલવા લાગી. તનમનની બાલિશતાએ—તેના નિર્મળ હૃદયની નિર્દોષતાએ લલિતને પણ પુનઃ બાળક બનાવી દીધો. ઘડીભર તે પોતાના દીલનો સંતાપ ભૂલી ગયો.તનમનને જોતાંજ અનેક બાળસ્મરણો તેના સ્મૃતિ-મંદિરમાં તાજાં થયાં અને તેને અપરિમિત આનંદ થયો.

તેઓ પાંચ દશ ડગલાં ચાલ્યાં. આ સમયે એક મેના તેમના માથા પર ઉડતી ઉડતી મધુર ટહુકા કરવા લાગી.

" જુઓ લલિત ! મારી મેના પણ હજુ તમને ઓળખે છે ..." કહી તનમન ત્યાં ઉભી.

" તનમન ! તમારે હાથે કેળવાયલી મેના એટલી હુશિયાર હોય એમાં નવાઈ ?" લલિત સ્મિત કરી બોલ્યો:

" મેના ! અહિં આવ..." તનમનના મુખમાંથી મધુર ઘંટડી વાગી. તેણે હાથ લાંબો કર્યો અને મેના તે દેવબાળાના હાથ પર ઝટ બેસી ગઇ.

" વાહ ! તનમન ! આ તો નવાઇ કહેવાય તમે એને પીંજરામાં રાખતાં નથી ?"

" પીંજરામાં પૂરૂં ? " તનમન કિંચિત દુઃખી થઇ બોલી.

" શા માટે એની સ્વતંત્રતા છીનવી લઈ હું એને પીંજરામાં પૂરૂં ? જો મનુષ્યોમાં પ્રેમ હોય તો પક્ષીઓ તેમનાથી ન ડરે—તેમની સાથે વ્હાલથી રમે અને તેમને પીંજરામાં પૂરવાનું ઘાતકી

કૃત્ય કરી રાક્ષસી આનંદ ભોગવવાની મનુષ્યને ઇચ્છા પણ ન થાય..." તનમને જવાબ આપ્યો.

" સાચું. તનમન ! તમારા એક એક શબ્દમાં વેદની ગંભીરતા સમાયલી મને જણાય છે. મનુષ્યોમાં પ્રેમજ નથી, ઘાતકતા જ છે. એકબીજાના ગળાં રેંસવાની વૃત્તિજ વધતી જાય છે અને પ્રેમનાં ઝરણુ માનવકુળમાંથી સૂકાતાં જાય છે. તેથીજ મનુષ્યોને પક્ષીઓ માટે પીંજરાં બનાવવાં પડે છે. તમારા જેવી દેવબાળાના હાથપર તો પક્ષીઓ પોતે વ્હાલથી આવીને બેસે..."

તનમને કાંઈ જવાબ આપ્યો નહિ. તેની આંખો હસી રહી હતી. તેની આસપાસનું વાતાવરણ પણ હસી રહ્યું હતું. તેની મેના તેના કોમળ હસ્તપર નાચી રહી હતી. લલિત ચમત્કારિક નયને એ ચમત્કાર જોઇ રહ્યો. પ્રભુ એટલે જ પ્રેમ–જ્યાં પ્રેમ હોય ત્યાં પ્રભુ હોય અને જ્યાં પ્રભુ હોય–પ્રેમ હોય ત્યાં પક્ષીઓ મનુષ્યોથી ડરે શા માટે ? હિંસક પશુઓ હિંસા શા માટે કરે ? મનુષ્યો પક્ષીઓને બંદીવાન કરી શા માટે ગુનેહગાર બને ? સ્વામી રામતિર્થ સમક્ષ અજગર અને વાઘ પોતાની સ્વભાવિક હિંસકવૃત્તિ ભૂલી જતાં. તનમન પણ સંસારના ઝેરી પ્રપંચી વાતાવરણથી અલિપ્ત, પ્રભુને આંગણે ખેલતી નિર્દોષ પરી જેવી હતી. તેની કોમળ હથેલીપર નૃત્ય કરવામાં પક્ષીઓ આનંદ માને તેમાં નવાઇ શી ? દમયંતીની કમળપત્ર શી હથેલીપર હંસ બેઠો હતો એવી પ્રેમાનંદની દિવ્ય કલ્પના અસત્ય ન્હોતી એમ લલિતને આ સમયે લાગ્યું.

" મેના ! આ મહેમાનને ઓળખે છે ? એ તો તને ને મને

મુંબઇની હવાને પ્રતાપે ભૂલી ગયા છે." તનમન એક પળ મેના તરફ અને બીજી પળે લલિત તરફ જોઇ સ્મિત કરતી બોલી. તેના મીઠા ઠપકાથી પણ લલિતને અનિર્વાચ્ય આનંદ થયો; અને તે અત્યંત પુલકિત હૃદયે તનમન તરફ જોઇ રહ્યો.

પાંચેક પળ આમ પસાર થઇ ગઇ.

"જુઓ લલિત ! આ ગુલાબના છોડ..." એ ડગલાં આગળ વધી એક ગુલાબના છોડ પાસે જઈ તનમને કહ્યું.

"તનમન ! હું ખરૂં કહું છું કે તમે આજે મને જીવનમાં અજબ આનંદ રહેલો છે એવું પહેલવહેલું ભાન કરાવ્યું–"

"એટલે ? શું તમને આજસુધી જીવનમાં મઝા ન્હોતી જણાતી ?"

"મઝા ? જીવનમાં મઝા શાની ? તનમન ! મને આ જીંદગી મશ્કરી રૂપ–ઘાતકી મશ્કરી રૂપ લાગે છે."

"પણ તે શાને લીધે ?"

"શાને લીધે ? સાંભળો. હું આખા માનવસમાજને અન્યાયી, ઘાતકી, ધર્મહીન અને સ્વાર્થી જ જોઇ રહ્યો છું. તેમનામાં દયા, મનુષ્યત્વ કે સ્નેહાળતાનો અંશ પણ હોય એમ મને લાગતું નથી."

"તમે આ વાત કરો છો તે તો મારે ગળે ઉતરતી નથી. ચાલો, પિતાજી સમક્ષ આપણે આ વિષયની ચર્ચા કરીએ."

"હા, ચાલો."

ઉભય હવે ત્વરિત વેગે બંગલા તરફ ચાલ્યાં.

ગુલાબરાય કળા અને સૌંદર્યના શોખીન હતા; પણ તેમને નયનદાહક વૈભવવિલાસ ગમતા નહોતા. તેમનો બંગલો સાદો પણ સુંદર

અને બેઠા ઘાટનો હતો. બંગલાને એક માળ હતો અને એક વિશાળ અગાસી હતી. ભોંયતળિએ જૂદા જૂદા ચાર વિશાળ ઓરડાઓ હતા અને માળ પર પણ તેવાંજ વિશાળ દિવાનખાનાઓ હતાં. બંગલાનો ઓટલો પણ વિશાળ હતો. તે પર બે આરામ ખુરશીઓ તથા બીજી ત્રણ ચાર ખુરશીઓ પડી રહેતી.

તનમન અને લલિત બંગલા પાસે આવી પહોંચ્યાં. હજુ તનમન લલિતની આંગળી પકડીને જ ચાલતી હતી. ગુલાબરાય બંગલામાં ભોંયતળિએ પોતાના પુસ્તકાલયમાં બેઠા હતા. તેમની નજર આ બે બાળમિત્રો પર પડી અને તેમના મુખપર સ્મિત ફરક્યું.

" બાપુજી ! હું લલિત કુમારને પકડી લાવી છું. "

" શાબાશ ! તને પણ ઠીક કેદીઓ પકડતાં આવડે છે–" ગુલાબરાયજી બોલ્યા. લલિતકુમારે તેમને પગથિયાં ચઢતાં ચઢતાં નમન કર્યું.

" આવો, ભાઇ ! ..." ગુલાબરાય બોલ્યા.

લલિત અને તનમન પુસ્તકાલયમાં જઇ ઉભાં.

ગુલાબરાયનું પુસ્તકાલય જોવા જેવું હતું. આશરે હજારેક પુસ્તકો જૂદાં જૂદાં કબાટોમાં સુવ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં અને બગીચામાં પડતી એક બારી આગળ એક ટેબલ તથા ખુરશી મૂકેલાં હતાં. ગુલાબરાયનું આ પ્રિયસ્થાન હતું. તેમના ટેબલની સામે ત્રણેક ખુરશીઓ પણ પડેલી હતી. એ સિવાય ખાલી શોભાની કે મોટાઇ બતાવનારી બીજી કોઇ ચીજ ત્યાં જણાતી ન્હોતી. દિવાનખાનાની સ્વચ્છતા, શાન્તિ અને સુવ્યવસ્થાપરથી ગુલાબરાયજીની

સાદાઇ તથા શાંતિપ્રિયતા જણાઇ આવતી હતી.

" આવો, લલિતકુમાર ! મુંબઇથી ક્યારે આવ્યા ? "

" જી, ગઇકાલેજ આવ્યો. "

" અને આજે કાંઇ આપણને મળવા ન્હોતા આવ્યા હં, બાપુજી ! એ તો હું એમને બાગમાંથી પકડીને અહિં લઇ આવી." તનમને ટહુકો કર્યો.

ગુલાબરાય હસ્યા. લલિત શરમનો માર્યો ચૂપજ રહ્યો.

" બોલો હવે લલિત ! તમે જીંદગીને મશ્કરી કહો છો ને ? " તનમન પુનઃ બોલી.

લલિત હજુ પણ કાંઇ બોલ્યો નહિ. તેને ગુલાબરાયજીના ઘરનું વાતાવરણજ દુનિયાના વાતાવરણથી જૂદી જાતનું લાગ્યું. તે મુઝાયો. ગુલાબરાય રાજપુરના કારભારી હતા. સત્તાશીલ અમલદાર હતા. પાંચ પૈસે સુખી હતા. તેમનામાં આટલી બધી સાદાઇ તથા નમ્રતા જોઇને તથા તેમની પુત્રી તનમનની નિર્દોષતા તથા સ્નેહાળતા જોઇને તેને એમ લાગ્યું કે તે ધારે છે તેટલી દુનિયા ખરાબ નથી. તેની મુઝવણ, તેનો સંકોચ ગુલાબરાય સમજી ગયા. તે બોલ્યા.

" લલિતકુમાર ! તમે મુઝાઓ નહિ. આ ઘર કાંઇ પારકું નથી. તમે મારા પુત્ર જેવાજ છો.

" મેં કદિપણ આ ઘરને પારકું ગણ્યુંજ નથી, મુરબ્બી ! " લલિત હાસ્ય કરી બોલ્યો.

" ત્યારે તમે અમને મળવા કેમ ન આવ્યા ? " તનમને તેને મુઝવવાનો જ નિશ્ચય કર્યો હતો.

થોડીકવાર મૌન રહી લલિત બોલ્યો :

" મારી વીણાના લગ્ન નક્કી થવાથી હું એટલો બધો દીલગીર થયો છું કે મને બીજું કશું સુઝતુંજ નથી. " તેનું વદન ઉતરી ગયું. તેની આંખો દયામણી થઇ. તનમન અને ગુલાબરાય ઉભય શોક પામ્યાં.

" તમારા પિતાજીએ બહુ અયોગ્ય પગલું લીધું. મેં એક વખત એમને કહ્યું પણ તે એમના લક્ષમાં ન ઉતર્યું અથવા તમારી માતા આગળ એમનું કંઇ ન ચાલવાથી મારા કહેવાનું કંઇ પરિણામ ન આવ્યું .." ગુલાબરાય બોલ્યા.

" એટલા માટે જ મને લાગે છે, મુરબ્બી ! કે આ જીવન એક મશ્કરી રૂપ છે. નિરાધાર બાળકોને પરણાવી માબાપો ! આનંદ પામે છે પણ તેઓ તેમને કેવી અતૂટ સાંકળથી જકડે છે તેનું ભાન રાખતાં નથી. ગરિબોને શ્રીમંતો કચડે છે, બાળકોને માતપિતાઓ દુઃખી કરવાના ઇરાદાથી નહિ પણ અજ્ઞાનતાને લીધે લ્હાવો લેવાને નામે અનંત દુઃખમાં ધકકેલે છે; પક્ષીઓને મનુષ્યો પીંજરામાં પુરી, તેમની સ્વતંત્રતા ખૂંચવી લઇ આનંદ માને છે; લાખો ગરિબોના બાળકોને દૂધ મળતું નથી છતાં એજ ગરીબો પ્રતિવર્ષ એક એક બાળકને ભૂખે મારવા માટે વધાર્યા જાય છે. આવી પરિસ્થિતિ જોઇને મને એમ લાગે છે કે આ દુનિયાનું તંત્ર કોઇ પણ જગ્યાએ સડાવાળું છે. "

" તમે ભૂલો છો, ભાઇ ! " ગુલાબરાય ગંભીર સ્વરે બોલ્યા.

" પ્રભુ અન્યાયી નથી. જગતનું તંત્ર જેના હાથમાં છે તે તંત્રી અન્યાયી નથી; પણ તે તો એટલો બધો ન્યાયી, દયાળુ અને

પ્રેમાળ હૃદયનો છે કે જો તેનો સંદેશ મનુષ્યો સાંભળે તો જગત માંથી સર્વ દુઃખો દૂર થઇ જાય..."

" પણ મુરબ્બી ! મારી બ્હેન વીણા હજુ નાદાન છે બાર વર્ષ પણ તેને ભાગ્યેજ થયાં હશે. તેવામાં તેનું બાળપણ ખુંચવી લેવામાં આવે છે તે શું ન્યાય છે ?"

" પણ તેમાં ઇશ્વરનો શો દોષ ? બાળલગ્નો કરવાનું ઇશ્વર કહેતો નથી. પ્રભુએ આખી પૃથ્વી મનુષ્યોને આપી દીધી ત્યારે મનુષ્યોએ જૂદી જૂદી જ્ઞાતિઓ અને રાષ્ટ્રો બનાવી જૂદા ભેદ પાડયા. તેમ કરી જૂદાં જૂદાં રાષ્ટ્રો વચ્ચે વૈરભાવ ઉત્પન્ન કર્યો. પ્રભુ જોઇએ તેટલું અનાજ પૂરૂં પાડે છે પણ મનુષ્યો પોતાના સ્વાર્થ માટે તે એકહાથ કરી એક અલ્પ સંખ્યાના અયશઆરામ માટે લાખો મનુષ્યોને ભૂખે મારે છે અથવા એક ટંક જેમ તેમ ખાવા દે છે. ભાઇ ! ખરૂં પૂછો તો મનુષ્યોએ જ પોતાનું મનુષ્યત્વ ગૂમાવી દીધું છે. દેવની આણની અવગણના કરી શયતાનની આણ માનવા માંડી છે અને તેથી જ હમણાં કંગાળ્યત, પાપ, જૂલમ વધી પડયા છે." ગુલાબરાયજી બોલ્યા. તેમનો એક એક શબ્દ ભવ્ય સત્યના પ્રતિધ્વનિ રૂપ હતો. લલિતકુમારના વિચારો પણ તેમના જેવાજ હતા; પણ કોઈ કોઈ વાર તેનું યુવાન હૃદય ઉન્મત્ત થઇ જતું અને મનુષ્યો જે પાપ કરી રહ્યાં છે તેથી તે પ્રભુને કૈંક અંશે અન્યાયી કહેવા પ્રેરાતો: પણ ગુલાબરાયનું કથન સાંભળ્યા પછી તેને પ્રભુની ન્યાયશીલતા માટે કોઇ પણ પ્રકારનો સંશય રહ્યો નહિ.

" તમે સત્ય કહો છો, મુરબ્બી ! મારા વિચારોનો પ્રવાહ જ્યારે હું શાંત મને વિચાર કરૂં છું ત્યારે એવોજ હોય છે. મને પણ

વસંતઋતુમાં ઝાડપાનને નવપલ્લવિત કરી સૃષ્ટિને કોઇ ઑર જાતની કળાથી શણગાર અને કોયલડીના મધુર ટહુકારથી ગજાવનાર પ્રભુ અન્યાયી હોય એમ માનતાં બહુ દુઃખ થતું. હવે કદિ પણ એવા વિચાર નહિ કરૂં..."

" પણ બાપુજી !..." તનમન મધુર સ્વરે બોલી.

" લલિતકુમાર કહે છે તેવા પાપીઓ જગતમાં પાપ શા માટે કરતા હશે ? શું તેમને ઇશ્વરની દુનિયામાં વસવું નહિ ગમતું હોય ?......"

" નહિ. તેમને શયતાનનીજ સૃષ્ટિ જોઇએ છે, તનમન ! " લલિતકુમાર બોલ્યોઃ " આ દુનિયામાં હમણાં ક્ષુદ્રક સ્વાર્થ માટે લાખોના જીવ લેવાય છે. નેપોલિયને પોતાની મહત્વાકાંક્ષા માટે ૮૦ લાખનો સંહાર કર્યો. કૈસર અને લૉઇડ જ્યોર્જ આ વીસમી સદીના મહત્વાકાંક્ષીઓ કોણ જાણે કેટલાય મનુષ્ય બાંધવોના પ્રાણ લેશે..."

" એમાં તેમનો દોષ નથી, લલિત કુમાર ! જગતમાં મહાયુદ્ધો થાય છે તેમાં પણ પ્રભુનો કોઇ અગમ્ય હેતુ રહેલો હોય છે. હમણાં જગત્ સાંવ સ્થૂલવાદી થઇ ગયું છે. જ્યાં સુધી તેને સ્વાર્થમાં મઝા નથી, ખૂનામરકીથી અંતે ફાયદો નથી એવી ખાત્રી ન થાય ત્યાં સુધી લડાઇઓ થશે. શ્રીમંતો જૂલમ કરશે અને બીજા અનેક જાતનાં દુષ્કૃત્યો થશે. પણ શાંતિની શોધમાં વલખાં મારતી માનવ જાતિ જ્યારે સમજી જશે કે શાંતિ વ્યાપારી ઉન્નતિમાં નથી, લક્ષ્મીના–સોનાના ઢગલામાં નથી, અન્ય જાતિઓને ધિક્કારી પોતાની જાતિનું વર્ચસ્વ સ્થાપવામાં નથી પણ અખિલ માનવ જાતિ પ્રભુના કુટુંબરૂપ છે એવું જ્યારે મનુષ્ય સમાજને ભાન થશે ત્યારેજ

તેને શાંતિ અને સુખ મળી શકશે..." ગુલાબરાયજી બોલ્યા.

" બાપુજી ! નાહક લોકો શા માટે લડી મરતા હશે ? પોતાને જેટલું જોઇએ તે કરતાં વિશેષ મેળવવાની ઇચ્છા કરી નાહક દુનિયાને દુઃખી કેમ બનાવતા હશે ? મને બે વખત ખાવાનું મળે, સાદાં વસ્ત્રો મળે, તો પછી પક્ષીઓનાં દિવ્ય સંગિત સાંભળવાનું છોડી, પુષ્પોની ખીલેલી પાંખડીઓ જોવાનું તજી દઇ અથવા ચંદનીમાં બેસી પ્રભુનાં ગાન ગાવાનું છોડી દઇ લાખો રૂપિયા મેળવવાની હું તો કદિય ઇચ્છા નહિ કરૂં.. "

" પણ તમારા જેવું નિર્મળ અને દૈવી હૃદય જો દુનિયાના બધા મનુષ્યો ધરાવતા હોય તો પછી આ દુનિયા ' દુનિયા ' નહિ કહેવાય, તનમન ! " લલિત બોલ્યો.

" ત્યારે શું કહેવાય ? "

" સ્વર્ગ ! "

કોણ જાણે કેમ પહેલીવાર તનમન શરમાઇ અને એક બે પળ મૌન રહી.

" તનમન ! આપણે વાતમાંજ વખત કાઢી નાખ્યો. તારા મિત્રની મહેમાનગીરી તો કર..."

" અરે હા ! હું એ વાત તો ભૂલીજ ગઇ તમારો વાદવિવાદ સાંભળવામાં..." કહી તનમન એકદમ ઓરડામાંથી બહાર ગઇ અને પાંચ દશ મિનિટમાં મશાલાદાર દૂધના પ્યાલા તથા ચીવડાની રકાબીઓ લઇ હસતી હસતી આવી પહોંચી. તેની પાછળ તેની માતા ગંગા પણ આવી. લલિતકુમારે તેને પ્રણામ કર્યા અને ગંગાએ તેને કુશળ સમાચાર પૂછી તેનાપરની પોતાની લાગણી બતાવી.

હવે આ નાની ટોળી–તનમન–ગંગા લલિત અને ગુલાબ-

રાયજી–મીઠી મીઠી ટકોર કરતાં ચીવડો ઉડાવવા લાગ્યાં. અલ્પ સમયમાં દૂધના પ્યાલા પણ ખાલી થયા એટલે તનમને તરતજ લલિતને તથા પોતાના પિતાને પાનનાં બીડાં આપ્યાં.

" હવે હું રજા લઇશ. " લલિત બોલ્યો.

" જરાવાર બેસોને..." ગુલાબરાયજી બોલ્યા. લલિત બેઠો.

" તનમન ! હવે જરા ગા..." ગુલાબરાયે કહ્યું.

લલિતને પુનઃ તે દેવબાલાનું ગાયન સાંભળવાનું મળશે તે જાણી અત્યંત આનંદ થયો.

" શું ગાઉં ? " પ્રફુલ્લવદના તનમન બોલી.

" તમને જે ગમે તે. " લલિતે કહ્યું.

તનમન પોતાના ઓરડામાં જઇ દિલરૂબા લઇ આવી અને વીજળીક વેગે સૂર મીલાવી ગાયન શરૂ કર્યું :

" ફુલ પાંખડી ધરાવો ગુજરાત માત ચરણે;
પંચામૃતો ઢળાવો ગુજરાત માત ચરણે.
ધૂપ દીપ ચંદનાદિ, પૂજાર્થ સિદ્ધિ સાધી;
તપ યોગ પૂણ્ય આદિ, ગુજરાત માત ચરણે. "

માતૃભૂમિ પ્રતિ ભક્તિભાવથી પરિપૂર્ણ આવું સુંદર ગાયન અને તનમન તે પોતાના મધુર સ્વરે લલકારે; પછી પૂછવું જ શું ? ત્યાંના વાતાવરણને તનમને સંગિતમય બનાવી દીધું. લલિત પૂજ્યભાવથી સાંભળી રહ્યો.

ગાયન આગળ વધ્યું :

" આદર્શ આશાવાદી, યશ કિર્તનો અનાદિ;
પાવન ધરો પ્રસાદી, ગુજરાત માત ચરણે.

રચી યજ્ઞવેદો આજે, દુંદુભી વ્યોમ ગાજે;
આહુતિ દિવ્ય છાજે, ગુજરાત માત ચરણે.
હિંદુ અને મુસલ્મિન, બિરાદરો નથી ભિન્ન;
સેવા–સ્વભોમ આધીન, ગુજરાત માત ચરણે:
ચિત્ત સત્ય તત્ત્વ આંહિ, બની સાચના સિપાહી;
વરશું વિજય વધાઇ, ગુજરાત માત ચરણે:
ક્ષીર શી વિશુદ્ધ કીર્તિ, પુષ્પો શી વિશ્વ પ્રીતિ;
ધરશું ત્રિકાળ જીતી, ગુજરાત માત ચરણે:
નિશા પીટી નમેરી, ઉષા ખીલી અનેરિ.
આશા પ્રભાત કેરી, ગુજરાત માત ચરણે.*

ગાયન પુરૂં થયું ત્યારે તો બધા સ્તંભિત થઈ ગયાં હતાં. લલિતને જે આનંદ થયો હતો તે અનિર્વચનિયં જ હતો. તે જ્યારે ગુલાબરાયજી, તનમન તથા ગંગાની રજા લઈ બંગલામાંથી બહાર નીકળ્યો ત્યારે તે નવો જ લલિતકુમાર બની ગયો હતો.

તનમન તેની સાથે બાગમાંથી દરવાજા સુધી આવી. દરવાજા આગળ આવતાં તનમન બોલી:

" હવે રોજ આવશો ને ? "

" હા. તમારૂં આમંત્રણ ઠેલાય ? "

તનમન સ્મિત કરીને બોલી:

" ત્યારે તો હવે તમારા પર મારી સત્તા જામી ગઇ. "

" હું તો ઇચ્છું છું, તનમન ! તમારી સત્તા મારા પર સદાય જામતી રહે. "

* ચોથા ગુજરાત રાજકિય પરિષદમાં ગવાયલું ગાયન.

# પ્રકરણ ૬ ઠું.

## કુસુમકલિનો હોમ.

રાયજીના કુટુંબના શાંત–આનંદમય વાતાવરણમાં આનંદ પામી લલિતકુમાર ઘેર ગયો ત્યારે પુનઃ તેની નજરે વીણા પડી. તનમન પંદર વર્ષની હતી; તોપણ હજુ તે બાળકજ હતી. હિન્દુસ્થાનની ગરમ હવાએ તેના હૃદયમાં વિકાર ઉત્પન્ન કર્યો ન્હોતો. હજુ તે કૌમારને આંગણે નિર્દોષ ભાવે ખેલતી હતી. તેની આંખોમાં વિકારની વીજળી ન્હોતી ઝબૂકતી. તેના દીલમાં મદનનાં બાણ ન્હોતાં વાગ્યાં. હજુ તેને ઋતુપ્રાપ્તિ પણ ન્હોતી થઇ. કેટલાક લોકો હિન્દુ બાળિકાઓને તેર ચૌદ વર્ષે ઋતુપ્રાપ્તિ થાય છે તેથી તેને પત્ની બનાવવાની દોડાદોડ કરી મૂકે છે. છોકરીનો પગ ઉંચો નીચો પડી જશે તો જગતમાં કાળું મ્હો કેમ બતાવી શકાશે ? એવો તેમને ભય લાગે છે; પરંતુ હિન્દુસ્થાનની ગરમ હવાના કરતાં તેમના ઘરના ઝેરી વાતાવરણજ તે માટે વિશેષ જવાબદાર છે તેનો તેઓ વિચાર શુદ્ધાં કરતાં નથી. હિન્દુ સમાજમાં આઠ દશ વર્ષની બાળાને નાના છોકરાઓ સાથે રમવાની મના કરવામાં આવે છે. તેમને સાસુ નણંદ ને સાસરાની વાતો લ્હાવા લેવાની રસિયણ માતાઓ રસ લઇ લઇને સંભળાવે છે અને બાળ હૃદયોપર જાણી જોઇને વિકારી સંસ્કારો પાડે છે. નાદાન બાળિકાઓ સમક્ષ સાસરાની વાત કરવાથી કેવાં

અનિષ્ટ પરિણામ આવે છે તે બિચારી અભણ હિન્દુ માતાઓ જાણતી નથી. તેમને તો પોતાની ઢીંગલી જેવી છોકરી સુન્દર વસ્ત્રાભુષણ પહેરી લટકમટક કરતી સાસરે જાય અને જમાઇરાજની પધરામણી પોતાને ત્યાં થાય તે જોવાની એક જાતની ઘેલછા લાગેલી છે. આ એક જાતનો ભયંકર રોગ છે. માતપિતાઓની લ્હાવો લેવાની લાલસા સમાજમાં કેવી ભયંકર લાહ્ય સળગાવે છે તે જો હવે હિન્દુ માબાપો નહિ સમજશે તો દસવીશ વર્ષમાં આ દેશ નિર્માલ્ય, કંગાળ અને રોગી ગુલામોથીજ ઉભરાઇ જશે. પોતાના ઘરના દૂષિત વાતાવરણને નિર્મળ બનાવવાને બદલે, પોતાની બાળાઓને ધર્મનિષ્ઠ, નીતિમય, નિર્દોષ અને સંસ્કારી વાતાવરણમાં ઉછેરવાને બદલે તેમને આરસની પૂતળીઓ પેઠે શણગારી, તેમને ઉત્તેજક સ્વાદિષ્ટ ખોરાક ખવડાવીને તથા લ્હાવા લેવાને નામે ' મારી દીકરીના અમુક ઘેરે સાસરા કરશું. મારી લાડકીને માટે અમુક જાતનો વર શોધી કાઢીશું. દીકરી, તું તો હવે સાસરે જશે " એવી એવી વિકારોત્પાદક ઝેરી વાતોથી બાળાઓનું રમ્ય બાળપણ લૂંટી લઈ તેમનામાં ઝેરી વિકાર ઉત્પન્ન કરીને હિન્દુઓએ આખા સંસારમાં આગ લગાડી દીધી છે. બાળમાતાઓનાં ભયંકર—હૃદયવિદારક મરણો એજ હિન્દુઓ પોતાની આંખોએ જુએ છે. માયકાંકલા જેવા—ટેટા જેવા રોગી બાળકોને જોઇ ' કુટુંબમાં દીવો થયો ' કહી તેઓજ મલકાય છે. નાદાન—પાંચ છ વર્ષનાં બાળકોનાં મરણને શ્રી મહાપ્રભુજીની ઇચ્છા ગણી પોક મૂકે છે અને વીસ વર્ષે ત્રણ ચાર છોકરાની ફોજ લઇ બેઠેલા નિસ્તેજ, અશક્ત, રોગી યુવાનોને ' વસ્તારી ' કહી ધન્યવાદ આપે

છે ! પરિણામમાં બાળવિધવાઓનાં હૃદયદ્રાવક આક્રંદ સર્વ હિંદુ કુટું-બોને રડાવે છે. પ્રજા નમાલી અને રોગી બને છે. દેશમાં ભૂખમરો અને કંગાલ્યત વધતાંજ જાય છે: પણ પોતાનાં પાપકર્મો માટે ઇશ્વરને જવાબદાર ગણનારા આંધળાઓ આ પિશાચલીલાને—આ રાક્ષસી માયાને ' પ્રભુની લીલા ' કહી જે ઇશ્વર માનવજાતિને નિરંતર સુખી જોવા ઇચ્છે છે તેને નિંદવાનો અક્ષમ્ય અપરાધ કરી રહ્યા છે. આ પાપ માટે—આ ગુન્હા માટે તેમને સજા થઇ રહી છે ને થશે.

તનમનના નિર્મળ કૌમારજીવનપર વિચાર કરતાં લલિતકુમા-રના મગજમાં ઉપર જણાવ્યા તેવા અસંખ્ય વિચારો આવી ગયા. બીજી બાજુએ તેણે વીણા જોઇ. ક્યાં તનમન અને ક્યાં વીણા ? એક પ્રભુના રાજ્યમાં બાલ્યજીવનના મોંઘા લ્હાવા લેતી હતી. બીજી તેનાથી ત્રણ ચાર વર્ષ ન્હાની હોવા છતાં ગંભીર, શાણી, લાજાળુ ' વહુ ' બની ગઇ હતી. એક ઉષા, સન્ધ્યા, ચન્દની અને પુષ્પો સાથે ખેલતી હતી. વિકારના સ્વપ્ન વિના નાચતી, હસતી, રમતી કૂદતી અણમોલ બાળજીવન ગાળી રહી હતી. બીજીને બાળપણનો લ્હાવો કેવો હોય તે તેની માતાએ જાણવા જ દીધું ન્હોતું. તે જન્મી ત્યારથીજ ' દી-કરીનાં સાસરાં ક્યાં કરશું ? ' ની વાતો તેને કાને અથડાઇ હતી અને તે દશેક વર્ષની થઇ ત્યારે તો તે પતિપત્નીનો સંબંધ પણ કંઇક સ-મજી ગઇ હતી.

પુનઃ લલિતકુમારના મગજમાં અંગારા સળગવા લાગ્યા. શું કરવું ને શું નહિ તે તેને સૂઝયું નહિ. તેની બહેનનો જ તેની નજર સમક્ષ ઘાતકી રિવાજની વેદીપર હોમ થવાનો હતો. સગાઇ નક્કી થઇ

ગઇ હતી. લગ્નની તૈયારી થઇ ચુકી હતી. વરરાજા એક નાદાન બાળકીને પરણવાને ગાંડા ગાંડા થઇ રહ્યા હતા. આવી દશામાં પોતે પોતાનો વિરોધ કેમ પ્રકટ કરવો તે લલિતકુમાર સમજી શક્યો નહિ. દીવાળીપર કાંઇ પણ અસર થાય તે સમ્ભવિત ન્હોતું. તેને તો પુત્રીને વાજતેગાજતે સાસરે વળાવવાનો ઉન્માદ થયો હતો. અને એ હઠીલાં સતભામાજ જો વીણાને પરણાવવા તૈયાર હોય તો સાક્ષાત કૃષ્ણચંદ્ર પણ તેને સમજાવવા પૃથ્વીપર પાછા આવે તો દીવાળીના મગજપર કાંઇ અસર થઇ શકે તેમ ન્હોતું.

અડધોએક કલાક સૂધી તે ઓટલાપર ગંભીર વિચારમાં લીન થઇ બેસી રહ્યો. તેના હૃદયમાં દારૂણ જખમ પડયો હોય તેવી વેદના થતી હતી. સળગતા અંગારાની સગડી મૂકી હોય તેવી લાહ્ય તેના મસ્તકમાં લાગતી હતી. સમાજ સામે–જૂના ઘાતક રિવાજો સામે–બાપના કૂવામાં પડવામાં આંધળીઆ કરનારા મૂર્ખાઓ સામે–તેને અસામાન્ય તિરસ્કાર ઉપજતો હતો. લાગણી કે પ્રેમના અભાવે આવાં નિંદ્ય કામો થતાં નથી પણ ફક્ત અજ્ઞાનતાને લીધેજ ‘લ્હાવા’ લેવાને નામે નિર્દોષ બાળકોનાં ખૂન કરવા જેવાં ઘોર પાપ કરવામાં આવે છે તેથી પોતાના પિતાને બે બોલ કહી જોવાનો તેને વિચાર આવ્યો. એ વિચાર આવતાંજ તે માણેકલાલ પાસે ગયો અને વિનીત સ્વરે બોલ્યોઃ

“ બાપુજી ! વીણાની ઉમ્મર કેટલીક હશે ? ”

“ અગિયાર બાર વર્ષનીઃ કેમ ? ” માણેકલાલે કહ્યું. તેને લલિતના પ્રશ્નથી સહેજ આશ્ચર્ય ઉપજ્યું.

" બાપુજી !..." લલિત પુનઃ કરૂણુ સ્વરે બોલ્યો.

" એક બાર વર્ષની નાદાન બાળાને પરણાવી દેવી તે તમને યોગ્ય લાગે છે ? "

" એમાં તું નહિ સમજે, ભાઇ ! દીકરીને વહેલી મોડી સાસરે તો વળાવવીજ પડેને ! વળી તારી બા કહે છે તેમ અર્થદાસ જેવો વર ને ઘર કંઇ વારંવાર મળે છે ? તારે એ બાબતમાં માથું જ નહિ મારવું, લલિત !..." માણેકલાલે જવાબ આપ્યો.

" પણ બાપુજી ! વિચાર તો કરો. હજુ વીણા બહેન બાળક છે. તેને રમવાની—નાચવાની–કૂદવાની હોંસ છે..."

" ગાંડા ! સંસારમાં તું શું સમજે ? બાર વર્ષની છોડી ગોધા જેવી ધબડધબડ દોડે તે શું સારૂં કહેવાય ? "

" રાયજીની કન્યા.........."

હજુ લલિતકુમાર વાકય પૂરૂં કરે તે પહેલાં જ માણેકલાલ મિજાજ ખોઇ દઇ બોલ્યોઃ

" રાયજી તો બાદશાહ છે બાદશાહ ! એમને છોકરી ઉંટ જેવડી કરવી પરવડે ! ને જોજે તો ખરો ! એના પણ શા હાલ થાય છે તે ! તું પણ તેમના ઘરમાંથી જ આવા ઉદ્ધત વિચારો મગજમાં ભરી આવ્યો લાગે છે..."

" એ વિચારોમાં તમને ઉદ્ધતાઇ કયાં જણાય છે, બાપુજી ? "

" જો લલિત ! અહિંયા હું વાદવિવાદ કરવા નથી બેઠો. જે બાપદાદા કરતા આવ્યા તે કરવુંજ જોઇએ. તારા જેવા ઉદ્ધત જુવાનીઆઓ કરતાં આપણા વડવાઓ વધુ ડહાપણવાળા હતા. તેમણે

જે કર્યું તે ખરાબ હોયજ નહિ. વળી ગોર મહારાજ કહે છે કે મનુ મહારાજ પણ બાળલગ્ન કરવાની આજ્ઞા કરે છે. ”

“ મનુ મહારાજ કદિ પણ એવો દુષ્ટ નિયમ સમાજને ગળે બાંધેજ નહિ. પચીસ વર્ષના બ્રહ્મચારી સાથે નવ વર્ષની બાળિકા પરણાવવાનું જો મનુ મહારાજ કહેતા હોય તો એ મનુમહારાજ પણ મૂર્ખા હોવા જોઇએ. વસ્તુતઃ મનુમહારાજે એમ કદિ કર્યુંજ નથી. મનુ સ્મૃતિમાં એ શ્લોક કોઇએ પાછળથી ઘુસાડી દીધેલો છે ......ગમે તેમ હો...પણ બાપુજી ! વિચાર તો કરો. બિચારી વીણા હજુ લગ્નમાં શું સમજે ? એને આ વયે પરણાવવી તે પાપ છે...”

“ બેસ બેસ હવે: નાને મ્હોડે મોટા બોલ બોલવા મંડયો છે ! તને અંગ્રેજી ભણાવ્યો એટલે આટલો બધો બહેકી ગયો ! રાયજી પણ ગોટપીટ કરતાં શીખ્યા એટલે કહેવા લાગ્યા કે છોકરીને આખલા જેવી કૂદવા દો ! તમે બધા નીતિ અને ધર્મનું નખ્ખોદ વાળનારા છો. તારી લવરીથી મારાપર કંઇ પણ અસર થવાની નથી, સમજ્યો ? ગુપચુપ બેસી રહે. કોઇ બીજા પાસે અક્કલના ચણા વેચવા ન જતો; નહિ તો કોઇ ગાડો ગણશે.” કહી માણેકલાલ કિંચિત તિરસ્કારથી હસ્યો.

લલિતકુમાર હતાશ થયો. દીવાળીને એ બોલ કહેવા તે પત્થરપર પાણી રેડવા બરાબર છે એવી તેની ખાત્રી હતી. માણેકલાલ કદાચ સમજે તો સમજે એવી તેને આશા હતી; પણ એ આશા ધૂળમાં મળી. તેને એમજ લાગ્યું કે હિન્દુઓ જાણી જોઇને પોતાની ઘોર ખોદી રહ્યા છે. છતી આંખે દીવો લઇને કુવામાં ઝંપલાવ્યા જાય છે

અને જ્યારે દુઃખી થાય છે ત્યારે 'નસીબ' ને દોષ દેવાનો ઇજારો તો તેમને તેમના બાપદાદાઓએ પરાપૂર્વથી આપીજ રાખેલો છે.

આજે વૈશાખ સુદ બારસ હતી અને પૂર્ણિમાની રાત્રિએ વીણા કન્યા મટી પત્ની બનવાની હતી. સૂર્ય પ્રચંડપણે તપી રહ્યા હતો અને પોતાનાં રશ્મિથી જાણે જગતના ગુનેહગારોને બાળીને ખાખ કરી નાખવા માગતો હોયની તેવો લાગતો હતો. લલિતકુમારનાં નેત્રો સામે બે દશ્યો હતાં. એક તનમનનું અને બીજું વીણાનું. એકના પિતાને પિતૃધર્મનું ભાન હતું. બીજીનો પિતા–તેનો પોતાનો પિતા રૂઢીને નામે આંધળીયા કરનારો હતો. પિતાને વિશેષ કહી શકાય તેમ ન્હોતું અને કહે તો તે માને તેમ પણ ન્હોતું. આવા ધર્મસંકટમાં અસંખ્ય યુવાનો ફસાય છે. તેમને તે સમયે જગત્ ઘાતકતા અને અન્યાયથીજ ભરેલું જણાય છે. લલિતકુમારને પણ સંસારમાં અંધકારજ જણાયો. સઘળે શયતાનની માયાની જાળ બીછાવેલી જણાઈ. માનવસમાજમાંથી દેવત્વનો લોપ થઈ ગયલો જણાયો અને મનુષ્ય પ્રભુની પ્રતિકૃતિ છે એ કથનપર અશ્રદ્ધા આવી. તે વિચારમાં ને વિચારમાં બળતાં હૃદયે મેડાપર ગયો અને થોડીકવાર બિછાનાપર પડયો; એટલામાં વીણા તેને જમવા માટે બોલાવવા આવી. વીણાને જોઇ પુનઃ તે દાઝી ગયો. તેના વદનપર ગમ્ભીર શોકનું વાદળ છવાઇ ગયું. આખું ઘર જ્યારે આનંદી તરંગોથી ઉછળતું હતું, આખો મહોલ્લો જ્યારે આનંદગાનથી ગાજી રહ્યો હતો, ત્યારે 'મોટાભાઇ' કેમ આવા ગમ્ભીર જણાય છે તે બિચારી વીણા સમજી શકી નહિ. તે બિચારી ન્હોતી જાણતી કે 'લ્હાવા' ને નામે તેનો હોમ કરવા·

માં આવે છે. તે ન્હોતી જાણતી કે દાગીના કે મિષ્ટાન્નની લાલચે તેને ઉપજતા આનંદથી ખરો આનંદ હજારો ગાઉ દૂર હતો.

લલિત યંત્રવત્ જમવા ગયો. જરાતરા ખાઇને તરત ઉઠી ગયો. તેને ખાવાનું ભાવ્યુંજ નહિ. તેના મગજમાં 'હવે શું કરવું?' એ પ્રશ્ન હથોડા મારી રહ્યો હતો. વીણાના લગ્ન વસ્તુતઃ લગ્ન ન્હોતા. તે એક ભયંકર હોમ હતો. એ હોમમાં એક સુંદર કુસુમકલિ હોમાવાની હતી. એ હોમ તે ઉત્સવ ન્હોતો; પણ પરમ શોકનો પ્રસંગ હતો. એ પ્રસંગમાં તેનાથી કેમ ભાગ લઇ શકાય એવો વિચાર તેને આવતો હતો. બીજી બાજુએ જો તે ચાલ્યો જાય તો માતપિતાની લાગણી દુખાય–તે ઉદ્ધત છોકરો ગણાય એવો ભય હતો. વિચારમાં ને વિચારમાં બિછાનાપર તેની આંખો સહેજ મળી ગઇ. પુનઃ પાંચ મિનિટ પછી ઉઘડી ગઈ. સાંજે ચારેક વાગ્યાને શુમારે ભર ઉન્હાળામાં તેને ટાઢ વાઇ અને ધીમે ધીમે તાવ ચઢવા માંડયો.

વિચાર કરતાં કરતાં માતપિતા જ્યારે અન્યાય કરતાં હોય અથવા પાપ કરતા હોય ત્યારે તેમની સાથે સહકાર કરવો તે પાપમાં ભાગીદાર બનવા જેવું છે એવા નિર્ણય પર તે આવ્યો હતો અને વીણાના લગ્નમાં ભાગ ન જ લેવો એવો તેણે નિશ્ચય કર્યો હતો; પણ એ નિર્ણયપર આવ્યો તેજ ઘડીએ તેના શરીરમાં તાવનો સંચાર થયો અને તે લાચારીથી પથારીવશ થયો.

માણેકલાલ તથા દીવાળી લલિતકુમાર અચાનક માંદો પડવાથી ગભરાયા. ગામમાંથી વૈદ્ય ડૉકટરને બોલાવ્યા પણ વૈદ્યડૉકટરોની દવાથી હૃદયના વ્યાધિ મટેલા કોઇએ સાંભળ્યા છે? લલિતકુમારના હૃદયપર

ઘા થયો હતો. એ ઘા રૂઝવવાની શક્તિ વૈદરાજની માત્રા કે ડૉકટર સાહેબના ' મિક્ષચર ' માં ન્હોતી: તેનો તાવ વધતોજ ગયો. તેરસને દિને તેને ૧૦૪ ડીગ્રી તાવ ચઢયો.

પણ સાવકા દીકરાને તાવ આવે તેથી કંઇ લાડકી પુત્રીના લગ્ન મુલતવી રખાય ? દીવાળી લલિત માંદો હોવા છતાં ન્યાતની સ્ત્રીઓને ભેગી કરી આખી શેરીમાં સંભળાય એવા મોટા બરાડા પાડી ગીતો ગાવા લાગી. બારણે ઢોલતાસાં પણ વાગવા શરૂ થયાં. લલિતકુમારને દવા આપવાની કાળજી માણેકલાલ રાખતો; પણ તેને આરામ આપવાની ચિંતા કોઇને ન્હોતી. માંદાની માવજત કરવાને બદલે તેને ઘોંઘાટ કરી વધુ દુ:ખી કરવામાંજ સગાં વ્હાલાંઓ ' લાગણી બતાવેલી ' માને છે. ચૌદશ આવી; પણ લલિતકુમારનો તાવ હજુ ઉતર્યો ન્હોતો.

વીણાનો વિવાહિત પિત અને માણેકલાલ તથા દીવાળીનો માનીતો જમાઇ અર્થદાસ પીસ્તાળીશ વર્ષનો ' જુવાન ' હતો. લાલભાઇ મહેતાજીની નિશાળે ' સોટી વાગે ચમ્ ચમ્ વિદ્યા આવે ધમ્ ધમ્ ' એ મહા સૂત્રનો અર્થદાસને બહુ સારો અનુભવ થયલો અને રાજેશ્રી ત્યાં ' છજાં જાળીયાં માળિયાં ખૂબ છાજે ' સુધી મહામહેનતે શીખેલા. નવ વર્ષની વયે તેમને એક પાંચ વર્ષની બાળાના પતિ બનાવવામાં આવ્યા હતા. અઢારમે વર્ષે તેણે પતિપદમાંથી પિતૃપદ પ્રાપ્ત કરી, પોતાના વૃદ્ધ માતપિતાને ' દીકરાનો દીકરો ' બતાવી જીવતાં સ્વર્ગસુખનો લ્હાવો ચખાડી આખી ન્યાતમાં પેંડા વહેંચાવ્યા હતા. ઓગણીસમે વર્ષે તેમને ' ઇશ્વર ' નડયો અને તેમનો

એક વર્ષનો પુત્ર તથા સૂવારોગથી પીડાતી તેમની પંદર વર્ષની પત્ની તેને છોડી ચાલી ગયાં. તેની પાછળ તેણે આખું ગામ સાંભળે તેવી પોક મૂકી. પત્નીના તેરમાને દિને રાજેશ્રીને પુનઃ ચાંલ્લો થયો. અર્થદાસનાં બીજાં પટરાણીનું વય સગાઇ સમયે ૧૧ વર્ષનું હતું. તેને પરણ્યા પછી અર્થદાસના માતાપિતા મરણ પામ્યાં એટલે નવી વહુ ખરાબ પગલાંની મનાઇ. ચૌદમે વર્ષે તે કસુવાવડ થવાથી પ્રભુના દરબારમાં ગઇ અને પુનઃ અર્થદાસે આંખો ભીની કરી. તે બિચારીનું શબ ચિતામાં ભડભડ સળગતું હતું ત્યારેજ આ ભાગ્યશાળી વર રાજાને એક ગૃહસ્થે પોતાની પુત્રી સ્વીકારવાની વિનંતી કરી એટલે અર્થદાસની આંસુંભીની આંખો હસી પડી. આ ત્રીજાં ગૃહરાણી તેમને ત્યાં આવ્યાં પછી માંદાસાજાં રહેવા લાગ્યાં અને અર્થદાસને એક પણ સંતાન આપ્યા વિના પાંચ સાત વર્ષ જીવી સ્વર્ગે સંચરી ગયાં. હવે તેમને સંસારપર મહા વિરાગ ઉપજ્યો. આ સમયે તેમનું વય લગભગ ૩૨ વર્ષનું હતું; પુનઃ લગ્ન નજ કરવાના તેમણે કેટલાક જ્ઞાતિજનો સમક્ષ કસમપર કસમ ખાવા માંડયા. પણ એક ભલા માણસની કરૂણ કાકલુદીથી અર્થદાસ શેઠ તેમની તેર વર્ષની કન્યાનું પાણીગ્રહણ કરી તે ગૃહસ્થ તથા તેની પુત્રી પર મહા ઉપકાર કરવાને જેમ તેમ તૈયાર થયા. તેમની ચોથી પત્ની ઘરમાં મહાલવા આવી તે પછી એકાદ વર્ષમાં તેમની વીસ વર્ષની જુવાન બહેન તેનો સાઠ વર્ષનો પતિ યમરાજાએ નિર્દયતાથી ખૂંચવી લેવાથી વિધવા થઇ. પોતાની બહેનને વિધવા બનાવનાર યમરાજાપર આ સમયે અર્થદાસને એવો ભયંકર ક્રોધ ઉપજ્યો કે જો તેનું ચાલતું હોત તો યમદેવને સૂળીએ ચઢાવી દેત.

## અંધકાર પર પ્રકાશ

અર્થદાસ શેઠ પોતાની ત્રણ પત્નીઓને કુંકુંમ ઉછાળની સ્વર્ગે મોકલી ચૂક્યા હતા. ચોથી જેમ તેમ દહાડા ગુમાવવા લાગી. ઘરમાં ખાવાપીવાની ખોટ ન્હોતી. દાગીનાનો ટોટો ન્હોતો. સર્વ હતું; પણ મનુષ્યત્વ ન્હોતું. અર્થદાસ અફીણી હતો અને અફીણની ગોળી મગજના છઠ્ઠા ખૂણામાં હમ્મેશાં છુપાઇ રહેતી હોવાથી નિરંતર ઝોકા ખાયા કરતો. પત્નીને તે ગુલામડી કરતાં વિશેષ માનતો ન્હોતો. તેની વિધવા બહેન પણ ભાભીપર રૌબ મારવાની શોખિન હતી. ગુલાબ—અર્થદાસની ચોથી પત્ની થોડુંક ભણી હતી. સંસ્કારી ન્હોતી છતાં સાવ પશુ જેવી ન્હોતી. તે માન અપમાન સમજતી. મણી તેને ગમે તેવાં વચનપ્રહાર મારવા લાગી. અર્થદાસ તેના પ્રત્યે ઘણો બેદરકાર રહેતો. ગુલાબને તે વિલાસની પૂતળી માનતો. ગુલાબ માટે બ્રહ્માએ અતિ કરૂણ ભાવી નિર્મ્યું હતું. મણી સાથે તેને વારંવાર બોલાચાલી થતી. અર્થદાસ પણ બહેનનું ઉપરાણું લઇ તેની પૂજા કરતો. અંતે એક કાળ ચોઘડિયે એકવીસ વર્ષની યુવાન વયે આશાભરી ગુલાબે પતિ તથા નણંદના ત્રાસથી કંટાળી કૂવામાં પડતું મેલ્યું અને આ રીતે અર્થદાસની ચોથી પત્ની ' ચાંલ્લા—ચુડા ' સાથે ' શ્રીનાથજી બાવાને શરણે ' ગઇ.

બીજાં ચાર પાંચ વર્ષ પસાર થઈ ગયાં. એ અરસામાં અર્થદાસ શેઠ કોઇ ભાગ્યશાળીની પુત્રીનું પાણી ગ્રહણ કરવાની ઉદારતા બતાવી નહિ. રામપુરની વણિક જ્ઞાતિનો તે શેઠ હતો. તેને તેની લાયકાતથી શેઠાઇ ન્હોતી મળી; પણ તેના પૂર્વજો શેઠાઇ કરતા એટલે પૂર્વજોના વારસા સાથે તેને શેઠાઇ પણ વારસામાં મળી હતી.

આવા જ્ઞાતિઓના પટેલીઆઓ એટલે હિન્દુસ્થાનની બુરોક્રસીને પાણી પાય તેવી આપખુદીના મૂર્તિમંત પૂતળાં ! અક્કલ નહિ હોય, જ્ઞાન ન હોય, વિદ્યા ન હોય, જ્ઞાતિના હિત માટે લેશ માત્ર ચિંતા ન હોય તો ચાલેઃ પણ તેની તિજોરીમાં પીળા તથા સફેદ સીક્કાઓ ખખડતા હોવા જોઇએ. અર્થદાસની દોલત જો લૂંટી લેવામાં આવે અને તેને ગુજરાન માટે કોઇ ધંધો કરવો પડે તો રામપુરનો હજામ પણ તેને પોતાના ' ઍસિસ્ટંટ ' તરિકે રાખે તેમ ન્હોતું. જો તેની પાસે દ્રવ્ય ન હોય તો આખા ગામમાં તેને બધા મૂર્ખો અને ગાંડો કહી તેનો હુરીયો કરે એવી સ્થિતિ હતી. પણ તે સો એકર જમીનનો માલિક હતો. તેના તિજોરીમાં પાંચ દશ હજારનો માલ હતો; તેથીજ કન્યાના માબાપો તેની પત્ની મરે તો પોતાની દીકરીને આવા સુખી ઘરમાં નાખી આંખો ઠારવાની બાધા લેતાં. તેમને એક પછી એક ચાર ચાર પત્નીઓ મળી હતી તે તેમની લક્ષ્મી અને શેઠાઇને પ્રતાપેજ ! ન્યાતનું પંચ મળતું ત્યારે માથાપર પંદર શેરની પાઘડી મૂકીને રાજેશ્રી તકિયે અઢેલી મહા બુદ્ધિશાળી દિવાનની પેઠે ન્યાય છણવા બેસતા. તે સમયે તેમની બુદ્ધિમતા માટે કેટલાક ખુશામતીઆ માખણદાસો આફ્રિન પુકારતા અને બાપનું બારમું ન કરનાર 'કોઇ ઉદ્ધત છોકરા ' ને અથવા ' કુળની આબરૂના કાંકરા કરનાર, ' ' હિંદુધર્મને ડુબાડનાર ' અને ' શ્રી મહાપ્રભુજીની આજ્ઞાનું ઉલ્લંઘન ' કરી પુનર્લગ્ન કરનાર કોઇ વિધવા બાઇને ' ન્યાતબહાર ' ની ' લાંબી ડાંગ મારીને જાણે કેવોક મહાન્ દિગ્વિજય કર્યો હોય એમ નાની મલકાતા મલકાતા મોડી રાત્રે ઘેર જતા.

જે પુરૂષના વ્યક્તિત્વથી પરિચિત થવા માટે વાંચનારને આવી લાંબી પ્રસ્તાવના વાંચવી પડે તેની ગમે તેવી અનિચ્છા હોય છતાં તેનો ' વંશ ' રાખવા માટે છાતી ફાડી નાખતા તેના મિત્રો અને સગાં વ્હાલાં તેને આવી ' જુવાન વયે ' કુમારા રહેવા દે ખરાં ? મણીને પણ પાંચમી ભાભી લાવવાની હોંસ હતી, કારણકે ભાભી વિના તે કોઇ પર ઝુહાફી ચલાવી શક્તી ન્હોતી. તેની નજરે વીણા પડી અને દીવાળીની દીકરીને પોતાની ભાભી બનાવવાનો તેણે નિ-શ્ચય કરી નાખ્યો. શ્રીમહાપ્રભુજીની હવેલીમાં મણીએ દીવાળીને પો-તાની ઇચ્છા કહી સંભળાવી અને આવા કુળવાન-ખાનદાન ઘરનું માગું આવવાથી દીવાળીને તો સ્વર્ગ બેજ ડગલાં દૂર રહેલું જણાયું. તેણે માણેકલાલને પૂછ્યા વિનાજ હા પાડી દીધી અને જોતજોતામાં વીણાની સગાઈ અર્થદાસ સાથે નક્કી થઈ. આ પાંચમી પૂતળી લા-વવા માટે અર્થદાસે આાઠસો રૂપિયાનું પલ્લું, બસોનાં વસ્ત્ર અને બ-સોના હોંસના દાગીના મળી બારસો રૂપિઆની કોથળી ખાલી કરી હતી. રામપુરની આખી ન્યાત વીણાને ભાગ્યશાળી માની દીવાળી તથા માણેકલાલને આવો ' શ્રીમાન, યુવાન, કુળવાન, ગુણવાન અને બુદ્ધિ-વાન ' જમાઇ શોધી કાઢવા માટે અભિનંદન આપવા લાગી. આ ' યુવાન અને કુળવાન વરરાજા ' નું વય પીસ્તાળીસ વર્ષનું હતું અને તેમની ભાગ્યશાળી મનાતી વિવાહિતા વીણાનું વય અગીયાર બાર વર્ષનું હતું !

પૂર્ણિમા આવી. હજુ લલિત કુમાર પથારીવશજ હતો. તે તાવની ઝૂમમાં કોઇ કોઇવાર કરૂણ સ્વરે લવતોઃ

## અંધકાર પર પ્રકાશ

"અરેરે ! એ બિચારીનું શું થશે ? એનો લગ્નવેદીપર અપાતો હોમ કોણ અટકાવે ? ગરીબડી મારી વીણા ! એ બિચારી શું સમજે કે એને કેવી ભયાનક ચિતામાં ધકેલી દેવામાં આવે છે ?...પ્રભુ તેમને માફ કરે......"

તેની સારવારમાં એક નોકર હતો. તે તેના લવારાનો અર્થ સમજતો નહિ. માણેકલાલ બબ્બે ત્રણ ત્રણ કલાકે આવીને જોઇ જતો. દીવાળી તો લાડકી દીકરીના લગ્ન મહાલવામાં એટલી બધી ચકચૂર થઇ ગઇ હતી કે તેને ઘરમાં લલિતકુમાર નામની કોઇ વ્યક્તિ છે કે કેમ તેનું પણ ભાન રહ્યું ન્હોતું.

અંતે રાત પડી. આંગણે કિટસન લાઇટ ઝળહળી રહી હતી. જાનૈયાઓને બેસવા માટે મંડપમાં ગાદી તકિયા ગોઠવી દેવામાં આ. વ્યા હતા. રાતના શુમારે અગિયાર વાગે રામપુરની વણિક જ્ઞાતિના 'યુવાન, કુળવાન, ગુણવાન ને શ્રીમાન શેઠ' હાથમાં શ્રીફળ લઇ, અશ્વપર સવાર થઇ, મ્હોમાં પાનનો ડૂચો મારી, ખાંધપર તલવાર રાખી, વાજતે ગાજતે પાંચમી પત્નીને પોતાની કરવા પધાર્યા. તેમના સાસુજીએ તેમને હસિત મુખે પોંખ્યા અને રાજેશ્રી મંડપમાં બીરાજ્યા. સંસ્કૃત ભાષાનું ખૂન કરનાર અને બ્રહ્મત્વને કલંકિત કરનાર ગોર મહારાજે ઘુવડ જેવા અવાજે 'સાવધાન' ની નેરી પુકારી ખરા ખોટા ભરડી મારેલા શ્લોકો બકવા માંડયા અને 'કન્યા પધરાવો સાવધાન' થતાં નાની વીણાને તેનો મામો મંડપમાં લઇ આવ્યો. હસ્તમેળાપ થયો. વીણા અર્થદાસની પત્ની બની અને તેજ પળે વાજાંવાળાઓએ 'સલામતી' વગાડી; પણ એજ વાજાંનાં અવાજમાં

વીણાના ભાવી જીવનના કરૂણુ રૂદનનો હૃદયભેદક સ્વર હતો તે બિછાનામાં પડયો પડયો એકલો લલિતકુમાર સાંભળતો હતો. સમાજને—વીણાના માબાપને તે સાંભળવાની ફુરસદ ન્હોતી. કીટસન લાઇટના ઝળહળતા પ્રકાશમાં વીણાના જીવનનો ઘોર અંધકાર છૂપાયલો હતો તે પણ લલિતકુમારજ જોતો હતો અને જ્યારે આખી ન્યાત આનંદમાં મસ્ત થઇ વીણા અને અર્થદાસના લગ્નનો લ્હાવો લેતી હતી ત્યારે લલિતકુમાર તાવની ઝૂમમાં કંઇકંઇ બકતો હતો:

" અરેરે ! બિચારી કોમળ કુસુમ કલિનો ઘાતકી રૂઢીએ—અજ્ઞાનતાએ ભોગ લીધો. " તે કરૂણુ સ્વરે બે ચારવાર આના આજ શબ્દો બોલ્યો. પાંચદશ મિનિટ તે મૌન પડી રહ્યો.

તે પુનઃ બોલ્યો:

" હિંદુ સમાજ ! શું હજુ તારાં પાપો ઓછાં છે કે તેમાં ચાલુ વધારો કર્યે જાય છે ? હમણાં તને જે સજા થાય છે તે શું ઓછી છે કે વધુ સજાની ઇંતેઝારી રાખે છે ? શામાટે ? શામાટે નાહક આવા જૂલમો ગુજારી અમારા સંસારી ઉપવનોને કાંટાથી ભરી નાખે છે ? રૂઢીના ગુલામો ! તમે ગુલામગીરીને લાયકજ છો: નાદાન બાળાઓનાં રમ્ય બાળપણુને આગ લગાડનારા જૂલમીઓ ! તમે સ્વતંત્રતાના અધિકારીજ નથી. તમને ગુલામગીરીજ યોગ્ય છે. જ્યાં સુધી તમે આવાં ઘોરતમ પાપો કર્યા જાઓછો ત્યાંસુધી ભલે તમે ગુલામગીરીમાં સડયા કરો. તેમાંથી છૂટવાને તમે લાયકજ નથી..."

તે બબડયો; પણુ તેના શબ્દો હવામાં વિલીન થઇ ગયા. તે

શબ્દો સાંભળનાર કોઇ ન્હોતું અને કોઇ સાંભળે તો પાષાણહૃદયો પર હાલમાં તો તેની અસર થવી સમ્ભવિત ન્હોતી.*

* હિંદમાં બાળલગ્નની વિઘાતક રૂઢીથી બાળપણમાં પત્ની બનાવવામાં આવેલી નિર્દોષ બાળાઓની સંખ્યા ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે નીચે પ્રમાણે છે:—

| ઉમ્મર | | | પરણેલી બાળાઓ. |
|---|---|---|---|
| ૦ થી ૧— | ... | ... | ૧૩૨૧૨. |
| ૧ થી ૨— | ... | ... | ૧૭૭૫૩. |
| ૨ થી ૩— | ... | ... | ૪૯૭૮૭. |
| ૩ થી ૪— | ... | ... | ૮૭૫૦૮. |
| ૪ થી ૫— | ... | ... | ૧૩૪૧૦૫. |
| ૫ થી ૬— | ... | ... | ૨૨૧૯૭૭. |
| ૧૦ થી ૧૫— | ... | ... | ૬૫૫૫૪૨૪, |

## પ્રકરણ ૭ મું.

## નહિ કિનારે.

લલિતકુમારને સાતમે દિને તાવ ઉતર્યો. તે તાવની ઉષ્માથી જેટલો દુઃખી થયો તેના કરતાં નાદાન વીણાના લગ્નવેદીપર અપાયલા ભોગથી તેના અંતરમાં સળગતી લ્હાયથી વિશેષ દુઃખ પામ્યો. તેની માતા દીવાળી અભણ હોવા છતાં તે લાગણીહીન હતી એવો આરોપ અમે તેના પર મૂકવાની હિમ્મત નથી કરી શકતા. તેનો પિતા પણ સ્નેહાળ હતો; છતાં ઉભયમાં એક જાતની પરંપરાગત જડતા ઉતરી આવી હતી. એ જડતાને લીધેજ સારાસારનો વિચાર તેઓ ભૂલી ગયાં હતાં.

લલિતકુમાર બીમાર છે એવી ખબર મળતાંજ રાયજી તેની તબિયતની ખબર પૂછવા રોજ માણેકલાલને ત્યાં આવતા. તનમન પણ તેમની સાથે બે ત્રણવાર આવી ગઇ. જ્યારે તનમન લલિતકુમારને જોવા આવી, નિર્દોષ ભાવે તેના ઉશીકા આગળ જઇ બેઠી, વ્હાલથી લલિતના ધગધગતા કપાળપર બરફ પચાવવા મંડી ગઈ અને તે દીવાળીએ નજરો નજર જોયું–માણેકલાલ અને ગુલાબરાયજીની હાજરીમાં તનમનને લલિતપર પોતાના વ્હાલનો ઉભરાકો ખાલી કરતી જોઇ–ત્યારે દીવાળીના મનમાં એવોજ વિચાર આવ્યો કે 'દાળમાં કંઇપણ કાળું હોવુંજ જોઇએ; નહિ તો નાત નહિ, જાત નહિ; સગો નહિ, વ્હાલો નહિ, ને એને શી પડી છે કે એ લલિતની સારવાર કરવા ઘોડી જેવી દોડી આવે'. દીવાળી એવાજ વાતાવરણમાં ઉછરી હતી કે જ્યાં સ્ત્રી અને પુરુષ–કુમારિકા અને કુમારોને ભેગાં મળી વાત ન કરવાની, એક બીજા પ્રત્યે જોઇ હાસ્ય ન કરવાની

લશ્કરી આણુ હતી. વળી લલિત અને તનમન જે ઉચ્ચ ભૂમિકામાં વિહરતાં હતાં તેનાથી તો દીવાળી ઘણે-ઘણે દૂર હતી; એટલે એક પ્રિય મિત્રની સારવાર કરવામાં તનમનને કેવો આનંદ થતો હતો, લલિતની માંદગીના સમાચાર સાંભળી તેના કુંળા દીલમાં કેવો ચીરો પડયો હતો તે દીવાળીથી સમજી શકાય તે કેવળ અશક્ય હતું.

માણેકલાલ સમજુ હોવા છતાં નવયુગનું પરિવર્તન જોઇ શકતો ન્હોતો અથવા એ યુગની ધમાધમમાં ઝૂકાવવાની તેનામાં હિમ્મત અને તાકાત નહોતી. તનમન જેવી મોટી છોકરી પોતાના પુત્રના રોગગ્રસ્ત શરીર તરફ પ્રેમભર્યાં નયનોએ જોઇ રહે તેમાં તેને મહા અપરાધ જણાયો, ધર્મનો લોપ થતો દેખાયો અને આર્ય સંસ્કૃતિનું નખ્ખોદ વળી ગયલું તેણે માની લીધું.

રાયજીએ માણેકલાલ સાથે મુક્ત હૃદયે વાત કરી; પણ માણેકલાલ તેમનાપર પણ ગુસ્સે થયો હતો. અંગ્રેજી ભણીને રાયજી વંઠી ગયા છે અને તેમણે લલિતને પણ વંઠાવવા માંડયો છે એવું માણેકલાલના મનમાં ઠસી ગયું હતું. 'રાયજીના સમજાવ્યાથી જ એ વીણાના લગ્નની વિરૂદ્ધ બોલ્યો. એ અંગ્રેજી કેળવણીના જ માઠાં ફળ. કમઅક્કલો એમને એમ ધરમનું લીલાંછું કરવા બેઠા છે' એવા એવા વિચારો માણેકલાલના મનમાં આજકાલ આવતા હતા અને તેથી રાયજી પ્રત્યેનો તેનો સદ્દભાવ કૈંક ઓછો થયો હતો. રાયજી જો રામપુરના કારભારી ન હોત તો માણેકલાલ એવા 'ધર્મદ્રોહી' ને પોતાના 'પવિત્ર' ઘરમાં કદિ પણ પગ ન મૂકવાનો હૂકમ કરતાં અચકાત નહિ.

લલિતને તાવ ઉતર્યો અને સહેજ આરામ થયો કે તરતજ તે

રાયજીને ત્યાં ગયો. તનમન રાયજીના વાંચનગૃહમાં સરસ્વતીચંદ્રનો બીજો ભાગ વાંચતી બેઠી હતી. લલિતને તેણે સ્મિત કરી વધાવી લીધો.લલિતના કંઇક ફીક્કા વદનપર તનમનને જોતાંજ હર્ષની છાયા આવી.

" તબિયત કેમ છે, લલિત ? બેસો. થાકી ગયા લાગો છો. હજુ શક્તિ નથી તોપણ શા માટે ચાલીને આવ્યા ? હું નહિ આવું એમ તમને લાગ્યું હતું કે ? " તનમને ત્રણચાર સામટા સવાલોથી પોતાનો ઉભરો ખાલી કરી નાખ્યો.

" તમે આવત તે વિષે મને શંકાજ ન્હોતી. પણ એક અઠવાડિયાથી ઘરમાંને ઘરમાં કેદ પૂરાઇ રહેવાથી હું મુઝાઇ ગયો હતો." લલિતે જવાબ આપ્યો.

' લલિત ! બિચારી વીણાનું શું થશે ? ' તનમનના મુખ પર કરૂણ ભાવ આવ્યો.

" શું થાય ? હિન્દુસ્થાનની લાખો નિર્દોષ યુવતીઓનું જે થાય છે તે મારી બહેનનું થશે. તનમન ! આપણી સમાજમાં શું એવા જૂલમો નવા છે ? "

" પણ શું એનો કાંઇ ઇલાજ નથી ? "

" ઇલાજ છે: પણ જૂની સમાજ સાંભળે ત્યારેને ? "

" તમે કેમ કંઇ ચળવળ નથી કરતા ? "

" હું એકલો શું કરૂં ? દેશના યુવાનો અને યુવતીઓ એકત્ર થઇ જ્યાંસુધી આ ઘાતકતા–સામે આ જૂનો સામે પ્રબલ વિરોધ ન દર્શાવે ત્યાંસુધી જૂની સમાજને ન્યાયી બનાવવી અશક્ય છે. " લલિતના સ્વરમાં આવેશ આવ્યો. વદનપર ગમ્ભીરતા અને શોકનાં આવરણ છવાયાં.

તનમન પણ વિચારમાં પડી. અત્યાર સુધી ઉષા અને સન્ધ્યા-માંજ તેણે જીવન વીતાવ્યું હતું. તે પુષ્પો અને કલિઓની સખી બની રહી હતી. ચન્દની, તારા અને સલિલ ઝરણને તેણે પોતાનાં રમકડાં માન્યાં હતાં. જીવનમાં પહેલીવાર તેણે દુનિયામાં ચાલતી ક્રૂરતાનું મૂર્તિમંત સ્વરુપ જોયું અને તેજ સમયે એ ક્રૂરતાની સામે બંડ ઉડાવવાને ટળવળી રહેલા લલિતને જોયો. નિર્દોષતાની સજીવ પૂતળી તનમનને આવે પ્રસંગે લલિત તરફ સહૃભાવ પ્રકટે તે તદન સ્વાભાવિક છે. તે લલિત તરફ ભાવમય આંખોએ જોઇ રહી. ઉભયની આંખો વિકારરહિત અને પવિત્રતાની જ્યોતિથી ઝગારા મારતી હતી. તનમનની નિર્મળ આંખોમાં મદ ન્હોતો, કામ ન્હોતો; પણ વિશુદ્ધ પ્રેમભાવ હતો. તેના મિત્રની આંખોમાં શોક, સમાજ સામે બંડ ઉઠાવવાનો નિશ્ચય અને જૂલમ સામે ઝૂઝવાની શક્તિ સાથે પવિત્રતાનું તેજ હતાં. તે વિનયી હતો પણ ભીરૂ કે રાંક ન્હોતો. જૂલમ થાય જ કેમ? જૂલમ કરનાર કરતાં જૂલમ સહન કરનાર વિશેષ ગુનેહગાર છે; માટે જૂલમને તો જ્યાં જણાય ત્યાંથી જડમૂળથી ઉખેડી નાખવો જોઇએ એવી લલિતકુમારની માન્યતા હતી.

" લલિત! તમે એકલા શાના? શું હું તમારી સહાયક સખી ન થઇ શકું?" તનમન વિનીત સ્વરે બોલી.

" તમે મારાં સહાયક મિત્ર થશો, તનમન?" અત્યંત આનંદ પામી લલિત બોલ્યો.

" શા માટે ન થાઉં? આપણે બાળપણમાં મિત્રો હતાં. શું જુવાની આપણી મિત્રતા તોડી શકશે?"

" નહિ, નહિજ તોડી શકે. તનમન!...જો તમે મારાં મિત્ર

હો, જો તમે મારાં પ્રોત્સાહક સાથી હો, જો તમારી અમીભરી વાણી મને આશ્વાસન આપતી હોય, જો તમારા ઉત્સાહપૂર્ણ શબ્દો મારી નિષ્ફળતામાં મને પ્રોત્સાહિત કરતા હોય, જો તમે મારાં સ્વપ્નોના સાક્ષાત્કાર માટેના મારા પ્રયાસમાં મારે પડખે, મને સહાય કરવા ઉભાં હો તો...તો તનમન! મને નથી લાગતું કે જગત્‌માં એવું કોઇ કાર્ય હોય કે જે મારાથી ન બને!"

આ શબ્દો બોલતાં કોઇ અકળિત ભાવથી લલિતકુમારમાં આવેશ આવી ગયો. તે જોઇ તનમન પણ કિંચિત આશ્ચર્ય પામી. લલિત જરા જરા વારમાં આવેશમાં આવી જાય છે, તેનું મગજ આઠે પહોર બળવાખોર વિચારોથી ઘૂમ્યા કરે છે એ તે જાણતી હતી; પણ આજનો તેનો આવેશ, તેના શબ્દો, તેની નિશ્ચિતતા અને તનમન પરનો તેનો અનન્ય વિશ્વાસ–એ સર્વ તનમનને ચકિત કરવાને બસ હતું. લલિત–તેનો પ્રિય મિત્ર તેને તેનાં મહઃ કાર્યોમાં ભાગીદાર બનાવવા ઉત્સુક છે એટલુંજ નહિ પણ તેના પ્રોત્સાહનથી તે ગમે તેવાં ભગીરથ સાહસો ખેડવાની હામ ભીડે છે એ જાણી તનમનને અકલ્પ્ય આનંદ થયો.

તે સ્મિતભર મુખડે બોલી:

"લલિત! તમે મને બહુજ ચડાવી દો છો. મારા જેવી તે વળી તમને શી મદદ કરવાની હતી કે તમે મને સાતમા આસમાન પર ચઢાવી દો છો?"

"તમારી શકિતની તમને પીછાન ન હોય, તનમન! પણ કહો, મારા કાર્યમાં–મારા આદર્શના ફલિતાર્થ માટે તમે મને સહાય કરશો?"

" શા માટે ન કરૂં ? આપણી મિત્રતાને અંગે તું એટલું ય ન માગી શકે ?"

સાહજિકજ તનમનના મ્હોમાંથી 'તું' શબ્દ નીકળી પડયો. લલિતને તેથી જે અનિર્વાચ્ય આનન્દ થયો તે શબ્દોથી વ્યક્ત કરી શકાય તેવો ન્હોતો. તે એક પલ-ફક્ત એકજ પલ જરા અસ્વસ્થ થયો. તેની સ્વસ્થતાનો આવો અગમ્ય ભંગ શાથી થયો તે તે સમજી શકયો નહિ.

પાંચેક મિનિટ મૌન પસાર થઇ; પણ એ મૌનથી ઉભય સમજી ગયાં કે ઉભય ગાઢ મિત્રો છે, તેમની મિત્રતા અતૂટ છે અને તે તોડવાની તાકાત કોઇનામાં નથી.

" લલિત ! તબિયત બરાબર સારી ન થાય ત્યાંસુધી બહુ રખડશો નહિ હો !" તનમને તુંને બદલે 'તમે' વાપર્યું.

" તનમન ! તું મને 'તું' કરીનેજ બોલાવે તો કેવું સારૂં ?"

" એમ ? તને ગમે ગમે છે એ ? હું તો સમજી કે રાવબહાદુર ખીજવાઇ જશે !" કહી તેણે એવું દુર્જય સ્મિત કર્યું કે જેવું સ્મિત ઋષિમુનિઓના તપને ગંગાના વહેતાં પૂરમાં ફેંકી દેવાની શક્તિ ધરાવે છે !

લલિત પર પણ એ જાદુભર્યા સ્મિતની અસર થયા વિના રહી નહિ. તે મસ્ત નયનોએ તનમન તરફ જોઇ રહ્યો.

તનમન ખડખડ હસી પડી બોલી:

" હવે બહુ થયું. ગાંડો થઇ જશે."

" એવું ગાંડપણ પણ કેટલું સુખાવહ હોય છે તે તું જાણે છે ?"

" પથરા ! ગાંડપણ વળી સુખાવહ હોતું હશે ? તુંય નવી નવી

શીશોસોશી શોધી કાઢે છે...લે બેસ જરા! હું તારે માટે 'બાક' લઇ આવું—"

'બાક' સાંભળી ઉભય ખડખડ હસી પડયાં અને તનમન વીજળીક વેગે ઘરમાં જઇ બે રકાબીમાં દળનો લાડુ લઇ આવી. ઉભયે રકાબીઓ મીઠી મીઠી વાતોમાં ખાલી કરી.

" લે ચાલ, જરા ફરવા આવે છે ?" લલિતે કહ્યું.

" તું થાકી જશેને ? "

" જા. જા. ગાંડી ! મને શું થયું છે જે! મને તો વાઘે ખાતો નથી. ચાલની !–"લલિત હસીને બોલ્યો.

" કયાં જશું ?"

" તું કહે ત્યાં. "

" ના ભઇ! તને ગમે ત્યાં. "

" આપણને બન્નેને ગમે ત્યાં. "

" પણ તે કયાં ? તું બહુ લુચ્ચો છે, લલિત ! ખાલી ફસાવ્યા કરે છે."

" ચાલો. અમે લુચ્ચા તો લુચ્ચા ! રહ્યા અમારા ઘરના...પણ કહેની આપણે કયાં જશું ?"

" નદિ કિનારે......તને ગમશે ? "

"તને જે ગમે તે મને ન ગમે ?" લલિતના સ્વરમાં મસ્તી આવી. તનમન પ્રત્યુત્તરમાં હસી. તેઓ ઓરડામાંથી બહાર નીકળ્યાં.

" બા ! અમે જરા ફરી આવીએ......" તનમને જરા મોટેથી પોતાની માતાને કહ્યુંઃ

" હા. વહેલાં આવજો. "

" જી......" લલિત બોલ્યો.

ઉભય એકમેકની આંગળી પકડી બાગમાંથી બહાર નીકળ્યાં અને નદિ તરફ જવા લાગ્યાં. માર્ગમાં કુદરત તેમનો સત્કાર કરવાનેજ જાણે તૈયાર થઇ રહી હોયની એવું લાગતું હતું. આમ્રવૃક્ષોપર કાચી કેરીઓ લચી રહી હતી. કોયલ કોઇ આઘેની આમ્ર કુંજમાં બેસી ટહુકા કરી રહી હતી. તનમનની માનીતી મેના તેમની સાથે ઉડતી ઉડતી જતી હતી. કોઇક વેળા તે તનમનના હાથપર જઇ બેસતી તો કોઇવાર કિશોરીના મસ્તકપર નાચતી. લલિત હર્ષિત હ્રદયે મેનાની તનમન સાથેની લીલા જોઈ રહેતો. તેના ખભાપર પણ હવે તનમનની મેના આવીને વ્હાલથી બેસતી.

તેઓ નદિ કિનારે આવી પહોંચ્યાં. રામપુરના લોકોએ તેનું નામ રોહિણી પાડયું હતું. રોહિણીમાં ઉન્હાળામાં પાણી બહુ ઓછું રહેતું; પણ તેનું ઝરણ કદિ સુકાઇ જતું નહિ. નદિમાં ઘુંટણભરજ પાણી હોવાથી ઉભય અંદર ઉતર્યાં. થોડીક વાર પાણીમાં આમ તેમ ફર્યા પછી નદિ કિનારાથી થોડેજ દૂર આવેલાં ચમ્પાના એક મનોહર વૃક્ષ નીચે જઇ ઉભય ઉભાં રહ્યાં.

" કેવી સુન્દર છે આ પૃથ્વી, લલિત ? " તનમન આમતેમ નજર કરી બોલી. કિશોરી ઉષા ચાલી ગઈ હતી અને જગતપર બાળસુર્યનાં તેજસ્વી રશ્મિઓ દિવ્ય પ્રકાશ રેડી રહ્યાં હતાં. કોયલના ટહુકારથી થોડી થોડીવારે વાતાવરણ ગુંજી રહેતું હતું. ક્ષિતિજથી થોડેક ઉંચે દિનપતિ આવી ઉભા હતા. આઘે દેખાતાં સીમોમાં ગાય, ભેંસ, બળદ વિગેરે ચરતાં જણાતાં હતાં. તેમનાં માથાંપર ચમ્પક વૃક્ષે છાયા કરી હતી અને ચમ્પાનાં ફૂલોની સુવાસ ત્યાંના વાતાવરણને

સુગંધમય બનાવી રહી હતી. થોડેક દૂર એક નાનો ડુંગર નજરે પડતો હતો અને નજર સામેથી રોહિણી નદિનું ઝરણુ કલકલ અ-વાજ કરતું ચાલી જતું હતું.

"કેવી સુન્દર છે આ દુનિયા, લલિત ?" પુનઃ તનમન બોલી.

" મને તો આખી દુનિયા કરતાં તુંજ વધારે સુન્દર લાગે છે, તનમન ! ' લલિતકુમાર પ્રેમભર્યા સ્વરે બોલ્યો.

લલિત હાથમાં ટોપી લઇ તનમનની પાસે ઉભો હતો. તનમનની મેના તેમની ઉપર ઉડી રહી હતી. આજુબાજુ શાંતિ પ્રસરેલી હતી.

તનમને હમણાં ચણીયો ચોળી પહેર્યાં હતાં અને તે પર એક શ્વેત ઓઢણી ઓઢી હતી. તેના માથાપરથી ઓઢણીનો છેડો ખસી ગયો હતો અને તેથી તેનું સૌંદર્ય ગજબ કરી રહ્યું હતું. દૃઢ સંયમી હૃદયને પણ ચળાવે એવું સૌંદર્ય આજે તેના વદનપર–તેનાં અંગ-પ્રત્યંગમાં જણાતું હતું.

" શું તારી નજરે હું આખી દુનિયા કરતાં વધુ સુન્દર જ-ણાઉં છું ? "

" હા. "

" ત્યારે લલિત ! તું બહુ મોટી ભૂલ કરે છે. જો આ કલક-લનિનાદિની રોહિણીનું મંદમંદ ઝરણ જો ! શું હું તેના કરતાં સુંદર છું ? સામે આમ્રકુંજોમાં ટહુકા કરતી કોયલના ટહુકા સાંભળ અને પછી કહે કે, શું એ ટહુકામાં મારા સૌંદર્યને ભૂલાવી દે એવી મો-હકતા નથી ? ક્ષિતિજપરથી ધીમે ધીમે ઉંચે ચઢતા દિનપતિને જો, લલિત ! શું તેમની જ્યોતિ મારા જેવી લાખો કુમારિકાઓના સૌં-દર્યને ઝાંખી પાડે તેવી નથી ? "

" પણ ગાંડી ! તું મારી આંખોએ જોની ! જો તું મારી આંખોએ જુએ ક્ની તો તને તરતજ જણાશે કે આ સુંદર ઝરણુ, એ કોકિલ ટહુકાર અને મ્હણે પદ્માસન વાળી બેઠેલા પહાડની તળેટીમાંની વૃક્ષઘટાઓ કરતાં મને તારામાં વધુ રમ્યતા જણાય છે ! "

તનમન કંઇજ બોલી નહિ. પહેલીવાર–જીવનમાં પહેલીવાર લલિતના શબ્દો સાંભળીને તેને કોઈક એવો અગમ્ય–અનિર્વાચ્ય ભાવ થયો કે જે તે પોતે પણ સમજી શકી નહિ. તેની આંખોમાં તે મદ આવ્યો કે જે બીજાને ઘેન ચઢાવે છે. તેના હૃદયમાં તે ભાવ થયો કે જે આનંદપૂર્ણ હોવા છતાં દીલને કોઇક અનેરિ મુઝવણથી મુઝવી નાખે છે. તનમનને કોઇ પણ પ્રકારનો ભય ન્હોતો–ભય પામવાનું કારણ ન્હોતું; છતાં છાતી ધડકવા લાગી. શરીરમાં ન સમજાય એવો કમ્પ થયો અને તે તદ્દન સ્તબ્ધ ઉભી રહી.

લલિતને પણ તનમનના જેવીજ મુઝવણ થતી હતી. તે બોલતાં બોલી તો ગયો; પણ તે શું બોલ્યો તેની તેને સ્મૃતિજ રહી નહિ. તેને પણ જીવનમાં કોઈ પણ વેળા ન અનુભવેલી એવી અગમ્ય લાગણી થઇ. તે પણ તનમનની પેઠે મૌન ધારી સ્થિર ઉભો રહ્યો.

પાંચેક પળ આમ પસાર થઇ ગઇ. તનમનમાં લજ્જાનો આવિર્ભાવ થયો હતો. તે આંખો નીચી ઢાળી દઇ ઉભી હતી.

" તનમન ! ખોટું લાગ્યું ? મેં કાંઇ અયોગ્ય કહ્યું હોય તો માફ કર..."

તનમને આંખો ઉંચી કરી. એ આંખોમાં આજે વિચિત્ર મદ આવ્યો હતો. આવી મસ્તી તનમનની આંખોમાં કદિ પણ ન્હોતી આવી.

" તનમન ! માફ કરીશ ? "

" શા માટે ? મીઠા ! તેં કંઇજ ખોટું કર્યું નથી. "

લલિતના દિલમાં પ્રેમનો ઉભરો આવ્યો.

" તનમન ! વ્હાલી ! " લલિત જેમ તેમ અસ્પષ્ટ સ્વરે આ એ શબ્દો બોલ્યો. બીજીજ પળે તનમન ન સમજાય એવા આવેશ અને ઉમળકાથી લલિતને વળગી પડી. લલિતનું હૃદય પ્રેમોન્માદી બન્યું. તેણે તનમનને વ્હાલથી ચૂમી લીધી.

" વ્હાલા ! મને આ ફૂલો ચૂંટી આપ..." તનમન લલિતથી અળગી થયા પછી બોલી.

બીજા શબ્દની રાહ જોયા વિના લલિત ચમ્પાના વૃક્ષપર ચઢવા તૈયાર થયો.

" સબુર લલિત ! મને ફૂલ નથી જોઇતાં..."

" કેમ ? "

" તારી તબિયત..."

" હવે કંઇ નથી. હું તો તદ્દન સાજો થઇ ગયો. "

" નહિ. મારા સમ ! મને નથી જોઇતાં......ચાલ હવે ઘેર. હું બાગમાંથી ફૂલો લઇ તને માળા ગુંથી આપીશ..."

લલિત તનમનની પ્રેમાળ ઇચ્છાને શરણ થયો. તેઓ ઘર તરફ જવા લાગ્યાં. થોડાંક કદમ તેઓ ગયાં એટલામાં પાછળથી અશ્વના પગલાંનો અવાજ આવ્યો. આ સમયે ઉભય મિત્રો હાથમાં હાથ લઇ ચાલતાં હતાં. ઉભયની આંખોમાં નીશો હતો.

અશ્વનાં પગલાં સાંભળી ઉભયે પાછળ જોયું. એક સવાર અ-

આરૂઢ થઇ આવતો હતો.

' લલિત ! આ યુવરાજ..." તનમન ધીમે સ્વરે બોલી.

ઘોડેસ્વાર નજીક આવ્યો અને તનમન તરફ જોઇ હસ્યો.

" તમે ક્યાં જાવ છો, તનમન ? " તેણે પૂછ્યું.

" આટલામાંજ. ફરવા. "

" આ કોણ ? "

" મારા મિત્ર છે. એમનું નામ લલિતકુમાર. "

"હં..." કહી તેણે જરા સખત આંખોએ લલિત તરફ જોયું.

" તનમન ! હું ગામમાં જાઉં છું. મારી સાથે આવશો ? "

" નહિ જી. માફ કરશો. અમે બન્ને સાથે જઈશું. "

" ઠીક. સાહેબજી ! "

" સાહેબજી ! "

યુવરાજે ઘોડો મારી મૂક્યો પણ જતાં જતાં તેણે પુનઃ કરડી આંખોએ લલિત તરફ જોયું.

" મને આ માણસ નથી ગમતો, લલિત ! " તનમન યુવરાજ થોડાંક કદમ દૂર ગયા પછી બોલી.

યુવરાજના કરડા દૃષ્ટિપાતથી ઉપજેલો ખેદ ભૂલી જઇ લલિત બોલ્યોઃ

" તું તો દેવબાલા છે, તનમન ! તને રાજકારસ્થાની પુરૂષો નજ ગમે..."

" તનમન હસી. મેનાએ એક મધુર ટહુકો કર્યો.

## પ્રકરણ ૮ મું.

### મોહવશ યુવરાજ.

લલિત અને તનમન નદિ કિનારે જીવનમાં અનસ્ત ઉષા પ્રકટાવી આવ્યા. રોહિણીના પવિત્ર ઝરણે તેમનાં પ્રેમગીત ગાયાં. તનમનની લાડકી મેના એ ગંધર્વ લગ્નની સાક્ષી રહી. સૂર્યે પોતાનાં કિરણો રૂપી હસ્તે તે પ્રેમી યુગલને આશિષ દીધી. વૃક્ષો, ચમ્પાનાં સુરમ્ય પુષ્પો, દૂર જમાનાઓથી કોઇ ઇચ્છિત વરની સિદ્ધિ અર્થે પદ્માસન વાળી તપ કરતો ડુંગર અને પક્ષીઓ લલિત અને તનમનના પ્રેમસુખમાં પોતપોતાની શક્તિથી વધારો કરી કૃતકૃત્ય થયાં.

નદિ કિનારેથી પાછાં ફરતી વેળા તેમને એક ઘોડેસ્વાર મળ્યો. તે યુવરાજ—રામપુરની ગાદીનો ભાવી વારસ હતો. તેનું નામ શ્યામસિંહ હતું. તેનું વય બાવીસ ત્રેવીસ વર્ષનું હતું. પાશ્ચાત્ય સંસ્કૃતિનો તે પરમ ભક્ત હતો. હિન્દુસ્થાનના લોકો તેની નજરે અણઘડ અને જંગલી જણાતા. અંગ્રેજોનું શિક્ષણ, સાહિત્ય, રીતરિવાજ બધું ઉત્તમ ! હિન્દુસ્થાની સંસ્કૃતિ કચરા જેવી, તેમના રીતરિવાજ જંગલી, તેમનું સાહિત્ય પ્રતિભા હીન–ટૂંકામાં જેટલું હિન્દુસ્થાનની તેટલું બધું યુવરાજ શ્યામસિંહને અર્થહીન અને જંગલી જેવું જણાતું. તે પોતે હિન્દુસ્થાની બાપનો દીકરો હતો અને હિન્દુસ્થાનની જમીન પર પાક્યો હતો તેથી પણ તેને તેના મનમાં કોઇ કોઇ પળે શરમ આવતી હોય તો તે તદ્દન સંભવિત છે. કેટલાકોને પોતાના બાપની ઓળખાણ આપતાં લાજ લાગે છે; તેમ શ્યામસિંહને પણ મુંબઇમાં પોતાના 'એરીસ્ટોક્રટ' મિત્રો આગળ પાશ્ચાત્ય સંસ્કૃતિથી

અલિપ્ત સુરસિંહજીનું નામ દેતાં શરમ લાગતી. વર્ષનો મોટો ભાગ તે મુંબઈમાં જ રહેતો. સારામાં સારા અંગ્રેજ શિક્ષકો રાખીને તેણે પોતાના મગજને સાવ વીસમીસદીનું બનાવી દીધું હતું.

તેનો દેખાવ સુન્દર–મોહક હતો. આંખો પાણીદાર, મદીલી અને યુવતીઓનાં નયનયુગલ સાથે હમ્મેશાં તારામૈત્રક જમાવવાની આતુરતાવાળી હતી. વદન સહેજ શ્યામ પણ સુડોળ હતું. તે 'વ્હાઇટવે લેડલો' ને ત્યાં તૈયાર થયલા કોટ પાટલુન ને વેસ્ટ પહેરતો અને માથાપર ' હૅટ ' નહિ પહેરતાં સુન્દર રેશમી સાફો બાંધતો; કારણકે તેને હૅટ કરતાં સાફામાં વિશેષ સુન્દરતા છે એમ લાગતું. પશ્ચિમમાંજ કલા અને સૌન્દર્ય કેદ પૂરાયલાં છે એમ સિદ્ધ કરવાને છાતી ફાડી નાખનારા યુવરાજ સાહેબને સાફામાં વધુ સુન્દરતા છે એવી ' હિન્દુસ્થાની ' માન્યતા પર કેમ શ્રાદ્ધા બેઠી હશે તે અમે જાણતા નથી.

મુંબઈમાં રાજેશ્રી કૉલેજમાં બી. એ. કલાસમાં ભણતા હતા. મીલ, શેકસપીયર, બર્ક અને કાર્લાઇલ પર તે ફીદા હતો. શેકસપીઅર અને શેલીનાં કાવ્યો આગળ સંસ્કૃત કાવ્યો તૃણવત્ છે એમ તે છાતી ઠોકીને જાહેર કરતો. જો કે સંસ્કૃતની બારાખડી પણ ઘૂંટવાની રાજેશ્રીએ તસ્દી લીધી ન્હોતી. અંગ્રેજ વિદ્વાનોએ ' શાકુંતલ ' અને ' મેઘદૂત ' ની પ્રશંસા કરવામાં ભૂલ કરી છે એમ તેને કોઇ કોઇ વાર લાગતું; પણ ' મેઘદૂત ' અને ' શાકુંતલ ' માં કેવું લલિત સૌન્દર્ય પદે પદે ઉભરાઈ જાય છે તે જોવાની કે જાણવાની તેણે કદિય ઇચ્છા કરી ન્હોતી.

સ્યામસિંહનું લગ્ન બાજુના એક સંસ્થાન મધુપુરના ઠાકોરની એકની એક પુત્રી સાથે થયું હતું. તેનું નામ લાવણ્યવતી. લાવણ્ય તેના નામ પ્રમાણે ખરેખર લાવણ્યવતી હતી. તેની ધનુરાકાર ભ્રકુટિ જ્યારે વ્હાલથી નાચતી ત્યારે જોનારને સ્વર્ગ બતાવતી. જ્યારે ક્રોધથી વક્ર થતી ત્યારે ભલભલાનો મદ ઉતારી નાંખતી. તેનું વદન ઘઉંવર્ણી હતું. તે જ્યારે સ્મિત કરતી ત્યારે તેના ગાલમાં નાનો ખાડો પડતો અને તેથી તેની સુન્દરતા ઉલટાની વધી જતી. કપાળ ભવ્ય અને તેજસ્વી હતું. આંખોમાં રજપુતાણીના જુસ્સા સાથે સ્નેહાળતાનું મિશ્રણ જણાતું. સ્યામસિંહને પ્રથમ રાત્રિએ લાવણ્યે દુનિયામાં સ્વર્ગ બતાવ્યું હશે; પણ ત્યાર પછી સ્યામસિંહની વૃત્તિમાં પરિવર્ત્તન થવા લાગ્યું હતું. મુંબઇના વાતાવરણની અસરથી તે લાવણ્યના ગજબનાક સૌન્દર્યમાં ખામી શોધતા શીખ્યો. તેની મદભરી છાતી, તેની કામણગારી આંખો, તેનું લાવણ્યજડિત વદન, તેનો રેશમ જેવો મોહક, ભવ્ય કેશકલાપ એ સર્વમાંથી તેનો મોહ થોડોક ઉડી ગયો. તેને તો વિધ વિધ 'ફેશન'ના ડ્રેસમાં સજ્જ થયલી, નિર્લજ્જ હાવભાવથી યુવાન હૃદયને મસ્ત બનાવનારી અને કામી હૃદયોને નયનબાણથી વીંધી નાખનારી મુંબઇની અલબેલી મોહિની નો નાદ લાગ્યો હતો. લાવણ્યમાં યૌવન હતું, યૌવનાસુલભ મદ હતો, આંખોમાં કામણ હતું અને એ નયનોમાંથી છૂટતાં બાણો પાછાં વાળવાની તાકાત કોઇક ઋષિ અથવા નામર્દમાંજ હશે એવી તેનાં કાતિલ નયનશરમાં શક્તિ હતી; તેના મદભર્યા અસ્ફૂટ સ્તનો તેના પ્રિયતમને ગાંડો બનાવવાને હમેશાં તૈયાર રહેતાં; તોપણ સ્યામસિંહનો

વિષયી આંખોમાં કોઈ પણ સ્થળે સૌંદર્ય જણાતાં ભયંકર નીશો ચઢયો હોય તેમ તેનું મગજ ચકરાઇ જતું. સૌન્દર્ય પ્રભુ સ્વરૂપ છે, સૌન્દર્યનું ખૂન કરનાર મહા પાપી છે, એ દિવ્ય વ્યાખ્યા શ્યામસિંહના મગજમાં ઉતરતી ન્હોતી. કોઈ શરાબના ભક્તને દારૂની બાટલી જોતાંવાર જેમ કંઇનું કંઇ થઈ જાય છે તેમ શ્યામસિંહનો જીવ પણ કોઇ મદીલી આંખવાળી સૌન્દર્યસંપન્ન યૌવના જોતાં તળે ઉપર થઇ જતો.

તનમનને તેણે આજે પહેલીજવાર ન્હોતી જોઇ; જ્યારથી તનમન બાળા મટી મુગ્ધા થઇ હતી ત્યારથી તેના સૌન્દર્ય પર તે મોહ પામ્યો હતો. કારભારીની પુત્રી તમમન તેના સપાટામાં સપડાયા વિના રહેવાની જ નથી; તેની પદવી, તેનો દોરદમામ અને તેની જાહોજલાલી જોઇ તનમન ગાંડી ગાંડી થઇ જશે અને એક બોલમાં તેની પાશવ ઇચ્છાને વશ થશે એવા ખ્યાલમાં તે આજસૂધી ઘૂમતો હતો. છતાં કોણ જાણે કેમ હજુ સૂધી તેણે પોતાના વિકારી હૃદયમાં છૂપાયલો મોહાગ્નિ વ્યકત કર્યો ન્હોતો. રાયજીને બંગલે તે વારંવાર જતો, તનમન સાથે વાતચીત કરતો અને તનમન પણ ઇચ્છા અનિચ્છાએ તેની સાથે બોલતી: પણ તનમનને તેના વિકારી મનોભાવ વિશે હજુ સૂધી જરા પણ શંકા ઉપજે એવો એક શબ્દ પણ તે બોલ્યો ન્હોતો એટલે બાલા હજુ તેના ખરા સ્વરૂપથી અજાણી હતી.

રાજમહેલ સૂધી આવતાંમાં તો હજારો વિચાર મોહલુબ્ધ યુવરાજના મગજમાંથી પસાર થઈ ગયો. તનમન આજે તેને તે હતી તેથી સોગણી વિશેષ સુન્દર જણાઇ હતી. તેણે તનમનની

આખોમાં એવો મદ જોયો હતો કે જેનો નાશો પચાવવો ભારી થઈ પડતો હતો. તેની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા. હૃદયમાં એક જાતની ભયંકર અસ્વસ્થતા ઉત્પન્ન થઇ. શું કરવું, કેવી રીતે તનમનના યૌવનઉપવનના માળી બનવું, એ અણસૂંઘી ગુલાબ કલિને શી રીતે ચૂંટી લેવી તેના વિચારોમાં તે એટલો બધો તલ્લીન થઇ ગયો કે તેનો અશ્વ મહેલ આગળ આવીને ઉભો રહ્યો; તોપણ તેને તેનું ભાન રહ્યું નહિ. અશ્વ ઉભો રહેતાં જ એક નોકર દોડી આવ્યો પણ યુવરાજે તેને લગામ આપી નહિ અને તે અશ્વપરથી નીચે પણ ઉતર્યો નહિ; એટલો બધો તે હૃદયશૂન્ય થઇ ગયો હતો. તેની નજર સામે તેનો મહેલ હતો. તે પોતે અશ્વપર બેઠો હતો અને તેની તહેનાતમાં એક અનુચર ખડો હતો તેનું તેને તો ભાનજ ન્હોતું. વિકારી-મોહલુબ્ધ પતંગ દીવાપર ઝંપલાવતી વખતે જેવી દિવાની દશા અનુભવે છે તેવીજ દશા શ્યામસિંહની થઇ હતી. નોકર સમજ્યો કે કુમાર કોઇ બીજી જગ્યાએ જવાના હશે. તેથી તે બે ત્રણ મિનિટ મૌન રહ્યો પણ જ્યારે શ્યામસિંહને તેણે ગંભીર વિચારમાં પડેલો જોયો ત્યારે તે કંઇક આશ્ચર્ય પામ્યો અને દીન નમ્ર સ્વરે બોલ્યો:

" કુમારસાહેબ !–"

આ શબ્દે શ્યામસિંહને જગાડયો. તેની વિચારમાળા અધૂરી રહી. કાંઇ પણ જવાબ આપ્યા વિના તેણે તે નોકરના તરફ લગામ ફેંકી અને પોતે અશ્વપરથી નીચે ઉતર્યો. દારૂડિયા કે અફીણીની પેઠે તે મહેલમાં દાખલ થયો અને સીધો પોતાના ખાનગી દિવાનખાનામાં જઇ એક સોફાપર પડયો.

"ગમે તેમ કરી એ બુલબુલને પિંજરમાં પૂરવું જોઇએ. આજ સૂધી એના જેવી સુન્દરતા, એના જેવી સ્નેહાળતા અને સૌથી ગજબનાક એનું કામણગારૂં–જાદુઇ હાસ્ય–મેં ક્યાંય જોયાં નથી......" યુવરાજ મનમાં વિચાર કરવા લાગ્યો.

"પેલો એની સાથેનો માણસ કોણ હશે ? એ કહેતી'તી કે તે એનો મિત્ર છે. તેને લીધેજ એણે મારી સાથે આવવાની ના પાડી. મને લાગે છે કે તે મારો પ્રતિસ્પર્ધી થઇ પડશે. અત્યારથીજ એની પણ ખબર લેવા માંડવી જોઇએ."

આવા વિચારોમાં તેણે બીજી પાંચેક મિનિટ પસાર કરી એટલે એક દાસીએ અંદર આવી લાવણ્યવતી ભોજન કરવા બોલાવે છે એવી ખબર આપી. પોતાનો મનોભાવ છૂપાવી તે લાવણ્ય પાસે ગયો. પતિને [illegible] જીવન સર્વસ્વ હોમી દેનારી તરુણી પ્રિયતમને વ્હાલથી જમાડવાને ઉત્સુક હતી. તેણે ખાસ દેખરેખ નીચે સ્વાદિષ્ટ રસોઇ કરાવી હતી. કુમારના રસિક હૃદયને આનંદ થાય તે માટે ભોજનગૃહ વિધવિધ રીતે શણગાર્યું હતું. જમવાની જગ્યાપર રંગોળી પૂરી હતી. આખો ઓરડો સુગંધીદાર અગરબત્તીની સુવાસથી બહેકી રહ્યો હતો. લાવણ્ય પોતે પ્રિયતમને પીરસવા બેઠી હતી; અને બે દાસીઓ તેને સહાય કરતી હતી.

શ્યામસિંહ આવ્યો. દરરોજના જેવો તેના મુખપર આનંદ નહોતો. સૌન્દર્યલુબ્ધ, મોહવશ અને વિકારવશ હોવા છતાં જ્યારે તે લાવણ્ય પાસે આવતો ત્યારે તેનાથી સાહજિકજ હસી દેવાતું. તેની વૃત્તિ પાશવ થઇ ગઇ હતી તોપણ લાવણ્યનું સૌન્દર્ય અને યૌવન તેને

આકર્ષવાને–તેને વશ કરવાને–તેને ઘડીભર લાવણ્યનો ગુલામ બનાવવાને શક્તિવાન હતું. સુંદરમાં સુંદર વસ્ત્રો પહેરી લાવણ્ય પ્રિયતમને પીરસવા બેઠી હતી. તેની કામણગારી આંખોમાં કાજળ આંજ્યું હતું એટલે તેનાં નયનો વધારે માદક બન્યાં હતાં. યુવાનીની ઉન્મત્તતા અને પ્રેમના આવેશને લીધે તરુતરુતી ચોળીમાં કેદ પુરાયલાં હૃદયાંગુજો જાણે ચોળી ચીરી નાખી બહાર નીકળવા માગતાં હોયની તેમ ઉંચાં નીચાં થતાં હતાં. તેના મોહક ઓષ્ઠોપર સ્મિત ફરકી રહ્યું હતું. તેના આખા શરીરમાં પ્રિયતમને રીઝવવાનો તનમનાટ વ્યાપી ગયો હતો. જો કોઇ આડે દહાડે આજની સ્થિતિમાં શ્યામસિંહ લાવણ્યને જોત તો દાસીઓની હાજરીની પરવા કર્યા વિના અડપલું કરત; પણ આજે પરિસ્થિતિ જૂદીજ હતી. તનમને આજે તેને એવી કેફ ચઢાવી હતી કે જેનો નશો કેટલાકોને પાયમાલ કરે છે અને [illegible]ને જમાના સુધી ઉતરતો જ નથી. શ્યામસિંહને કઇ જાતનો નીશો ચઢયો હતો તે હમણાં કહી શકાય તેમ નથી; તોપણ તેની મદીલી–કામી આંખોપરથી રાજેશ્રી તદ્દન ચકચૂર થઇ ગયા છે એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. છતાંય ખૂબી એ હતી કે તેની અસ્વસ્થતા શાને આભારી હતી તે કોઇથી અટકળી શકાય તેમ ન્હોતું.

પ્રિયતમને અસ્વસ્થ–વિચારગ્રસ્ત સ્થિતિમાં જોઇને લાવણ્યને અત્યંત શોક થયો. તેણે વ્હાલથી પીરસેલી થાળપર શ્યામસિંહ બેઠા પછી તેણે અત્યંત મૃદુ સ્વરે પૂછ્યું:

" વ્હાલા ! શા વિચારમાં છો ? "

શ્યામસિંહ પુનઃ ચમક્યો. હવે તેને ભાન આવ્યું કે તે પોતાની

પત્ની પાસે બેઠો છે. યંત્રવત્ તે જમવા લાગ્યો.

"પ્રિયતમ ! શું ખ્યાલમાં ગૂંથાયા છો ?" પુનઃ લાવણ્યે પૂછ્યું.

"કંઈ નહિ. લાવણ્ય ! સવારે જરા ખૂબ રખડી આવ્યો તેથી શરીર કંઈક સુસ્ત લાગે છે......" શ્યામસિંહે કહ્યું.

"ત્યારે જમીને શયનગૃહમાં આરામ લેજો. બહાર જશો નહિ." સ્નેહાળ લાવણ્ય બોલી.

"વારૂ."

પાંચ મિનિટમાં ખાધું ન ખાધું કરી શ્યામસિંહ ઉઠયો. લાવણ્ય તેને શયનગૃહમાં લઇ ગઇ. તેને પાન કરી આપ્યું અને પ્રિયતમના હૂકમની રાહ જોતી તેની બાજુમાં એક સોફાપર બેઠી. શ્યામસિંહે કેફી હાલતમાંજ તેને નજીક ખેંચી તેના અધરપર પોતાના ઓષ્ઠ દાબી દીધા.

## પ્રકરણ ૯ મું.

### લાવણ્યનું શયનગૃહ.

શ્યામસિંહ–રામપુરનો યુવરાજ લાવણ્યને પરણ્યો હતો. લાવણ્ય તેના પરથી તનમન ધન ઓવારી નાખતી. તેને આનંદ થાય, તેની વિલાસી વૃત્તિને રૂચે, એવું કરવામાં કાંઇયે મણા રાખતી નહિ. હમ્મેશાં તે પોતાની દેહને આરસની પૂતળી પેઠે નવી નવી રીતે શણુગારતી. તેથી તેની સુન્દરતા વધતી. શ્યામસિંહની મદાંધ કેફી આંખો ઘડીભર લાવણ્યને અતૃપ્ત ભાવે જોઈ રહેતી. ઘણીવાર તેના હૃદયને લાવણ્ય નચાવ્યા કરતી. તેની કાજળઘેરી આંખો, તેની મદમસ્ત છાતી, તેનું ગુલાબની ખીલેલી કલિ જેવું વિકસિત યોવન, તેનાં નઝાકત અને નાજનખરાંએ શ્યામસિંહને લટ્ટુ બનાવ્યો હતો એ વાત ખરી; શ્યામસિંહ લાવણ્યને જોતાંજ મોહ પામતો એ વાત પણ ખરી; છતાં લાવણ્યના નાજનખરાંએ ફક્ત તેને મોહાંધજ બનાવ્યો હતો. એની મોહવશતામાં અનંત પ્રેમનું એક બિંદુય ન્હોતું. જ્યાંસુધી લાવણ્યનું યોવન કરમાય નહિ, જ્યાંસુધી તેની આંખમાંનો મદ ઓછો ન થાય ત્યંસુધી જ શ્યામસિંહપર તે સત્તા ચલાવી શકે તેમ હતું. ત્યાર પછી શ્યામસિંહને પોતાના બાહુપાશમાં નિરંતર જકડી રાખવાની શક્તિ લાવણ્યમાં હોવા છતાં તે એ પ્રભુદત્ત શક્તિને ભૂલી જઇ–તેની અવગણના કરી બાહ્ય સૌન્દર્યથી પ્રિયતમને વશ કરવા અજાણતાં પ્રેરાઇ હતી અને તેથી તેનો પતિ પ્રેમાળ બનવાને બદલે મસ્ત અને મોહાંધ બન્યો હતો.

“ મારા શ્યામ! તમને શું છે ? ” લાવણ્ય પ્રિયતમને ગળે

વળગી બોલી. તેના સ્વરમાં પ્રેમ હતો. તેની આંખમાં જાદુઈ કેફની અસર હતી.

" તમે બહારથી ફરી આવ્યા ત્યારના કેમ આવા ગંભીર થઇ ગયા છો ? શું તમારી રાધા યે તમને અપ્રિય થઈ પડી, સ્યામ ?..." પુનઃ લાવણ્ય બોલી. તેના પ્રેમમય સ્વરમાં શોકનું મિશ્રણ થયું.

" જો રાધે !......" અંતે મહામહેનતે વદનપર હાસ્ય ફરકાવી સ્યામસિંહ બોલ્યો. તે લાવણ્યને ' રાધા ' કહી સંબોધતો.

" તારા સ્યામને તેની રાધા જેમ નચાવ્યા કરે તેમ નાચ્યા કરવાનું નથી. ભવિષ્યમાં મારાપર કેવી મોટી જોખમદારી આવવાની છે તે તું જાણે છે. એ ભાવી કર્ત્તવ્ય ઉઠાવવા માટે મારે તૈયારી કરવી જોઇએને ? " સ્યામસિંહે મનોભાવ છૂપાવી બીજીજ વાત કહાડી.

" એ વાત ખરી, વ્હાલા ! તમે રામપુરના ભાવી નરેશ છો. પ્રજાના પિતા થનાર છો. તમારી પદવી જેમ મોટી તેમ તમારી જવાબદારીય મોટી ! પણ પ્રાણ ! તેથી આ પ્રમોદભુવનમાં ગંભીર થવાય ?" કહી લાવણ્યે સ્યામસિંહના ગાલપર ધીમો તમાચો માર્યો.

" તું બહુજ રસિક છે, વ્હાલી ? "

" ને તમે કયાં ઉતરો એવા છો ? " તેની આંખોમાં અજબ ઘેન ચઢયું. એ ઘેનથી સ્યામસિંહ વધારે ઉન્મત્ત બન્યો. તેણે લાવણ્યને બે ચાર ચુંબનો લઇ છાતી સરસી ચાંપી દીધી.

" હવે આરામ લો. બપોર થવા આવી......" લાવણ્ય બોલી.

સ્યામસિંહ પલંગપર પડયો. લાવણ્ય પલંગપર ઉશીકા આગળ બેઠી. મોહવશ યુવરાજને ઉંઘજ આવી નહિ. તેની સામે સૌંદર્યપ્રિય

દૃષ્ટિને ઘેલી કરી નાખે એવી લાવણ્ય બેઠી હતી. લાવણ્યના કેશકલા· પમાં વિરાજતી મોગરાની વેણીની સૌરભ આખા ઓરડામાં બહેકી રહી હતી. પવન પણ ઘડીભર યુવતીના કેશને આલિંગી આવેલી પુષ્પસૌરભનો આસ્વાદ લેવા થંભી જતો. પણ શ્યામસિંહને મન એ બધું એક પ્રકારની વિશિષ્ટ રમત જેવું હતું. લાવણ્ય યૌવના છે, સુન્દર છે, તેની પત્ની છે, એ રાધાનો તે કહાન છે, એની યૌવનવાડીનો તેજ એકલો મધુકર છે એવું તેને ભાન હતું. તેમાં તેનો આનંદ હતો. પણ તેના એ આનંદને આજે એક શાંત રમણિય વદનની કલ્પના નષ્ટ કરી નાખતી. તેની દૃષ્ટિ સામે લાવણ્ય હતી. તેના હૃદયમાં તનમન હતી. તનમનની સ્મૃતિ, તનમનના ખીલતા, અર્ધવિકસ્યા યૌવનના વિહારની અભિલાષા તેના મોહાંધ–કામી હૃદયમાં અસહ્ય લાહ્ય સળગાવતી. આવા પુરૂષની સ્થિતિ દયાપાત્ર થઇ પડે છે. તેને જે આનંદ નજર સામે હોય છે તેમાં મઝા નથી જણાતી. દૂર–દૂર કોઈ અણપ્રાપ્ય પ્રદેશમાં છૂપાયલો આનંદ ફક્ત એક ઘડીને ખાતર પણ મેળવવાની તેને ઝંખના થયા કરે છે. આવી ઝંખના–આવી ભ્રમણાથી મનુષ્ય આત્માનું ભાન ખુએ છે. જે શાશ્વત છે તે ત્યાગી અશાશ્વતની ઇચ્છા કરે છે અને એમ કરતે કરતે પ્રભુની સૃષ્ટિમાં શયતાનની જાળ બીછાવે છે. શ્યામસિંહ શયતાનની માયાથી મોહ્યો હતો. તનમને તેને લોભાવ્યો ન્હોતો; પણ તનમનનું સૌંદર્ય તેની આંખમાં ખૂંચ્યું હતું. તે પ્રેમીઓની પેઠે તનમનને પૂજતો થયો ન્હોતો; પણ તેના સૌંદર્યનું ખૂન કરવા માગતો હતો. કલિને વેલીપર ડોલતી જોવી, પુષ્પોની વિકસિત પાંદડીઓ જોઇ નઝર ટાઢી કરવી

તેના કરતાં તેને ચૂંટી, સુંઘી, કરમાઇ જતાં જમીનપર ગમે ત્યાં, ગમે તેના પગતળે છૂંદાવાને ફેંકી દેવી, એમાં કંઇ પાપ નથી–વિધિનાં વિધાનજ એવાં છે–એવું તે માનતો. પુષ્પે પુષ્પે રસ ચૂસતા ભ્રમરને અને નૂતન આનંદ તથા ઉલ્હાસથી બીજાં પુષ્પોને ડંખ દઇ ચૂસી આવેલા મધુકરને ભેટતી કલિઓ જોઇને તે એવોજ સાર ખેંચી શક્યો હતો કે સૌંદર્ય એક જાતનો રસ છે. તે ગમે ત્યાંથી, ગમે તેની પાસેથી મેળવીને પીવામાં કંઇ અયોગ્ય નથી. મઝા–આનંદ–અયશ જ્યાંથી મળે ત્યાંથી તેમાં એક ડૂબકી મારી આવવામાં જરાય પાપ નથી. એવા તર્કમાં તેણે પોતાની પાશવતા ભયંકર હદે વધારી દીધી હતી. બાળપણથીજ સૌંદર્ય પ્રભુની અણમૂલ બક્ષીસ છે; માનવજીવનને પ્રભુનું ભાન કરાવવા પ્રભુએ સુન્દરતા સ્રજી છે; તેનું ખૂન કરવું, તેને કૃત્રિમ ઢોળ ચઢાવવો, તેને વિકૃત કરવાનો પ્રયત્ન કરવો તે ભયંકરમાં ભયંકર પાતક છે–એ પાતકનું પ્રાયશ્ચિતજ નથી—એ દિવ્ય સંદેશ તેને કોઇએ સૂણાવ્યો ન્હોતો. તે બંસરીના મધુર અવાજપર મુગ્ધ થતો; પણ બંસીધરની કલાની પરવા કરતો નહિ તથા બંસી બનાવનારનો તો વિચાર શુદ્ધાંયે કરવાની તસ્દી લેતો નહિ. "લગ્ન એટલે વિલાસભાવના તૃપ્ત કરવાની સંસારીઓએ નક્કી કરેલી એક વિશિષ્ટ પ્રણાલી" આ શ્યામસિંહની લગ્નની વ્યાખ્યા હતી. લાવણ્ય તેને લગ્નમાં મળી હતી અને તેના વિલાસનું રમકડું બની રહી હતી. બન્ને શિક્ષિત હોવા છતાં કૃત્રિમ–અનૈસર્ગિક–હૃદયદાહક વિલાસ વૈભવોમાંજ તેમને સુખ જણાતું; પણ એ સુખમાં સત્ય આનંદ ન્હોતો. તેની સાબીતી એજ કે ઉભય યૌવન, સૌન્દર્ય, જાહોજલાલી, વૈભવ વિલાસ, અને

અયશઆરામના ભોક્તા હોવા છતાં ઉભયને નિરંતર કોઇ કોઈ નવીન અશાંતિના પૂરમાં તણાવુંજ પડતું.

લલિતકુમાર રામપુર આવ્યો તેજ અરસામાં સ્યામસિંહ પણ આવ્યો હતો. આ વખતે તે લગભગ બે વર્ષે મુંબઇથી રામપુર આવ્યો હતો. તે રામપુર આવ્યો ત્યારે તેણે તનમનને પ્રભુના એક એવા અવર્ણિય સૌન્દર્યોધાનમાં નિર્મળ પણ સ્વતંત્ર ભાવે વિહાર કરતી જોઇ કે તેની કામી આંખો તરતજ મસ્ત થઇ ગઇ. ત્યારપછી તેણે બેચારવાર તનમનને રાયજીને ઘેર જઇને જોઇ. દરેક સમયે તેને તનમનમાં કંઇક નવીન કલા-કંઇક નવીન જાદુ-કંઇક નવી ચમત્કૃતિ-કંઈક નવીન સુન્દરતા જણાઇ. આવી વિવિધ નવીનતા તેણે મુંબઇની મોહિનીઓમાં-લાવણ્યના જોબનના બહારમાં—તેના પ્રથમ રજની વિનોદમાં પણ ન્હોતી જોઇ.

પણ તે પોતાના દિવાનની પુત્રી છે, પોતાના તાબા નીચે છે, કોઇ દિવસ પણ તેની આશા ફળશે, ઉતાવળ કરવાથી કદાચ રાયજીને ખબર પડશે તો તનમન સદાને માટે ગૂમાવવી પડશે એવા ભયથી તે હજુસૂધી પોતાની ઉન્મત્તતા દબાવી રહ્યો હતો; પરંતુ જ્યારે તનમનને લલિત સાથે તેણે નદિ કિનારે જોઇ, તનમન અને લલિતની જોડીને એકમેકનાં હાથમાં હાથ લઇ ચાલતી નજરે નીહાળી અને તેજ પળે તનમનના વદનપર, તનમનની આંખોમાં, તનમનના અંગપ્રત્યંગમાં વસંત પ્રકટેલી તેની નઝરે પડી ત્યારે તેના હૃદય સાગરે મર્યાદા તોડી નાખી. લલિતકુમાર સાથે કોઇપણ જાતનો સંબંધ ન હોવા છતાં તેણે તેને પોતાનો કટ્ટો દુશ્મન માની

લીધો. લલિતનો કાંટો રસ્તામાંથી કેવી રીતે દૂર કરવો, તનમનને કેમ વશ કરવી, રાયજીને ખબર પડે તો બાજી કેમ સમાવી લેવી, રામપુરના ઠાકોર—તેના પિતા વચમાં આવે તો કંઈ યુક્તિ લડાવી પોતાના મોહરાજ્યની અપસરાને પોતાના વિલાસભવનમાં લઇ આવવી, તેના ઘાટ ઘડતો તે પોતાના મહેલમાં આવ્યો. લાવણ્યને તેણે છેતરી; અને તે છેતરાઈ પણ: લાવણ્ય રૂપગર્વિતા હતી. ઘડીઘડી નવા નવા રંગ ધારણ કરવાની અને સ્યામસિંહને પોતાની મોરલીના નાદપર નચાવવાની શોખીન હતી. સ્યામસિંહ તેના શયનગૃહમાં આવે અને એક પળ પણ ગંભીર રહી શકે તે અશક્ય હતું. લાવણ્યની મદીલી આંખો સ્યામસિંહનું મસ્તક તેની હથેલીપર મૂકાવવાની તાકાત ધરાવતી. પણ આજે સ્થિતિ જૂદી હતી. આજે સ્યામસિંહ મુંબઇની કોઇ કામણગારી નર્તકીપર મોહ્યો ન્હોતો કે તેના મોહને લાવણ્યના રૂપ આગળ વીસારી શકે. આજે તેને દેવબાળા પર મોહ ઉપજ્યો હતો. એ મોહની જ્વાળા તેને સળગાવી દેતી હતી. તનમનના સ્નેહાળ, જ્યોતિર્મય વદનની છટા તેની દૃષ્ટિ સામે તરી રહી હતી. તનમન, તનમનની મેના, તનમને વ્હાલથી ઉછેરેલા ગુલાબના છોડ, તનમનની ફૂલક્યારી, તનમનનો ફુવારો, તનમનના ઘરની કલા, અને ટૂંકામા રાયજીના આખાય બંગલામાં એકતાર થઈ ગયલું તનમનનું કલાનૈપુણ્ય—એ સર્વ યુવરાજને એક એવા પ્રદેશમાં લઇ જતાં હતાં કે જ્યાં તેને લાવણ્યના નાજનખરાં, તેનું યૌવન, તેની મદભરી છાતી અને તેનાં વિધવિધ આભુષણો તુચ્છ જણાતાં.

પણ તે પ્રભુની સૃષ્ટિનો વિહારી ન્હોતો થવા માગતો. તે તો

શયતાનની દુનિયાનો નિવાસી હતો. તેને બાગમાં ફૂલના છોડ વ્હાલથી ઉછેરવા ન્હોતા પણ તે પર ઝૂલતી કલિઓને ચૂંટીને કચરી નાખવી હતી. દુનિયાના દંભી લોકોના રિવાજે આપેલી પણ સંયોગવશ થઇને, અજ્ઞાનતાને લીધે, પ્રેમપ્રદેશથી અપરિચિત હોવાથી અથવા પોતાની નવીજ પ્રેમસૃષ્ટિનો લ્હાવો લેવામાં મસ્ત બનવાથી લાવણ્ય સ્યામ-સિંહને ચાહતી હતી. પણ સામા હૃદયમાં કૃત્રિમતા કેટલી છે તે ઓળખવાનું તે બિચારીને ભાન ન્હોતું. આર્ય રમણીઓ કાંઇપણ બદલાની આશા રાખ્યા વિના પોતાનું સર્વસ્વ હોમી દેવાને તૈયાર થાય છે. એક અપરિચિત—પોતાના માબાપે પસંદ કરેલા યુવાનપર ઘેલીઘેલી થઈ જાય છે. લાવણ્ય પ્રથમથીજ એ ન્યાયે પોતાના પતિપર ઘેલી થઇ હતી. પણ તેની એ ઘેલછા સ્યામસિંહની પાશવવૃત્તિ ફક્ત અલ્પ સમય સંતોષતી એટલુંજ: લાવણ્યને એ ઘેલછા—એ અજ્ઞાનતા—આનંદરૂપ હતી. તેનો પતિ તેને એકલીનેજ ચાહે છે એવી તેની ખાત્રી હતી. તેથીજ તે તેના સ્યામપર વારી વારી જતી. ગરિબ બિચારી! જો તેને ખબર પડે કે તેનો પતિ તેનો નહિ, પણ તેના ખીલતા જોબનનો ગુલામ છે; તેનો પ્રેમ બનાવટી અને અલ્પકાલિન છે તો તેના ઉગતા જીવનવૃક્ષપર કેવો ભયંકર પ્રહાર થાય? અને છતાં એ જૂઠા પ્રેમનો લ્હાવો લઇ તે તેમાં સુખ માણે એય કેટલું ભયંકર? દુનિયા ભૂલોની પરંપરા છે એમ કહેવાય છે તે કેટલું બધું સાચું જણાય છે, વાંચનાર?

સ્યામસિંહ પલંગપર આમથી તેમ પાસું ફેરવ્યા કરતો હતો. ઘડીમાં તે પાસે બેઠેલી લાવણ્યને જોતો અને તે શંકાશીલ ન થાય

તે માટે તેને જોતાંવાર હસતો. તેના દીલમાં તો હોળીજ લાગી રહી હતી. ગમે તે પ્રપંચે, ગમે તે ભોગે તનમનને મેળવવાનો તે નિશ્ચય કરતો હતો.

" Every thing is just and fair in Love and war. " તે મનમાં વિચાર કરતો હતો. શી રીતે તનમનને પોતાની જાળમાં ફસાવવી તેને માટે અનેક યુક્તિઓ યોજતો હતો પણ ચાર વાગ્યા સુધી તરફડિયાં મારવા છતાં તે કોઇ યોજના સ્થિર કરી શક્યો નહિ.

" તું મારી પાસે બેઠી હોય છેની વ્હાલી ! '' તે પલંગપરથી ઉઠી બોલ્યો:

"ત્યારે ઉંઘવાને બદલે મને તારૂં ચંદ્રવદન જોતાં પડી રહેવાનું જ વધારે ગમે છે."

" જાઓ, તમે તો હમ્મેશનાં આવાજ રહ્યા. "

"એમ કે ? અમે એવા તો એવા......" કહી તેણે લાવણ્યને નજીક ખેંચી અને તેના બિમ્બાધરપર પોતાના ઓઠ દાબી દીધા.

સાડાચારની ટકોરી થતાં દાસી ચાના પ્યાલા લઈ આવી. શ્યામ-સિંહ પત્ની સાથે ચા પી પોતાના દિવાનખાનામાં ગયો.

## પ્રકરણ ૧૦ મું.

### મોહ અને પ્રેમ.

તનમનના અદ્ભુત અધરપર લલિતે ચુંબન કર્યું ત્યારથી મુગ્ધાના જીવનમાં નવીન પરિવર્તન થઇ ગયું. પંદર વર્ષ સુધી તનમન પક્ષીઓ, પુષ્પો, ઉષા, સન્ધ્યા અને ચંદ્રનાની મિત્ર બની રહી હતી. સંસારનું તેને સ્વપ્નજ ન્હોતું આવ્યું; લલિતના પ્રેમભીના ઓષ્ઠના સ્પર્શે તેને એક નવીન—ચમત્કારિક આનંદનું ભાન કરાવ્યું. જીવનમાં તેણે આજ સુધીમાં જે જે જાતના આનંદો અનુભવ્યા હતા તેના કરતાં કંઇક વિશેષ રમણિય, પ્રોત્સાહક અને જાદુભર્યો ભાવ તેના પ્રિય મિત્રના ચુંબનમાં તેને જણાયો. નાદાન બાળક પેઠે સર્વને જોતાં નિરંતર ખડખડ હસી પડતી કુમારિકાને લલિતના પ્રેમે કંઇક ગંભીર બનાવી. નદિ કિનારેથી ઘેર ગયા પછી પળે પળે તેને લલિતનો જ વિચાર આવવા લાગ્યો. લલિત આજ સુધી તેનો મિત્ર હતો. હવે તનમન તેને મિત્ર કરતાંય વિશેષ–માતપિતા કરતાંય વિશેષ નિકટનો સ્નેહી માનવા લાગી. અને છતાં પણ એનું હૃદય એ અનિર્વાચ્ય ભાવથી કંઇક મૂઝાવા લાગ્યું. લલિતના મીઠા બોલો નિરંતર સાંભળ્યા કરવાની ઇચ્છા થાય, લલિત સાથેજ જીવનદોરી બાંધવાની આંતર પ્રેરણા થાય અને છતાં લલિત આવશે તો તેની સાથે બોલતાં સંકોચ ઉપજશે—તેની સામે જોતાં શરમ આવશે–એમ હવે તનમનને લાગવા માંડ્યું.

તનમન લલિત સાથે ઘેર આવી. તેને બાગમાંથી બે ત્રણ સુંદર ગુલાબનાં પુષ્પો પોતાના કોમળ હસ્તે ચુંટી આપ્યાં અને પછી

લલિત તેની રજા લઇ ઘેર ગયો તે સમયે ઉભય પ્રેમીઓની આંખો હસી રહી હતી; છતાં બેમાંથી કોઈ એક બોલ બોલી શક્યું નહિ. ઉભયનાં મુખ પર રમણિય હાસ્યની છટા હતી; છતાં બન્નેની નજર કોઇક અનિર્વચનીય ભાવથી નીચી ઢળેલી હતી. ઉભય તે પ્રદેશમાં પહોંચ્યા હતાં કે જ્યાં આનંદ અને મુઝવણુ, હાસ્ય અને લજ્જાનાં મિશ્રણોથી વાતાવરણ સ્નેહભીનું બનેલું હોય છે.

અને વાંચનાર ! પ્રેમનો પ્રથમ ઉચ્છવાસ કેવી રમણુય અમુઝણુથી આનંદ મિશ્રિત ઘેન ચઢાવે છે તે તો તમે જાણોછો ને ? કોકિલના ટહૂકાર કરતાંય પ્રિયજનના સ્વરમાં તે સમયે વિશેષ માધુર્યપૂર્ણ રણકાર સંભળાય છે. પ્રિયતમાના ગાલપર પ્રિયતમને વસંત સમીર ચુંબિત અર્ધવિકસિત ગુલાબકલિના અપૂર્વ સૌંદર્યને તુચ્છ બનાવનારૂં જાદુઇ સૌંદર્ય જણાય છે. જાઇની મુગ્ધ કલિની નાજુક છટા પ્રિયાના લજ્જાન્વિત મુખની છટા આગળ ધૂળ જેવી લાગે છે અને એવા તો કંઇ કંઇ રમણિય ભાવો હૃદયસાગરને હચમચાવી નાખે છે. પરંતુ ઢીંગલા ઢીંગલીના નાચમાંજ પ્રેમ માનનારા અને શારિરીક વિલાસમાંજ સુખ માની બેઠેલા સંસારીઓએ આવા દૈવી આનંદની કયારે કદર કરી છે ? અને જ્યાં પ્રેમને પાશવ વિલાસમાંજ શમાવી દેવામાં આવે ત્યાં સ્વર્ગ ઉતરે ખરૂં ?

તનમનનું સ્વર્ગ આજસુધી અધરૂં હતું. આજે તે પૂર્ણ બન્યું. તેના બાગમાં સુંદર સૌગંધ્યયુક્ત પુષ્પોની અનેક કુંજો હતી—સમીરલહરી આખા વાતાવરણને માધુર્યથી છલકાવી નાખતી હતી—તન મન એ બાગમાં વિહાર કરતી એકલી અપ્સરા હતીઃ પરંતુ એ

સૌંદર્યનો પૂજારી ન્હોતો. એ પુષ્પ વાટિકામાં વિહારીનો અભાવ હતો. એ ખોટ આજે પૂરાઇ, લલિતનો આત્મા તનમનના આત્મા સાથે એકતાર બન્યો. તેમની હૃદયગ્રંથિ આજે ગૂંથાઇ. ચંપાના વૃક્ષ નીચે ઉભય એકમેકનાં જીવનભરનાં મિત્ર બન્યાં. એ મિત્રતા પર લલિતે પોતાની જીવનસખીના અસ્પર્શ્ય-અમીભર્યા ઓષ્ઠોપર ચુંબન કરી સીલ માર્યું. અને આવી રીતે એક થયલાં પ્રેમીઓને કઇ દુનિયાદારી અથવા કયું ધર્મશાસ્ત્ર એક ચુંબનનો લ્હાવો લેવાની મના કરી શકે એમ છે ?

તનમને આખો દિવસ અપૂર્વ આનંદ, અકલ્પ્ય ઉત્સાહ અને ચમત્કારિક મુઝવણમાં પસાર કર્યો. રાત્રે પણ એના એજ વિચાર આવ્યા. સ્વપ્નમાં પણ લલિતની સ્નેહાળ મૂર્તિ તેને જણાઈ. ચંપાનું મનોહર વૃક્ષ, રોહિણીનો કલકલનિનાદ, આકાશનો રમ્ય ઘુમટ અને આજુબાજુનાં રમણિય વૃક્ષો રાત્રે સ્વપ્નમાં તેની આંખો સામે તરી રહ્યાં. બાળા કોઇ નવાજ પ્રદેશની નિવાસી બની ગઇ.

ઉષાએ તેને ગલગલિયાં કરી વ્હાલથી જગાડી. અને બિછાનામાં ઉઠતાં વાર લલિતની-લલિતના ચુંબનની સ્મૃતિ થતાં તે અનિર્વાચ્ય ભાવથી હસી.

૭ વાગ્યામાં તો તે નાહી ધોઇ પરવારી ગઇ અને પછી તરતજ બાગમાં ગઇ. બાગમાંના સઘળા છોડો પર માળી પાણી છાંટી ગયો હતો. ગુલાબનાં પુષ્પો પોતાની પાંખડીઓ પ્રસારી પોતાની વ્હાલી સખીનું સ્વાગત કરવા હસી રહ્યાં હતાં. પુષ્પોની પાંખડીઓ પર કોઇ કોઇ સ્થળે જળબિંદુ બાઝ્યાં હતાં અને તે મોતી જેવાં ઝગ-

હજાતાં. સૂર્યનાં બાળ રશ્મિઓ કોમળ કલિઓને ચુમી લેતાં તો કોઇ વૃક્ષની ડાળીમાં સંતાકુકડી રમતાં જણાતાં. પક્ષીઓ કિલકિલ અવાજ કરતાં આમતેમ ઉડાઉડ કરી રહ્યાં હતાં. વાયુની મંદમંદ લહરી પુષ્પોની સુવાસ આખા વાતાવરણમાં પ્રસારતી હતી અને આમ નિઃસર્ગ દેવી મનુષ્યોના આનંદ માટે વિધવિધ રમત રમી રહી હતી.

તનમન બાગમાં આવી અને ફુવારા પાસે ઉભી રહી. આજ ફુવારા પાસે પ્રથમ લલિતે તેને ગાયન ગાતાં જોઇ હતી. આજે એ સ્થળ તેને હંમેશ કરતાં વિશેષ પ્રિય લાગ્યું. વદને તેને તેજોમય જ્યોતિ ઝગારા મારતી હતી. તેના નયનખંડમાં વસંત ઝબૂકતી હતી. તેના અંગપ્રત્યંગમાં પ્રેમની ઉન્મતતા હતી; છતાં બાલાનું હૃદય શાંત–સાત્વિક–નિર્મળ પ્રેમને પ્રભાવે અસ્થિર કે મદોન્મત ન્હોતું થયું.

થોડીકવાર હસિત વદને તે ફૂવારા તરફ–ફૂવારાની ઉડતી સેર તરફ જોઇ રહી. પછી કંઈક વિચાર આવવાથી બાળાએ ગુલાબનાં પુષ્પો ચૂટી પોતાનો ખોળો ભરવા માંડ્યો. પુષ્પોને તેને હાથે ચૂંટાવાનું ગમતું. ફૂલો લઇ તે એક ઘટાદાર કુંજમાં એક બાંકપર જઈ બેઠી અને કોઇ અનેરા તાનથી ફૂલોની માળા ગુથવા લાગી માળા ગૂંથતા ગૂંથતાં તે ધીમા–મૃદુ સ્વરે લલકારવા લાગીઃ

" ચન્દા રૂપેરી રમતી નભપટ ઉપરે,<br>
પૃથ્વી પરે અમી તણી રસધાર રેડે;<br>
ને પ્રેમની પ્રણયની રસની સરિતા,<br>
કલ્કલ્ ધ્વનિ કરી કહે કંઇ સ્નેહગીતાઃ—"

ધીમે સ્વરે તે લલકારવા લાગી. સાથે સાથેજ તેની કોમળ કરાંગુ

લિઓ ફૂલોની માળા પણ ગૂંથી જતી. તેના સુમધુર બંસરી જેવા સુરથી આખા વાતાવરણમાં મૃદુ—મધુર રણકાર થઇ રહ્યો. પુનઃ ગાન આગળ વધ્યું:

" ધીમી અનિલ લહરી થકી વલ્લરી આ;
કંપી રહી, હૃદયને.કમ્પાવતી હા !
એ મન્દ વાયુ લહરી થઇ મસ્ત ડોલી;
ધીમું મીઠું કરણમાં લવી કૈં જતી'તી:—"

તે જરા અટકી. 'ધીમું મીઠું કરણમાં લવી કંઇ જતી'તી' એ લીટીએ તેને હસાવી.માળા ગૂંથતી તેની આંગળીઓ પણ જરા મંદ થઈ.

" ને એ સમે..." પાંચેક મિનિટ પછી તનમન પુનઃ ગાવા લાગી:

" ને એ સમે પ્રિય સખી મમ સાથ હતી;
એનાં વિશાલ નયનો ભૂમિ પે ઢળેલાં:—
એકલી એકલીજ તે શરમાઇ:
" બળ્યું ! કવિઓ આવું તે શું લખતા હશે ? "
અને છતાં કવિને દોષ દેનારી કાવ્ય અધુરૂં મૂકી શકી નહિ:

" લજ્જા અને પ્રતિભાનાં નયનો પ્રિયાનાં;
દુનિયા મહિં સુખદ સ્વર્ગ ઉતારતાં'તાં:
એ નેત્રમાં અજબ જાદુ હતું વિલસતું;
એ નેત્રમાં અજબ કો હતી શક્તિ કાતિલ.
એ નેત્રથી વછૂટતાં શર વાળવાને;
મારા દિલે નવ હતી લવમાત્ર શક્તિ.—

"આ બધી ભટાઇ ! કવિઓનેય કંઇ ધંધોજ નથી મળતો. લલિત પણ એવીજ ભટાઈ શીખ્યો છે..." તનમન બબડી.

પાંચેક મિનિટ તદ્દન મૌન વહી ગઇ.

પુનઃ અનાયાસે તેના વદનમાંથી વીણા વાગવા માંડી:

નેત્રો મળ્યાં, લચી પડયાં, ફરીથી મળ્યાં હા !

... ... ... ...

જાણે લલિતની સમક્ષજ ઉભી હોયની તેમ તનમન લજ્જાથી નીચું જોઇ ગઇ.તેના હાથ પણ થંભી ગયા.

"નેત્રો મળ્યાં..."જેમ તેમ તૂટયો સ્વર નીકળ્યોઃ

"નેત્રો મળ્યાં, લચી પડયાં, ફરીથી મળ્યાં હા !
ને ગુસ કે મધુર ભાષ્ય અમે ભણ્યાં ત્યાં !
તંતુ તુટયા હૃદયના—ઉર ઉર ભેટયાં;
ને જગતનું ભાન અમે ભૂલ્યાં ત્યાં ...

"લલિત જેવોજ કવિગે લુચ્ચો છે...કોઈ ભોળી છોકરીને ભમાવવાના આ બધા જાદુભર્યાં રસ્તા'સ્તો, બચ્ચા !..." તનમને કવિને ને લલિતને સર્ટિફીકેટ આપી દીધું: છતાં ખૂબી એ હતી કે તેના હ્રદયમાં હજુ આખુંયે કાવ્ય ગૂંજી રહ્યું હતું. એ કાવ્યના ગુંજારવે તેને કંઇક બેચેન બનાવી.

કોણ જાણે કેમ તે કાવ્ય લલકારતી બંધ થઈ. કદાચ પ્રેમઘેલા કવિના મસ્ત શબ્દોએ તેને શરમાવી નાખી હશે ! મનમાં તો તે એનું એજ કાવ્ય લવી જતી હતી. પુનઃ તેની આંગળીઓ ત્વરાથી હાર ગૂંથવા લાગી. તનમન તેના આરાધ્ય દેવતા—લલિત માટે આ સુંદર હાર ગૂંથી રહી હતી.

તે હાર ગૂંથવામાં—લલિતના—પ્રિયતમના પ્રેમના તાનમાં

એવી ગુલતાન થઇ ગઇ કે તે જે કુંજમાં બેઠી હતી તેની છેક નજીક આવી એક યુવાન તેને એકીટસે જોઇ રહ્યો હતો તેનુંય તેને ભાન રહ્યું નહિ. યુવાન રામપુરનો યુવરાજ શ્યામસિંહ હતો. ધીમે પગલે બાગમાં આમથી તેમ નજર કરતો તનમનને શોધતો તે આ રમ્ય કુંજ પાસે આવી પહોંચ્યો અને સ્વર્ગની માલણ પેઠે હાર ગૂંથતી તનમનને મસ્ત નયને જોઈ રહ્યો. તે એવા ધીમા પગલે તે કુંજ પાસે આવ્યો હતો અને તનમન લલિતના પ્રેમસ્મરણમાં મસ્ત થઇ એવી એકતાનતાથી પોતાનું કાર્ય કરે જતી હતી કે તેને યુવરાજનાં પગલાંનો અવાજ શુદ્ધાં સંભળાયો નહિ.

શ્યામસિંહના ચરણ ધ્રુજ્યા. શરીર કમ્પ્યું. હૃદય ધડક્યું. આવો કમ્પ તેને કદિ પણ પૂર્વે ન્હોતો થયો. તનમનની જ્યોતિર્મય કાંતિએ તેના મલીન હૃદયને કમ્પાવ્યું. બે ત્રણ પળ તે અકથનિય મુઝવણમાં ઉભો રહ્યો.

"તનમન ગોરી ......" મહા મુસીબતે, કમ્પિત સ્વરે શ્યામસિંહ બોલ્યો.

તનમન ચમકી. પાછું ફરી જોયું તો સામે યુવરાજ જણાયો. તે લલિતના તાનમાં હતી. લલિતના દર્શનની પ્યાસી હતી. યુવરાજને જોતાંજ તે જરા ડચકી. એક ક્ષણમાં સ્વસ્થ અને સાવધ બની ગઇ. માથા પરથી ખસી ગયલો ઓઢણીનો છેડો ઢાંકયો. લગભગ પુરો થવા આવેલો હાર બાંકપર બાજુએ મૂકયો અને યુવરાજ તરફ જોઇ નિર્દોષ ભાવે સહેજ મુસ્કેરાઇ.

"તમારા કામમાં મારા આગમનથી જો ખલ્લલ પડી હોય તો માફ કરશો..." યુવરાજની જીભ જરા વધારે ખીલી. તનમનના નિર્દોષ મુસ્કેરાટનો તેના વિકારી હૃદયે ઉંધોજ અર્થ કર્યો.

"એમાં ખલેલ શાની, યુવરાજ ? બાપુજી ઘરમાંજ છે—"

"તનમન ગોરી ! રાયજીને હું પછી મળવા જઇશ. તે પહેલાં તમારા સુંદર બાગનું અવલોકન કરવાની મને મના તો નથી ને ?" તે જરા હસ્યો.

"એમાં મના શાની ? ખુશીથી જુઓ. પણ તમારા જેવા રાજકુમારને અમારા રંક બગીચામાં આનંદ નહિ આવે—"

"તનમન ! તમારાં જેવાં કલાનિપુણ માલણ જે બગીચાની વ્યવસ્થા કરતાં હોય, તમારાં કોમળ હસ્તો જે પુષ્પોના છોડોને જળ-સિંચન કરતાં હોય અને જ્યાં સ્થળે સ્થળે તમારી જ કલા સ્પષ્ટ જણાઇ આવતી હોય ત્યાં રાજકુમારોને તો શું પણ પ્રત્યક્ષ દેવોને પણ આનંદનું ઘેન ચઢે તો પછી મારી તો વાત જ શી કરવી ?" આ સમયે તે તનમનની જરા નજીક ગયો. તનમન પોતાનો હાર લઇ કુંજમાંથી ઝટ બહાર નીકળી. શ્યામસિંહ પણ કિંચિત નિરાશ થઇ તેની પાછળ ગયો.

"જુઓ કુમાર ! આ ગુલાબના ફૂલો ! તમારા બાગમાં તો રંગબેરંગી ફૂલોના કુંજેકુંજ ભરેલા હશે. અમારે ત્યાં તો ફક્ત ગુલાબી ગુલાબજ ખીલે છે ..."

"પણ તનમન ! એકલાં ગુલાબી ગુલાબો આગળ મને મારા રાજ્યમહેલનું આખું ઉપવન તૃણવત જણાય છે—" શ્યામસિંહ આજે કવિ બનીને આવ્યો હતો.

"તમે ખોટાં વખાણ કરવાના શોખિન જણાઓ છો !" તનમન નિર્મળ હૃદયે તેની સાથે વિનોદ કરતી હતી. તેનું અનનુભવી હૃદય શ્યામસિંહનો મનોવિકાર ઓળખી શક્યું ન્હોતું.

"તનમન ! તમારા બાગમાં ખીલેલાં આ ગુલાબનાં પુષ્પો સુન્દર છે કે તેમાં સ્વર્ગની અપ્સરા જેવાં ખેલતાં તમે વધારે સુન્દર છો તે હું સમજી શકતો નથી. તમને નથી લાગતું તનમન ! કે આ બાગની સુન્દરતા તમારા ત્રિભુવનમોહક સૌંદર્યથી ઓવડાય છે ?" યુવરાજના સ્વરમાં કંઈક વિચિત્ર જાતનું પરિવર્તન થયું.

તનમન આ શબ્દો સાંભળી મૌન થઇ ગઇ. યુવરાજે કદિપણ આવા શબ્દો તેની પાસે અગાઉ ઉચ્ચાર્યા ન્હોતા. વળી તેના સ્વરમાં પણ તનમનને આજે એક પ્રકારનો મદ જણાયો. તે પુરતું તો ન સમજી પણ એટલું તો સમજી શકી કે યુવરાજ સાથે આવી વાત કરવી સારી નથી.

"તનમન ! કેમ કંઇ બોલતાં નથી ? શું મેં કહેલા શબ્દોમાં તમને અતિશયોક્તિ જણાય છે ? નહિ. તનમન ! તમે નથી જાણતાં કે આખા આ ઉપવનની શોભામાં તમે કેવો ગજબનાક વધારો કરી રહ્યાં છો—"

"આવી વાત મને નથી ગમતી, કુમાર ! ચાલો, બાપુજી પુસ્તકાલયમાં બેઠા હશે."

"હું આજે રાયજીને મળવા નથી આવ્યો, તનમન !"

"ત્યારે ?" આશ્ચર્યચકિત થઇ તનમન બોલી.

"હું–હું તમને મળવા આવ્યો છું." યુવરાજનો સ્વર પુનઃ કમ્પ્યો.

"મને મળવા આવ્યા છો ? કુમાર! તમે મને મળવા આવ્યા છો ?" તનમન વિશેષ આશ્ચર્ય પામી બોલી.

"હા. તમને મળવા આવ્યો છું. તનમન ! તમારાં જેવાં

ભુવનમોહક સુન્દરીને મળવા આવવાની ઇચ્છા થાય તે શું પાપ છે ? ”

“આવી વાત કરવાનું પ્રયોજન શું ? તમે મારી પ્રશંસા કરો તે મને નથી ગમતું. ”

“ બુલબુલની પ્રશંસા બુલબુલને ન ગમે એ સંભવિત છે: પરંતુ સુન્દર છો અને હું તમને સુન્દર કહું તેમાં મારો દોષ શો ? તનમન ! શું તમને મારી જરાય દયા નથી આવતી ?—” શ્યામસિંહનો સ્વર જરા કરૂણ થયો.

“ તમે શું બોલો છો ? મને કંઇ જ સમજ પડતી નથી. ”

“ કંઇંજ સમજ નથી પડતી ? તનમન ! શું ખરેખર, તમને કંઇંજ સમજ નથી પડતી ? ”

“ નહિ......”

“ તનમન ? તમારા ગજબનાક સૌન્દર્યે મેં તમને જ્યારથી જોયાં ત્યારથી મને ઘેલો કરી નાખ્યો છે; મારૂં હૃદય તમારૂં મોહિની સ્વરૂપ જોઇ મને તજી કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું છે. એ ખોવાઇ ગયલા હૃદયને ઢુંઢતો ઢુંઢતો તમારી પાસે આવ્યો; અને અહિં તમારા કબજામાં મેં મારા હૃદયને જોયું. કૃપા કરી મને મારૂં હૃદય પાછું આપશો ? ” યુવરાજ તદ્દન ભાન ભૂલી ગયો.

“ તમે આજે ભાંગબાંગ તો નથી પી આવ્યા ને ? ” તનમનના સ્વરમાં જરા સખ્તાઇ આવી.

“ નહિ. હું સંપૂર્ણ સાવધ છું, તનમન ! હવે હૃદયની ઉર્મિઓને નાહક દબાવી રાખવાની શી જરૂર છે ? બોલ, તનમન ! તું મારી થઇશ ? ” યુવરાજ ખરા સ્વરૂપમાં પ્રકાશ્યો.

" હું તમારી થાઉં ? યુવરાજ ! તમે આજે સાવ ધર્મ ભૂલી ગયા છો. લાવણ્ય બ્હેન શિવાય બીજી કોઇપણ સ્ત્રીના પ્રેમની આશા રાખવાનો તમને અધિકાર નથી. " બે ડગલાં પાછળ હઠી, દૃઢતાથી, કંઇક પ્રખર સ્વરે તે બોલી.

" ધર્મ અને અધિકારપર વિવરણ કરવાનો આ પ્રસંગ નથી. તનમન ! મને તો તેં તારા કામણગારા જાદુથી ઘેલો ઘેલો કરી મૂકયો છે. મારી એ ઘેલછા હવે તારા વિના કદિપણ મટવાની નથી. "

" બસ કરો, કુમાર સાહેબ ! હું તો તમારી બહેન થાઉં. સમજ્યા ? " તે ક્રોધપૂર્ણ સ્વરે બરાડી.

" સમજ્યો !..." ફીકકું હસીને તે બોલ્યો:

" કાલે નદિ કિનારે જ હું બધું સમજી ગયો હતો. "

" બસ હવે. અહિંથી જાઓ છો કે નહિ ? "

" નહિ તો શું કરીશ ? તનમન ! તને ખબર છે કે હું આ રામપુરનો કર્ત્તાહર્ત્તા વિધાતા છું–" શ્યામસિંહે સત્તાનો દોર બતાવ્યો.

" તમારી પદવી કે સત્તાની મને લેશમાત્ર પરવા નથી. "

" પસ્તાશો ? "

' શા માટે ? પાપીઓ પસ્તાય. હું શા માટે પસ્તાઉં ? "

" એમ કે ? તું મારી ઇચ્છાને અધિન ન થાય એમ ? શું મારા પ્રેમમાં કંઇ ખામી છે "

" તમારામાં પ્રેમ ?—" તિરસ્કારપૂર્ણ હાસ્ય કરી તનમન બોલી. તે સ્થિર હૃદયે, હિમ્મતથી યુવરાજની સામે આંખો કાઢી ઉભી હતી.

" તમારામાં પ્રેમ ? સંભવિતજ નથી. તમે તો શરીરભુખ્યા—

મોહલુબ્ધ પશુ છો-પશુ—"

આ શબ્દો યુવરાજને ભારી થઇ પડયા. પગથી માથા સુધી તેને ઝાળ લાગી. તે એકદમ તનમનની પાસે જઇ ઉભો અને જોસથી તેનો હાથ પકડી લીધો.

" છોડો મારો હાથ...... " કહી તનમને એક ઝટકો મારી હાથ છોડાવ્યો.

" હવે જાઓ છો કે બાપુજીને બોલાવું ? "

" તનમન ! તનમન ! આટલી બધી નિર્દય શામાટે થાય છે ? એક ચુંબન, વ્હાલી ! ફક્ત એકજ ચુંબન..."

તેણે પુનઃ તનમનનો હાથ પકડયો અને પોતાના હોઠે અડાડવાનો પ્રયત્ન કર્યો. તેજ પળે તનમને જોસથી પોતાનો હાથ ઝૂંટવી લીધો. યુવરાજ વિફર્યો. તે એકદમ બાળાના શરીર પર ધસી ગયો. પણ તેજ પળે તનમને ગુસ્સાના આવેશમાં યુવરાજના ગાલપર જોસથી એક તમાચો ચ્હોડી કાઢયો:

"જાઓ છો કે નહિ ? એક પણ ડગલું આગળ આવશો તો હું માળીને બૂમ પાડીશ,......"

શ્યામસિંહે જોયું કે બાજી હાથથી ચાલી ગઇ છે. તનમન ક્રોધથી લાલ થયલી આંખોએ તેના તરફ જોઇ હાથ લાંબો કરી તેને ચાલી જવાની આજ્ઞા કરતી હતી. તેની આંખમાંથી ક્રોધ અને તિરસ્કારનો અગ્નિ ખરતો હતો. પાશવવૃત્તિનો યુવરાજ એ અગ્નિ ન સહી શકયો.

" તનમન ! માફ કરો. મારી ભૂલ થઇ. હું પુનઃ આ વાત નહિ કરૂં, મને માફ કરો. " ગમે તેમ કરી આજનો પ્રસંગ સંભાળી

લેવાના હેતુથી તે બોલ્યો.

" પ્રભુ તમને માફ કરે ! " તનમન બોલી:

" અને જો તમે અંતઃકરણપૂર્વક પસ્તાતા હો તો હું તમને વચન આપું છું કે આજની વાત હું મારા હૃદયમાંજ દાટી દઇશ. "

" હું ખરેખર પસ્તાઉં છું, તનમન ! તમે દેવી સ્વરૂપ છો. મારી ભૂલ થઇ. માફ કરો. " યુવરાજ તનમનના વચનથી મનમાં મલકાઇ બોલ્યો.

" પ્રભુ તમને માફ કરે. જાવ—"

" શું તમે આજનો પ્રસંગ ભૂલી ન જાઓ ? "

" ભૂલી જઇશ જો તમે તમારા હૃદયને નિર્મળ બનાવશો તે..."

" હું તમને સગાં બહેન જેવાં ગણીશ. "

" તો તમે મારા ભાઇ રહી શકશો. તમારે પિતાજીને મળવું હોય તો તેમની લાયબ્રેરીમાં જાઓ—"

" નહિ. હવે હું ઘેર જ જઇશ. "

" જેવી તમારી મરજી. "

" જોજો ! તનમન ! તમારૂં વચન યાદ રાખજો. "

" તમારા કરતાં મારા વચનની મને વિશેષ ચિંતા છે. "

શ્યામસિંહ મ્લાન વદને બાગમાંથી બહાર નીકળી ગયો.

તનમન પુનઃ પેલી કુંજમાં જઈ અધૂરો હાર પૂરો કરવા લાગી. તે એમજ સમજી કે શ્યામસિંહે હૃદયપૂર્વક માફી માગી એટલે બાળાએ આજનો બનાવ હૃદયમાંજ દાટી દેવાનો નિશ્ચય કર્યો.

દશપંદર મિનિટમાં તો તે પાછી હસતી રમતી નિર્દોષ મેના

## અંધકાર પર પ્રકાશ.

જેવી બની ગઇ. યુવરાજ સાથે થયલી વાતચીત પણ જાણે તદ્દન ભૂલી ગઈ હોયની તેમ તે હાર ગૂંથવામાં લીન થઇ ગઇ. હાર ગૂંથતી વેળા લલિતનું સ્મૂરણ થયું અને તરતજ તેના વદનપર કામણગારૂં હાસ્ય ફરક્યું.

તે ગૂંથતી ગૂંથતી ગણગણવા લાગી:

' સન્ધ્યાના આભ કેરે કાંઠડે ઉઘાડી મીટ,
આશાની એક અલબેલડે ઉઘાડી મીટ:
જો ! જો ! પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ,
સૂર્યે ઉષાની વેલડી નીચે ઉઘાડી મીટ:
કિરણો હતાં તે કુસુમ ખિલિયાં ઉઘાડી મીટ,—

આટલી લીટીઓ તે બોલી રહી એવામાં કોઈએ અચાનક પાછળથી આવી તેની આંખો દાબી દઇ અધૂરૂં કાવ્ય પૂરૂં કર્યું:

" હઇડે એ હાસ્ય કોણે ઝિલિયાં ઉઘાડી મીટ: "×

" છોડ લુચ્ચા ! આમ પારકી છોકરીને સતાવે છે કે ? " તનમન આંખો દાબનારના હાથ અળગા કરતી બોલી.

" ચાલો, અમે આવ્યા ત્યારથી જ ' લુચ્ચા ' નું સર્ટિફિકેટ મળવા માંડયું..." લલિત બાંકપર બેસતો બોલ્યો. તનમને ગીત શરૂ કર્યું ત્યારથી તે કુંજમાં આવી છૂપાઇને ઊભો હતો.

" જો લલિત ! મેં તારે માટે આ હાર ગૂંથ્યો છે. " કહી તનમને પોતે ગૂંથેલો હાર લલિતના ગળામાં નાખ્યો. અને મસ્ત આંખોએ તે તેના તરફ જોઇ રહી.

---

× રા. ન્હાનાલાલ કવિ.

"તુ જાણે મારો દેવ, લલિત !......"

"ને તુ મારી દેવી નહિ કે ?"

"નહિ. હું તારી દેવી નહિ."

"ત્યારે કોણ ?"

"કોણ વળી ? હું તો તનમન......" તે ખડખડ હસી પડી.

"હં–હં. તનમન. બરાબર મારી તન–મન—" કહી લલિતે પોતાના ગળામાંનો હાર તનમનના ગળામાં નાખ્યો અને ઉતાવળથી તનમનની નજર ચૂકાવી એક ચૂમી લઇ લીધી.

"બહુ તોફાન સૂઝે છે કે ?" કહી તનમને લલિતના ગાલ-પર એક તમાચો માર્યો.

લલિત હસ્યો.

"હસે છે ? શરમ નથી આવતી ?"

પુનઃ લલિત હસ્યો. તનમને મસ્તીના આવેશમાં હસતાં હસતાં તેની ટોપી દૂર ફેંકી દીધી.

"લે ચાલ હવે ઘરમાં."

તનમન એકવાર લલિત તરફ જોઇ દુર્જય હાસ્ય કરી બંગલા તરફ દોડી ગઇ. થોડેક દૂર ગયા પછી ઉભી રહી તે બોલી:

"ચાલની લલિત ! ટોપી કેમ ધૂળમાં ફેંકી દીધી ? નાનો કીકો છે કે હજુ ?"

લલિતને તનમનના સ્નેહાળ–મસ્તી ભર્યા ચાળાથી એવો અપૂર્વ આનંદ થયો કે જે આનંદ આગળ જગતની શહેનશાહતો તેને તૃણવત્ લાગી.

# પ્રકરણ ૧૧ મું.

## વિદાય.

ત્રણ ચાર દિવસ વહી ગયા. વીણા સાસરે ગઇ હતી. હજુય તેને શ્વસુર પક્ષમાં તેની વિધવા નણંદ મણી લાડમા ને લાડમાં રાખતી હતી એટલે લગ્નમાં મઝા છે, આનંદ છે, એમ તેના નાદાન હૃદયે માની લીધું હતું. તેની દિલગીરી એ હતી કે તેને અર્થદાસનું મ્હો ગમતું ન્હોતું. અર્થદાસ તેને બોલાવતો નહિ, તે પણ તેની સાથે વાત કરતી નહિ; છતાં કોઇ કોઇવાર અર્થદાસ વીણાના સુંદર વદન તરફ પોતાની બીહામણી આંખો તાકી વિકૃત હાસ્ય કરતો. વીણા આ હાસ્ય જોઇ ગભરાતી. તેનો અર્થદાસ પ્રત્યેનો અભાવ વધતો જ જતો. લગ્ન એટલે સારૂં સારૂં ખાવું—પહેરવું ઓઢવું—મણી બેન સાથે કંઇ કંઇ વાતો કરવી, ખિલખિલ હસી પડવું-મહારાજને મંદિરે બની ઠનીને દર્શને જવું અને ત્યાં પેંડા ને ઠોરનો પ્રસાદ ખાવો—એવું જ તેણે માન્યું હતું. વસ્તુતઃ લગ્નનો અર્થ જો તેની વ્યાખ્યા જેવોજ થતો હોત તો તેને તેમાં આનંદ હતો. પણ બે ચાર દહાડામાંજ તેને મા· લૂમ પડી ગયું કે લગ્નની તેની વ્યાખ્યા અધૂરી છે. આજથી ચાર પાંચ દિવસ પૂર્વે જે ફારસ ભજવાયો હતો તેનું નામ લગ્ન ક્રિયા હતું. એ ક્રિયામાં ધર્મબંધન હતું. એ ધર્મ બંધન જીવનભર તૂટે તેમ નથી અને અર્થદાસ તેનો જીવનભરનો માલીક છે એ વાત તે હજુ પૂરેપૂરી સમજી ન્હોતી: પણ મણીએ એટલું તો તેને સમજાવી દીધું હતું કે હવે તેને આખી જીંદગી અર્થદાસ સાથે ગાળવી પડશે. આ વાત બાળાને ગમી નહિ. અર્થદાસ તેનો વર છે એ વાત ખરી; પણ તેને ન ગમે છતાં તે તેને પોતાની સાથે જીંદની સુધી રહે—

વાની બલજબરી શા માટે કરે તે બાપડી વીણા સમજી શકી નહિ. એક અણુગમતું રમકડું તેને મળ્યું પણ એ રમકડાની તે ગુલામ બની છે અથવા બનવાની છે એવી જો તેને ખબર હોત તો તે એ વિકૃત રમકડાં તરફ—અફીણી અર્થદાસ તરફ ભૂલે ચૂકે પણ ઝાંખીને ન જોત.

ગામમાં ને ગામમાં જ સાસરૂં હોવાથી તે દિવસમાં એક બે વાર દીવાળી પાસે દોડી આવતી. હજુ જીવનની ગંભીરતા-લગ્નનો મર્મ—તે સમજી ન્હોતી એટલે તે વિષે વિચાર પણ કરતી નહિ અને તેથી હમ્મેશાં આનંદી જણાતી; પણ તેનું આનંદી વદન જોતાં વાર લલિતના દીલમાં ભડકો થતો. તે ઘણી વાર વીણાના જીવનનો વિચાર કરતાં રહી પડતો.

" વીણા ! તને અર્થદાસ સાથે આખી જીંદગી સૂંવી ગમશે ?—" એક દિવસ લલિતે તેને પોતાની પાસે બોલાવી પૂછ્યું.

" એમ શું પૂછો છો મોટા ભાઈ! મને તો એ વાંદરાનું મ્હો પણ ગમતું નથી—" કહી વીણા ખડખડ હસી પડી.

" એમ નહિ બોલીએ, બહેન ! તે તારા વર છે. તારા શરીર અને આત્માના હિંદુ સંસારના રિવાજ પ્રમાણે માલીક છે-" તેનો સ્વર ગંભીર થયો.

" એટલે શું ? મને સમજ નથી પડતી, મોટાભાઈ !—"

" તને ક્યાંથી સમજ પડે, મીઠી ? તું હજુ નાદાન છે. તારી હોંસ–તારી આશા–તારા મનોરથ–બધું ય ધૂળમાં મળી જશે. બહેન! તારા લગ્ન એની સાથે થયા ત્યારથી આપણા રિવાજ પ્રમાણે તારે

હવે અર્થદાસ સાથે હમ્મેશાં રહેવું પડશે. એની દરેક મરજી સાચવવી પડશે. એની બહેન મણીના ચાકરડી પેઠે જીંદગી ગાળવી પડશે અને તેના બદલામાં એ તને દિવસમાં બે ટંક ભોજન આપશે. વર્ષે ચાર પાંચ લૂગડાં ફેંકશે. થોડાંક અલંકારો પહેરાવશે અને તું એના વિલાસના પૂતળી બની રહેશે......" લલિતના વદનપર શોકને લીધે મ્લાન છટા આવી. હજુ વીણા બરાબર સમજી નહિ. પણ અર્થદાસ સારો માણસ નથી એવી તો તેની ખાત્રી થઈ ગઈ.

"બહેન! તું મારૂં કહ્યું માનીશ?"

"હા મોટાભાઇ!"

"આપણા રાયજી છેની..."

"હા..."

"તેમની તનમનને તું ઓળખે છે?"

"હાસ્તો વળી! એને તો હું કોઇ કોઈ વાર 'તનમનીયો' કહી ખીજવું છું..."

લલિતને 'તમમનીયો' સાંભળી હસતું આવ્યું.

"વારૂ. ત્યારે તું તનમન પાસે રોજ જજે અને એ જે શીખવે તે શીખજે."

"બા ના કહેતો?"

"બા શા માટે ના પાડે?"

"હું પહેલાં તનમન બહેન સાથે રમવા જતી ત્યારે બા કહેતી કે એ તો તોફાની ગોધી છે..."

લલિતે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"પણ તમે કહો તો જાઉં, મોટાભાઇ! બાને એ વાત જાણવા જ નહિ દઉં..."

"વીણા! તું તનમન પાસે જશે કની તો એ તને એવું એવું શીખવશે કે તું આખો દહાડો હરવાજ કરશે—"

"એમ? ત્યારે તો જરૂર જઇશ."

તેજ દિને સાંજે લલિતે તનમનને વીણાની સોંપણ કરી.વીણા બે ત્રણ ગુજરાતી ચોપડી ભણી હતી. તનમને તન સુંદર ગીતો શીખવવાનું, કનૈયાની બંસરી સંભળાવવાનું અને પૃથ્વીપર સ્વર્ગ ઉતારવાની ચાવી બતાવવાનું લલિતને વચન આપ્યું. તે પળથીજ વીણા તનમનની સખી બની–શિષ્યા બની. તે તનમનની ભક્ત જ થઇ ગઇ. પહેલે જ દિવસે તનમને તેને એક એવું સુંદર ગીત શીખવ્યું કે વીણા તેથી ગાંડી ગાંડી થઈ ગઇ. તે ઘેર ગઇ ત્યારે પણ તનમને શીખવેલું ગીત ગણગણતી જ ગઇ. ઘેર આવી. દીવાળીને ઘર કામમાં મદદ કરવા લાગી. ત્યારે પણ તે ધીમે સ્વરે લલકારતી હતી:

> "ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ!
> મોંઘા મૂલો છે મારો વીર જો!
> ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ!
> \+ \+ \+ \+
> એક તો સુહાગી ગગન ચાંદલો રે લોલ!
> બીજો સુહાગી મારો વીર જો!
> ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ!"*

*રા. ન્હાનાલાલ.

લલિતને કાને આ ગીત અથડાયું. તે જરા મલકાયો. તેની તનમન બધાપર જાદુ કરી શકે છે એવી તેની ખાત્રી થઇ. જરા અભિમાન પણ આવ્યું. પણ તેજ પલે વીણા તનમનના સહવાસમાં જીવનનું સાચું રહસ્ય સમજશે તો અર્થદાસ સાથે શી રીતે જીવી શકશે એ વિચારથી કમ્પી ગયો. જ્યાં પાશવતાનો વ્યાપાર ચાલતો હોય અને ધર્મને નામે કુસુમ કલિઓના હોમ થતા હોય ત્યાં અજ્ઞાનતા એક રીતે આશિષ રૂપ થઇ પડે છે અંધકારમાં વસનારને પ્રકાશનું અસ્તિત્વજ નથી એવી જ્યાં સુધી ખાત્રી હોય ત્યાંસુધી વિશેષ શોક થતો નથી. જગત્ અંધકારમય જ છે—જ્યોતિ ઇશ્વરે સરજી જ નથી એમ માની દિવસ પૂરા કરે છે; પણ એકવાર દિવ્ય પ્રકાશના દર્શન થયા પછી જો તેને અંધકારમાં રહેવાનો પ્રસંગ આવે તો તેની દશા કરૂણ થઇ પડે છે. વીણા ગૃહિણી ધર્મ તો જાણતીજ ન્હોતી. જીવન એટલે શું? તેની પણ તેને ખબર ન્હોતી. અર્થદાસનું તેનાપર કેટલું સ્વામિત્વ છે તેનું બાળાને ભાન ન્હોતું. પણ તનમનની શિષ્યા બની તનમનના સંસ્કારથી જો તે જીવનનું રહસ્ય સમજી જાય, હિંદુ સમાજના જૂલમથી—તેની ક્રૂરતા તથા પાશવતાથી પરિચિત થઇ જાય અને પ્રભુના આદેશ—લગ્નના સુન્દર લ્હાવા તથા સાચા જીવનનું તેને ભાન થઇ જાય તો પછી અર્થદાસ સાથે તે શી રીતે જીવી શકશે? આ પ્રશ્ન લલિત માટે ભયંકર થઇ પડ્યો.

ત્યારે શું તેને અંધારામાંજ અટવાતી રહેવા દેવી? તેને તેની સ્થિતિનું ભાન કરાવવાની શું તેની પવિત્ર ફરજ નથી? વીણા તનમન

પેઠે કુદરતની–કલા અને સૌન્દર્યની ભક્ત બને તે શું ઇચ્છનીય નથી ? શું તેને ગુલામગીરીમાંજ સડવા દેવી ? અર્થદાસ તેને પાશવતાની ચક્કીમાં પીસી નાખે અને તે અજાણપણે છૂંદાઇ જઇ ગુલામીમાં જ જીવન પૂરૂં કરે તેના કરતાં એ પાશવતાની સામે ઝઝુમવાની શક્તિ તેનામાં ઉત્પન્ન કરવાનું શું તેનું કર્ત્તવ્ય નથી ? આવા આવા સવાલો તેના અંતરમાં તોફાની તરંગો જન્માવવા લાગ્યા. અંતે વીણાને અજ્ઞાન નજ રાખવી એવા નિશ્ચયપર તે આવ્યો.

" બ્હેન ! ..." તેણે વીણાને પાસે બોલાવી, તેના માથાપર વ્હાલથી હાથને ફેરવતાં કહ્યું:

" તનમને તને શું શીખવ્યું ? "

" મોટાભાઇ ! સાચું કહું તનમન બહેન બહુજ ભલાં છે. મને બહુ વ્હાલાં લાગે છે. એમને બહુ મઝાનાં ગીતો આવડે છે, મોટાભાઈ ! "

" હા. એને બહુ સુન્દર ગીતો આવડે છે. બહેન ! તું દરરોજ એની પાસે શીખવા જશે ને ? "

" હા, હવે મણી બહેન સાથે મંદિરમાં જવાનું મને નથી ગમતું. ત્યાં ગીતો તો ઘણા બેરાં ગાય છે પણ જાણે ભેંસો બરાડતી હોયની એવું લાગે છે. " કહી વીણા ખડખડ હસી પડી. લલિત પણ હસ્યો.

" વીણા ! હું કાલે મુંબઇ જવાનો છું. બે ત્રણ મહિના પછી પાછો આવીશ. તે વખતે તારે તનમન જેવાં થઇ જવું જોઇએ હો ! તારી મણી બ્હેન સાથે મંદિરમાં કદિ પણ ન જતી. ત્યાં પ્રભુનો

નિવાસ નથી. ”

“ કેમ ? મોટાભાઇ ! ઠાકોરજી તો છે ને ? ”

“ હા. ઠાકોરજી છે. અને જેમની તેમનાપર પવિત્ર શ્રદ્ધા છે તેમને માટે તે પ્રભુજ છે. બ્હેન ! પણ હમણાં હમણાં એ દેવમંદિરો પાપમંદિર બની ગયાં છે. તારે જો ખરા કૃષ્ણચંદ્રને જોવા હોય તો તનમન પાસે જજે તે તને પ્રભુની ઝાંખી કરાવશે, કનૈયાની બંસી સંભળાવશે. ”

“ એ બધું તનમન બ્હેન કેવી રીતે શીખ્યાં હશે ? ”

“ એનાં માતપિતાએ એને શીખવ્યું. ”

“ મને કેમ બા શીખવતી નથી ? ”

“ કારણ કે બાને જ કાંઇ આવડતું નથી ”

“ ખરી વાત. બાનેય સારાં ગીતો નથી આવડતાં. હું તમારા કહેવા પ્રમાણે રોજ તનમન બહેન પાસે જઇશ મોટાભાઈ ! —”

“ શાબાશ ! હવે તું મારી બહેન ખરી ! ચાલ, રાયજીને ત્યાં.”

ઉભય રાયજીને ઘેર ગયાં. રાયજી, તનમન અને ગંગા બંગલાના ઓટલાપર બેઠાં હતાં. લલિત અને વીણાને જોઇ ત્રણેનાં વદન મલક્યાં.

“ ગુલાબરાયજી ! હું કાલે મુંબઈ જવાનો છું.” લલિત એક ખુરશીપર બેસી બોલ્યો.

“શું કાલેજ જશો?” તનમન બોલી. તેનો સ્વર સહેજ કમ્પ્યો.

“ હા. ત્રણ મહિનામાં મારી ટર્મ પૂરી થઇ જશે. પછી અહિંયાજ રહેવાનો છું. તનમન ! વીણાને ભણાવવાનું હું તમને સોંપું

શું. " લલિતનો સ્વર પણ જરા કરૂણ થયો.

" તેની તમે ચિંતા ન કરો. હું વીણાને મારી સગી બ્હેન જેવી ગણી ત્રણ મહિનામાં તો એવી બનાવી દઈશ કે તમેય જોઈ રહેશો ! " તનમન હસી. એ હાસ્યે લલિતને જાદુઇ પ્રોત્સાહન અર્પ્યું. તેના મુખપર પણ સ્મિત ફરક્યું.

"ચાલો આજે આપણે ત્રણે જણ ફરવા જઇએ." તનમન બોલી.

" હા. જાઓ. કાલે તો બન્ને મિત્રો વિખૂટાં પડશો. " ગુલાબરાયજી બોલ્યા.

તરતજ તનમન વીણાનો હાથ પકડી ઉભી થઇ. લલિત પણ ઉઠયો.

ત્રણે રોહિણી નદિને કિનારે ફરવા ગયાં. પવિત્ર ભાવે ચમ્પાના વૃક્ષ નીચે ઉભાં. તનમનને લલિતે ફૂલો ચૂંટી આપ્યાં. અનેક રમણિય સ્મરણો તાજાં થયાં. માર્મિક વચનો લેવાયાં અને દેવાયાં. વીણાને હવે એમ લાગતું હતું કે તે આજ સુધી જીવતી હતી તે ખરૂં જીવતર ન્હોતું. ખરૂં જીવન તો તનમન જીવે છે તે છે. મનમાં ને મનમાં તેણે તન મનનો કૃતજ્ઞભાવે આભાર માન્યો.

" ચાલ તનમન ! હવે ઘેર જઇએ......" થોડીવાર પછી લલિત બોલ્યો:

" હા. ચાલ. વીણાની ચિંતા કરીશ નહિ. ને આમ જો ! લલિત ! અભ્યાસમાં ખલલ પડવા દેતો નહિ..."

" તારૂં સ્મરણ..."

" મારા સ્મરણથી તારા અભ્યાસમાં ખલલ થાય એ સ્મરણ

જ ખોટું. એવા સ્મરણની હું ભૂખી નથી, લલિત! હું તને હૃદય-મંદિરમાં દેવ પેઠે પૂજી રહી છું છતાં મારા કર્ત્તવ્યમાં ચૂકતી નથી. ”

“ ખરૂં. તું સાચું કહે છે. તનમન ! પણ મીઠી! પાછાં ક્યારે મળશું ? ”

“ તે હું કંઈ ન્હાસી જવાની છું કે ? લલિત! આપણી મિ-ત્રતા અતૂટ-આપણો પ્રેમ અનંત! તેને કોણ તોડી શકે ? આવી અધીરતા કેમ બતાવે છે ? મીઠા !......”

આ વખતે વીણા એકલી રોહિણીના કિનારાપર આમથી તેમ દોડતી હતી. તનમન અને લલિત તેમનાં માનીતાં ચમ્પક વૃક્ષ નીચે ઉભાં હતાં. એ સ્થળ ઉભય પ્રેમીઓને સ્વર્ગના દર્શન કરાવતું. ત્યાં તેમની પ્રથમ સ્નેહગ્રંથિ બંધાઈ હતી. ત્યાંજ-એજ ચમ્પક વૃક્ષ નીચે લલિતે તનમનના અધરપરનો અમીરસ પહેલીવાર પી સ્વર્ગિય લ્હાવો લીધો હતો. આ સ્થળ પ્રેમીઓને કેટલું બધું રમણિય, કેવું મોહક અને કેટલું આલ્હાદજનક લાગતું હશે તેની કલ્પના અનુભવ વિના આવે તેમ નથી.

“તું ખરૂં કહે છે મીઠી! ” કહી તનમનને લલિતે ચુમી લીધી. તનમને પણ સામા ચુમ્બનથી પ્રિયતમને ઘેલો બનાવ્યો.

“ લે ચાલ હવે. ડાહ્યો થા, લલિત ! રસના ચટકાં હોય-કુંડા નહિ. સમજ્યો ? ” વદનપર અજેય સ્મિત ફરકાવી તનમન બોલી:

“ એ ખરૂં હશે કદાચ. પણ તનમન! હું તારી સમક્ષ હોઉં-છુંની ત્યારે એવું કાંઈજ સમજતો નથી. ફક્ત તારૂં દિવ્ય વદન અવ-લોક્યા કરૂં, તારા વીણારવ સમા મધુર ટહુકા સાંભળ્યા કરૂં, તારાં

પ્રેમઘેરાં નયનોમાં આંખો પરોવી સ્વર્ગ મોંઘો આનંદ લૂંટયા કરૂં, એ સિવાય મને બીજું કાંઈજ સૂઝતું નથી. અને વ્હાલી ! એ આનંદ આગળ શું જગતની શહેનશાહત—અરે! સ્વર્ગનું સિંહાસન પણ ફેંકી દેવા જેવું નથી જણાતું ?"

"ચાલો, હવે તારી બટાઇ શરૂ થઇ પાછી ! તું પેલા બાણભટ્ટનો કાંઇ સગો થાય છે કે લલિત ?" તનમન મસ્તીભર્યા સ્વરે બોલી. તેની આંખો પ્રેમના નીશાથી ઘેરી થઇ હતી.

"હું તો બાણભટ્ટનોય સગો નથી ને કાલિદાસ સાથેય મને કાંઇ સંબંધ નથી. તનમન ! જો હું કવિ હોઉં તો મારી તનમનનો—સગો હોઉં તોય તારો—ને સખો તથા સ્નેહી પણ આ રાયજીની જાદુગરી કન્યાનો......"કહી લલિતે મસ્ત હૃદયે તનમનના મોહક ગાલપર ધીમો તમાચો માર્યો.

"તે રાયજીની કન્યા એમ રસ્તામાં નથી પડી. સમજ્યા લાલાજી!......"

"મેં કયાં કહ્યું કે તે રસ્તામાં પડી છે ? એ જાદુગરી રાયજીની કન્યા તો મારા હૃદયમંદિરમાં મારી આરાધ્ય દેવી થઇ પડી છે..."

"હવે તને તે કેમ પહોંચાય ?...તું બહુ મીઠાબોલો છે... લલિત !..."

લલિત કાંઇ બોલ્યો નહિ. ફક્ત હસ્યો. બન્ને એકપલ આંખમાં આંખ પરોવી ઉભાં રહ્યાં. ઉભયનાં દીલમાં મસ્તી ઉછળી રહી. અને એ મસ્તીના પ્રભાવે લલિતે તનમનના અમી ભર્યા અધરપર પોતાના ઓઠ દાબી દીધા. તનમન પણ બે ચાર પળ સૂધી પ્રિયતમને

વળગી રહી.

" લલિત !..." પ્રિયતમથી અળગી થઇ તનમન બોલી:

" મીઠા ! વ્હેલો આવજે હો......"

"કેમ ? હવે તું અધીર થઇ ? મને શિખામણ આપતી'તીને ?" તનમનનું મ્હોં દયામણું થયું.

" તું મારાપર પત્ર લખીશને ?" તેણે પુનઃ પૂછ્યું.

" શા માટે ન લખું ? તનમન ! તું તો મારી જીવન સહચરી. શું તનેજ ભૂલી જઇશ ?"

તનમન પુનઃ આનંદમાં આવી. ઉભયે પુનઃ એકમેકને વચનો આપ્યાં—લીધાં. કંઇ કંઇ ગાંડીઘેલી વાતચીત કરી. અને વાંચનાર ! પ્રેમીઓની વાતોમાં જ્યારે દિવાનાપણાની મસ્તી હોય છે ત્યારેજ તેમાં અગમ્ય આનંદ આવે છે તેનો સ્વર્ગમોંઘો અનુભવ તો તનેય છેને ?......

" વીણા !..." તનમને બૂમ પાડી.

દોડતી વીણા આવી પહોંચી અને ત્રણે જણ ગપ્પાં મારતાં—મશ્કરી કરતાં—ઘર તરફ જવા લાગ્યાં.

" કાલે જાય ત્યારે મળી જજે હં લલિત !—" બંગલા પાસે આવી બાગમાં દાખલ થતી વેળા સ્મિતભર વદને, પ્રેમાળ સ્વરે લલિત તરફ જોઇ તનમન બોલી.

" જરૂર આવીશ, મીઠી !" લલિતે કહ્યું.

" ને વીણા ! હવે તું તો મારી શિષ્યા થઇ. રોજ આવવાનું હો મીઠી !—"

વીણાએ દરરોજ આવવાનું વચન આપ્યું. વીણા અને લલિત અદ્રશ્ય થયાં ત્યાંસૂધી બાગના દરવાજા પાસે તનમન તેમના તરફ સ્નેહભીનાં નયને જોતી ઉભી રહી.

## પ્રકરણ ૧૨ મું.

### મુંબઇ.

મુંબઇ ! ગરિબોનાં અંતરની ઉંડી હાયથી બળી જતું મુંબઈ ! પાપ, દગા, પ્રપંચ, ખૂન, ચોરી, જુગાર અને વ્યભિચાર પર જીવતું મુંબઇ ! લીમીટેડ કંપનીના ડાયરેક્ટરોના છળ પ્રપંચથી ફસાતા કંગાળ ગરિબોના નિશાસાથી વાતાવરણને કરૂણ બનાવતું મુંબઈ ! પ્રજાને દરરોજ જૂઠાણાંઓની પ્રસાદી આપતાં સુધરેલા ધાડપાડુઓ–વર્ત્તમાનપત્રોની દાંભિક અને પેટભરૂ નીતિથી ત્રાસી રહેલું મુંબઇ ! ઉંટવૈદ્યોની જાહેરખબરો પોતાના પત્રમાં છાપી હજારો ભોળા લોકોને ઠગનારાં વર્ત્તમાનપત્રોને નીભાવી પ્રજાને અસત્ય અને પાપને પંથે દોરનાર મુંબઇ ! શ્રીમંતોના નિવાસવાળા રસ્તાઓને સ્વચ્છ કંચન જેવા રાખી ગરિબોને અંધારા–ગંદા–ઝેરી લત્તામાં કેદ પૂરી અનેક ઝેરી રોગોના ભોગ કરી હજારો મનુષ્યોના પ્રાણ લેવા છતાં હિન્દુસ્થાનના જાહોજલાલીભર્યા શહેરમાં ખપવાનો શયતાની દાવો કરતું મુંબઇ ! નીચ દગાખોર વૃત્તિથી, ગરિબોના લોહી ચૂસીને, પ્રભુની સૃષ્ટિમાં શયતાનોની સત્તા ઝમાવી પૃથ્વીને જીવંત નર્ક બનાવનાર શ્રીમંતોની ગગનચુંબિત હવેલીઓના શિખર પરથી અસંખ્ય મુફલેસોના ઉન્હા નિઃશ્વાસ સ્વર્ગમાં પહોંચાડનાર મુંબઇ ! મીલોના ભયંકર ભૂંગળાઓના ધુમાડાદ્વારા ગુલામગીરીમાં પીસાતા અરધે પેટે જીવતા રંક કામદારો તથા તેમના કુટુંબીઓના દીલની હાયવરાળ બહાર કાઢતું મુંબઈ ! રંક મજુરને મહિને પાંચ રૂપિયા વધુ આપતાં

અર્થશાસ્ત્રના સિદ્ધાંતોની યાદ આપતા પણ વેશ્યાઓના નાચગાન અને શયતાની અયશઆરામ પાછળ લાખો રૂપિયાનો ધૂમાડો કરનાર શ્રીમંતોની અલકાપુરી મુંબઈ! પ્રત્યેક પ્રજાકીય ચળવળનું પોકળ નેતૃત્વ સ્વીકારનાર મુંબઇ ! જાહેર સભામાં દારૂનિષેધ વિષે બાંગ મારી ઘેર જતાંજ બાટલીનો બુચ ખોલનાર–આત્મશુદ્ધિ વિષે વિવેચન કરતાં છાતી ફાડી નાંખવા છતાં અહર્નિશ અનીતિની ગંધાતી ગટરમાં જીવન પૂરૂં કરનાર–જાહેર પ્રજાના નેતાનો દંભ કરી પ્રજાકીય ફંડો-માંથી—દુકાળ અને ગોરક્ષાના ફંડોમાંથી–પૈસા હોઈયાં કરી જઇ પોતાના પાપી પેટ ભરનાર–સ્વતંત્રતા અને આત્મનિર્ણયપર નવ નવ ગજના લેખો લખી, પ્લૅટફૉર્મ પર સેંકડો ભાષણો આપી પોતાનાજ નોકરોને ગુલામગીરીની ક્રૂર ઘંટીમાં દળી નાખનાર–ધર્મધુરંધર સના-તની ગણાવાનો દાવો કરી, છપ્પન ટીલાં ટપકાં કરી દિવસમાં દશ વખત મંદિરમાં જઇ બીજી બાજુએ અનેક જાતના કાળાં ધોળાં કરનાર–ગમે તેવી નીચ જાળો બીછાવી પૈસા કમાઇ ધર્મિષ્ઠ ગણાવાને તથા પોતાનાં કાળાં કુકર્મોનો છાતીપરનો ભાર હલકો કરવા માટે બે પાંચ હજાર ધર્માદા ફંડોમાં ભરી દાનવીર ગણાનાર—પોતાના ક્ષુલ્લક સ્વાર્થ માટે અનેક નિર્દોષોના ગળાં રહેંસી નાખનાર માનવશય-તાનોને તેમની તિજોરીમાં ગરિબ પ્રજાના હાથમાંથી ખૂંચવી લીધેલાં નોટોના થોકે થોક ભરેલાં છે તેટલા માટેજ 'આબરૂદાર' ગણી માન આપનાર મુંબઇ! પિશાચોની પિશાચ લીલા જોવી હોય, જગતમાં શયતાન પોતાની જાળ કેવી રીતે બીછાવે છે તે જાણવું હોય, પ્રજા હિતને નામે, ધર્મને નામે, લોકમતવાદની સ્થાપના માટે ચાલતી

રાજકીય ચળવળોને નામે, મહા પુરૂષોના અનુયાયી બની પોતાના સ્વાર્થ સાધનાર દામ્ભિકોના શેતરંજના ખેલ જોવા હોય તો મુંબઈ આવો ! મુંબઇ સર્વને એક એવો નાટક બતાવી રહ્યું છે કે જે નાટકની રંગભૂમિપર પ્રવેશે પ્રવેશે શ્રયતાની પાત્રોના દર્શન થાય છે અને દૈવી પાત્ર તો જવલ્લેજ જણાય છે !

આ મુંબઇના ચર્નીરોડ સ્ટેશન પર લલિતકુમાર ઉતર્યો. સ્ટેશનપર ઉતરતાં વાર તેને હિન્દુસ્થાનની અલકાપુરી કહેવાતા આ દોઝખી નગરની સ્વાર્થી ધાંધલનો ઝેરી સ્વાદ અનિચ્છાએ પણ ચાખવો પડયો. પ્લૅટફૉર્મ છોડી રસ્તાપર આવતાંજ અનેક કરાળ કાળ સમી મોટરોના કર્ણભેદક અવાજો સંભળાવા લાગ્યા. લલિત પાસે વધારે સામાન ન્હોતો. એક નાની ટ્રંક હતી તે હેલકરીને માથે ચઢાવી રાજેશ્રી ઘર તરફ આવવા લાગ્યા.

ઠાકોરદ્વારથી આવતાં અચાનક તેની નજર એક ત્રણ માળના ઘરના પહેલા માળની પર બારી પડી. તે ચકિત થયો. બારી આગળ એક તરૂણ સ્ત્રી બનીઠનીને ઉભી હતી. આ જ સ્ત્રીને તેણે મૅજીસ્ટ્રેટની કોર્ટમાં જોઇ હતી. તેને એક અઠવાડિયાની કેદની સજા આત્મહત્યા કરવાના પ્રયાસ માટે થઇ હતી. તે વિધવા હતી—ગર્ભવતી થઇ હતી—સમાજ જેને 'નીતિ' કહે છે તેની મર્યાદા એ બાઇએ તોડી હતી. આ સ્ત્રી કેદમાંથી છૂટયા પછી તેને કોઇ આ સ્થળે લાવ્યું હશે એવી લલિતે તુરતજ કલ્પના કરી. તે જાણતો હતો કે તે ઘર વેશ્યાનું હતું. આખરે એ બિચારી વેશ્યા થઇ. સમાજે જેને પોતાની કરવાની ના પાડી, જેને અસ્વાભાવિક બંધનોથી

જકડી જેના જીવનને સમાજે કચડી નાખ્યું તેની અંતે આવી ભયંકર દશા થયલી જોઇ લલિતના હ્રદયમાં એવી મર્મઘાતના થઇ કે જેથી જાણે રૂંવે રૂંવે કોઇ ભાલા ભોંકતું હોયની એવું તેને લાગ્યું. તેજ સમયે ઉપર જઇ તપાસ કરવાની તેને ઇચ્છા થઇ; પણ બીજી પળે કાંઇ વિચાર આવતાં તેણે આજે એ વાત પડતી મેલવાનો વિચાર કર્યો.

વીણાના લગ્નના પ્રારંભથી તે ઉશ્કેરાયલોજ હતો. અર્થદાસે વીણાના જીવનની એક ઘાતકી પ્રથાને લીધે હોળી કરી મૂકી હતી. એ ભયંકર લાહ્યમાં વીણા તો ભવિષ્યમાં વખત આવ્યે ખાખ થશે; પણ લલિત તો અત્યારથીજ બળી જતો હતો. પેલી વિધવા બાઇને વેશ્યાખાનામાં જોઇ તેનું લોહી વિશેષ ઉકળ્યું. તેનું મગજ ભયંકર જ્વાલાથી ખદખદવા લાગ્યું.

યંત્રવત્ તે હેલકરીની પાછળ પાછળ જતો હતો. ' એ વિધવા થઇ. એનો ગુન્હો એ કે એનો પતિ મરી ગયો. વિધવા એટલે દુનિયાથી પર ! દુનિયાના વૈભવવિલાસો-જીવનની મઝા-જગતના લ્હાવા-બધા તેને માટે વર્જ્ય ! તે કાળા મ્હોની-અપશુકનીયણ ! આહ ! અન્યાયની-જૂલમની-શયતાનીયતની પરાકાષ્ઠા આથી તે વિશેષ કેવીક હશે ? એ યુવાન થઇ-સુન્દર થઇ-મોહક બની-એક પુરૂષના પ્રેમમાં પડી-કુદરતના નિયમને અધિન થઇ-ગર્ભવતી બની-અને ગર્ભપાત કરતાં-બાલહત્યાનું ઘોર પાતક વ્હોરતાં ડરી માટે સમાજે તેનો બહિષ્કાર કર્યો ! તેથીજ તેનો હીચકારો પ્રેમી તેને તજી ગયો ! તેથીજ તે દુનિયાના જૂલમોથી કંટાળી દરિયામાં પડવા ગઇ

અને કાયદાએ પણ તેને સજા કરી ! ઓ પ્રભુ ! શું તારાં આવાં વિધાન છે ? શું તું આવી ક્રૂરતા–આવા અમાનુષી છળ–આવી જૂલમી પ્રથા પસંદ કરે છે ? નહિ. કાલિંદીતટ પર પ્રેમભીની બંસરીના જાદુઈ સૂરથી વિશ્વને પ્રેમની લગની લગાડનાર કૃષ્ણ ! તું આવો નિષ્ઠુર હોય એમ મારાથી મનાયજ કેમ ? તને સજા કરવાનો નહિ; પણ માફી બક્ષવાનો શોખ છે. તું પતીતોને તારે–ઉદ્ધારે. તું મરેલાને મારે છે એમ મારાથી કેમ મનાય ? તું ગબડેલાને વધુ નીચે ગબડાવે એ સંભવિતજ નથી. તું તો ગુન્હેગારોને ક્ષમાદાન દઇ પુનઃ પુનઃ તારે આંગણે આવવાને વ્હાલભર નિમંત્રણ દઇ રહ્યો છે. આ બધી ઝુહાકી–આ બધી ઘાતકતા–આ બધા અન્યાયો અને દુષ્ટતા માનવીઓનાં ! અરે ! માનવ સ્વરૂપમાં પશુ બનેલા–પશુથીય ખરાબ બનેલા દૈત્યોનાં...ગરિબ બિચારી ! જો એને સમાજે પુનર્લગ્નની છૂટ આપી હોત તો એ છૂપો પ્રેમ શા માટે કરત ? જો એને યોગ્ય વયે યોગ્ય પતિને એના માબાપોએ પરણાવી હોત તો એ વિધવા પણ શી રીતે થાત ? એ ગર્ભવતી થયા પછી પણ સમાજે જો એના તરફ જરા દયાની નજરે જોયું હોત તો તે આપઘાત કરવા શા માટે જાત ? આપઘાત કરતી એ પકડાઇ–કેદમાં જઇ આવી. પછી ? પછી સમાજે પોતાના દરવાજા તેની સામે સદાને માટે બંધ કરી દીધા. એ વિધવા–પતીત–નીચ–દુષ્ટા–હીન મનાઇ ! આવી દશામાં તે સમાજ માટે અસ્પર્શ્ય થઇ પડી. અસ્પર્શ્ય એટલે નિરાધાર ! નિરાધાર એટલે રખડતી–રઝળતી–કંગાળ–મુફલેસ ! એને કોઇનો આધાર નહિ. એનું કોઇ બેલી નહિ. એની

ન કોઇને દયા ને ન કોઇનો આશરો. આવી હાલતમાં એ શું કરે ? સમાજ તો 'પૂણ્યશાલી' ઓની બનેલી એટલે આ બિચારી પતીતને કોણ સંઘરે ? એને કોઇ વેશ્યાએ સંઘરી–તેને આશ્રય આપ્યો અને એને વેશ્યા બનાવી. હવે સમાજના આબરૂદાર, માનવંત, કુળવંત, શ્રીમંત બધાય એને ત્યાં થનગન થનગન નાચતા જશે. એ જેમ નચાવશે તેમ નાચશે. એ પાશે તેટલું પાણી પીશે. એના બોલને વેદવાક્ય માનશે. એ મનુષ્ય હતી ત્યારે સમાજે એનો બહિષ્કાર કર્યો. એ મનુષ્ય મટી પશુ બની ત્યારે સમાજ જેને 'ખાનદાન' કહી સો સો સલામ ભરે છે તેઓ એના ગુલામ બનશે. અને આમ હોવા છતાં દુનિયાના દોઢડાહ્યાઓ કહે છે કે આપણે પ્રગતિ કરીએ છીએ. ઓ પ્રભુ ! બચાવ–બચાવ તારાં બાળકોને આ શયતાની જાળમાં સપડાતા !......" પેલી પતીત સ્ત્રીને જોયા પછી આવા વિચારો લલિતના મગજમાં ઘૂમવા લાગ્યા. તેનું મગજ ચકરાઇ ગયું. દુનિયા ચકર ચકર ફરતી હોય એવું લાગ્યું. એટલામાં ભૂલેશ્વરનો ત્રીજો ભોઇવાડો પણ આવી પહોંચ્યો. તેની ચાલી પણ આવી. પહેલે માળે પાષાણના યાંત્રિક પૂતળા પેઠે હેલકરી સાથે તે ગયો. ખોલી ઉઘાડી બતી કરી હેલકરીને પૈસા ચૂકવી તે પોતાની માનીતી આરામ ખુરશીપર પડ્યો અને તરતજ સિનેમાની ફીલમની પેઠે સમાજના વિધવિધ જૂલમનાં દશ્યો તેની નજર સામેથી પસાર થવા લાગ્યાં.

" તનમન !......" તે ધીમે સ્વરે બબડ્યોઃ

" વ્હાલી ! તું આ ઘાતકી જગતમાં શા માટે અવતરી ? અહિંયા તારે માટે સ્થાન નથી. તું જો આ નારકી શહેરની રાક્ષસી

લીલા જુએ તો તારા સ્નેહભીના હૃદયપર કેવો ભયંકર પ્રહાર થાય ? અને પ્રભુ જાણે તારા દૈવી આત્માને પણ જુલમી હિંદુ સમાજ ઠરવા દેશે કે નહિ ? વીણાના જીવનપર તો ગુલામગીરીની મહોર મરાઈ ગઈ. હવે અર્થદાસજ એનો " રસિકવર " નકકી થઇ ચૂકયો. હજાર રૂપિયામાં એ બદમાસે જાણે એક જીવંત પૂતળી ખરીદી ! વીણા મોટી થશે-સમજણી થશે-યોવનવસંતમાં વિહાર કરશે ત્યારે અર્થદાસ સ્મશાનમાં કાંતો ખાખ થઇ ગયો હશે કે સ્મશાનમાં જવાની તૈયારીમાં હશે ! અને એ લાંબો વખત જીવે તોય શું ? વીણા અત્યારથી જ તેને વાંદરો કહે છે. હવે એ વાંદરા સાથે બિચારી એક દિવસ પણ કેવી રીતે જીવી શકશે ? એના કરતાં તો મોત હજાર દરજ્જે વધાર સુખકર છે; છતાં હિંદુસ્થાનની લાખો બાળકીઓ એવા વાંદરાઓને જ આશરે જેમ તેમ દહાડા પૂરા કરે છે. વીણાની દશા ભવિષ્યમાં કેવી થશે તેની પિતાજીએ કલ્પના ન કરી-બા તો વીણાને અર્થદાસની પટરાણી બનાવવા ગાંડી ઘેલી થઇ રહી હતી. હવે એ બિચારી સો એકર જમીનને શું ધોળીને પીશે ? એના દ્રવ્યને શું આગ લગાડવી હતી ? જ્યાં પ્રેમજ ન હોય-કોઇ જાતની સમાનતા ન હોય-મનુષ્યત્વ ન હોય, ત્યાં જીવન ટકે શી રીતે ? ઓ રામ ! આવા રાક્ષસી કૃત્યો કરવા માટે તેં અમારે ગળે જે પરાધિનતાનો ફાંસો નાખ્યો છે તે યોગ્યજ છે. એ-થાય વધુ કરડી સજાને અમે પાત્ર છીએ. ઇસ્ટઇંડિયા કંપનીના જુલમો હજુ અમારા હૃદયને ભીનાં કરવાને અશક્ત નીવડયા છે.

અંગ્રેજોની સ્વાર્થી વ્યાપારીનીતિથી અમારા ખેડૂતો અને મજુરો ભૂખે મરતા થયા છે એ વાત ખરી; પણ તેમને વધુ કંગાળ તો અમારાજ શ્રીમંતો બનાવે છે. અમે બાળમાતાઓનાં ખૂનીઓ છીએ— અમે વિધવાઓના જીવનને ચિરંતન ગુલામગીરીમાં સબડાવનારા ઘાતકી નીરો છીએ. અમને તું આટઆટલી સજા કરી રહ્યો છે તો પણ અમારી આંખની અંધારી જતીજ નથી. અમે એવા નૃશંસ થઇ ગયા છે કે અમારાં શયતાની કૃત્યોમાં અમને ધર્મ જણાય છે. હજારો બહેનો સમાજના ઘાતકી રિવાજોની વેદીપર હોમાઇ વેશ્યા થાય તે સમાજની આંખે દેખી શકાય; પણ વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપતાં મનુસ્મૃતિ આડી આવે—વેદની ઋચાઓ અપવિત્ર થઇ જાય—સનાતન ધર્મ રસાતળમાં પહોંચી જાય. સેંકડો સ્ત્રીઓ પોતાના ધર્મનિષ્ઠ સગાઓની સહાયથી તીર્થ ક્ષેત્રોમાં જઇ બાલહત્યા કરે તેમાં સ્મૃતિનો કોઇ શ્લોક ન નડે—બાલહત્યા કરનાર ખુનીનો સમાજ બહિષ્કાર ન કરે—ફક્ત કાયદો જો પોલિસને ખબર પડે તો પકડે પણ ચાલાકીથી ખૂન કરનારને સમાજ ખુશીથી "કુળવાન–ખાનદાન" નો ઇલકાબ આપે; પણ પોતાના બાળકને પ્રભુથી ડરી જીવંત રાખનાર વિધવાને અને તેને પોતાની પ્રિયતમા માનનાર કોઇ યુવાનને માટે ન્યાતબહારની–સામાજિક બહિષ્કારની જાડી ડાંગ તૈયાર! આ ક્રૂર સમાજ સામે બંડ ઉઠાવ્યા વિના, તેના ઘાતકી રૂઢીદાસોનો અંત લાવ્યા વિના, તેની ભ્રમમૂલક માન્યતાઓનું નિકંદન કાઢયા વિના ભારતનો ઉદ્ધાર ઘણો–ઘણો દૂર છે..." બન્ને હાથોએ માથું દબાવી તે થોડીક વાર મૌન રહ્યો.

" ગમે તેમ થાય, પણ હવે આ સમાજ સામે બળવો કર્યા વિના છૂટકોજ નથી. આવા અન્યાયો ગુપચુપ સહન કરવા તે પાપ છે–પ્રભુનો ગુન્હો છે. તનમન મારે પડખે હોય, તનમન મારી પ્રોત્સાહક સખી હોય, તનમન મારી જીવન મિત્ર હોય તો હું શું ન કરી શકું ?..." તનમનનું નામ ઉચ્ચારતાં તે હસ્યો. તેનાં નેત્રો સામે તે દેવબાલાની રમ્ય મૂર્તિ તાદ્દશ થઇ. તેને જાણે કોઇ દૈવીશક્તિ કાંઇ ચમત્કારિક પ્રેરણા કરતી હોયની એવો ભાસ થયો.

" કાલેજ વાત. જો એ ખરેખર કોઇની જાળમાં ફસાઇ હોય અથવા નિરાધાર દશાને લીધે પતીત થઇ હોય તો મારે એને સહાય કરવી જ જોઇએ. ગમે તે ભોગે હું એને બચાવીશ. સમાજ ભલે મને ધિક્કારે—સમાજે કયા સદ્ગુણની કદર કરી છે ? તે હંમેશાં દંભને–પાખંડને જ પૂજ્યા કરે છે, અને ભવ્ય સત્યની ઝાંખી કરાવનારનું ખુન કરી પછી તેનો જાપ જપે છે ! અને એવો જાપ સરલ હૃદયે જપનારાયે કેટલા ? આખો વખત–દહાડો ને રાત–બસ પ્રપંચ–દગો–દંભ ને જૂલમ ! એવી સમાજના ધિક્કારની મને શી પરવા છે ? મને પ્રભુની આશિષ અને તનમનના પ્રોત્સાહન શિવાય બીજા કશાની દરકાર નથી..."

આ સમયેજ પાડોશની ઓરડીમાંના ઘડીયાળમાં અગિયારના ટકોરા થયા. લલિત બિછાનાપર પડયો; પણ સમાજના અસહ્ય અન્યાયો જોઇ વિદ્રોહી બનેલા તેના જીગરને જરાય આરામ મળ્યો નહિ. એક પળે તનમનની સ્મૃતિ તેને સ્વર્ગમાં વિહાર કરાવતી તો

બીજીજ પળે વીણાનો હોમ—પેલી વિધવા બાઇ પર સમાજે વર્તાવેલો કાળો કેર—અને સમાજના નિયમોને નામે ચાલતા અનેક જૂલમો તેના મસ્તકમાં ભડભડતી હોળી સળગાવતા. જૂલમ ! 'જૂલમ ! જૂલમ ! ચારે બાજુએ હિંદુ સમાજમાં જૂલમ અને અન્યાયની આગ સળગી રહી છે: છતાંય બાપના કૂવામાં ડૂબવામાં હજુ 'સનાતન ધર્મ" સમાયલો ગણાય છે, ઓ પ્રભુ ! એવા ધર્મને માની ધર્મનિષ્ટ મનાવા કરતાં તો નાસ્તિક થવું વધારે સારૂં હાલમાં સમાજ રિવાજને નામે-ધર્મને નામે જે ત્રાસ વર્તાવી રહી છે તે રિવાજો જો કોઇ ઇશ્વરે ઘડેલા હોય તો તેવો ઇશ્વર પણ મને નથી જોઇતો. પ્રભુ તો પ્રેમસ્વરૂપ છે—સૌંદર્ય સ્વરૂપ છે. તે આખી માનવ જાતિને પોતાની પાંગતમાં બેસી જમવાને નિમંત્રી રહ્યો છે. એ પ્રભુ-ગોપીઓનો કહાન—અર્જુનનો સારથી—મીરાં અને નરસૈયાનો સ્વામી શું આવા અમાનુષી રિવાજોનો પ્રણેતા હોય ? નહિ. એ વાતજ સાવ જૂઠી છે. એ રિવાજો માટે પ્રેમ સ્વરૂપ પ્રભુને દોષિત ગણવો તે તેનું અપમાન કરવા બરાબર છે-પાપ છે-ભયંકર અક્ષમ્ય ગુન્હો છે. એ કાળાં કામો તો સ્વાર્થી શયતાનોની કૃતિ છે. તે સામે હું બંડ ન કરૂં તો મારો ધર્મ ચૂકયો ગણાઉં.' પ્રતિ પળે તેનો નિશ્ચય દૃઢ થતો ગયો. અંતે બે એક વાગ્યાને શુમારે રીસાઇ ગયલી નિદ્રાદેવી તેના પર પ્રસન્ન થઇ અને વીણાના 'મોટા ભાઇ' ને હમણાં તો નિદ્રાદેવીએ પોતાની આરામભરી ગોદમાં લઇ લાધો.

## પ્રકરણ ૧૩ મું.

### અશાંતિ.

સ્વ સ્વપ્નમાં લલિતકુમારે અનેક ભયંકર દશ્યો જોયાં. અનેક બાળાઓને શરીરે પીઠી ચઢેલી તેને જણાઇ. એ બધી નિર્દોષ કન્યકાઓ તેમના માબાપે પસંદ કરેલા કુમારોને પરણવાની હતી. વરકન્યાનાં દિલ મળે કે નહિ મળે—તેમના સ્વભાવમાં સામ્ય હોય વા ન હોય—તેની પરવા નહિ. માબાપે પસંદ કરેલો વર રોગી, અન્યાયી અથવા પાપી હોય તોપણ ગરિબ બાપડી હિંદુ બાળકીએ તેને 'પ્રભુ' માની લેવોજ જોઇએ. આવા વિચારો પણ સ્વપ્ન પ્રદેશમાં વિહરતા લલિતને સાથે સાથેજ આવતા હતા. તેણે સ્વપ્નમાં પૈસાને જોરે અનેક બાળાઓનાં બહુમૂલાં—આશાભર્યા જીવનોનો નાશ કરનારા અર્થદાસ જેવા અનેક વાંદરાઓ પણ જોયા. અનેક સુકુમાર, શિક્ષિત, સ્નેહાળ તથા સંસ્કારી કન્યકાઓ બેડોળ, અજ્ઞાન અને કુસંસ્કારીઓને અપાતી જોઈ. આવાં ભયંકર દશ્યો જોઇ તે એક બેવાર ઝબકીને જાગી ઉઠયો. પુનઃ પાસું ફેરવી સુવાનો પ્રયત્ન કર્યો; પણ તેના હૃદયની અશાંતિ એટલી બધી વધી પડી હતી કે તેને કેમે કરતાં ઉંઘ આવી નહિ. તે જાગતોજ પથારીમાં પડી રહ્યો. દષ્ટિ સામે તનમન આવી. તનમનનું સ્નેહાળ વદન જોતાંજ તેને કંઇક આરામ મળ્યો. પણ એ આરામ એક પળમાંજ નષ્ટ થઇ ગયો.

" તનમન ! મારી વ્હાલી સખી ! તારૂં શું થશે ? રાયજી સમાજનો કાયદો તોડી તારા લગ્ન મારી સાથે કરવાને સંમત થશે ? એ ભલા માણસ છે. પણ તું નાગર અને હું વણિક ! ઘાતકી સમાજ

કોણ જાણે આપણાપર શી શી વીતાડશે......પણ પ્રભુ! આ જ્ઞાતિઓના કુંડાળાની શું ખાસ આવશ્યકતા છે? શું પ્રેમની કોઈ મર્યાદા બાંધી શકે ખરૂં? મારો પ્રેમ મારી ન્યાતનીજ કોઇ બાળાપર જડાવો જોઇએ એવું શું કોઈ કુદરતી વિધાન છે? હોઈ શકેજ નહિ.' મારી સાદી બુદ્ધિમાંજ એ ઉતરી શકતું નથી. અનંત આ વિશ્વમાં મારૂં દિલ જેના પ્રતિ આકર્ષાય અને જે મારી થવાને-મારામાં અનંત વિશ્વાસ રાખવાને, મારાપર પોતાનાં તન મન ધન રેડી દેવાને તૈયાર થાય અને જેને મારો આત્મા મારા હૃદયની રાણી તરિકે સ્વિકારે તેજ મારી પ્રિયતમા! જ્ઞાતિના કાયદાઓ અથવા રિવાજો મનુષ્યકૃત છે. એ રિવાજોએ તો આજે અમારા સંસારના વાતાવરણને શુષ્ક બનાવી નાખ્યું છે. એ રિવાજોએ અમને નિઃસત્વ, નિર્માલ્ય અને ધર્મભૂલા બનાવ્યા છે. એ રિવાજોની ગુલામગીરી કરવામાં ધર્મ માનીને અમે હજારો-લાખો યુગલોનાં જીવનોની પાયમાલી કર્યા જઇએ છીએ. અમારા દેશના યુવાનો અને યુવતીઓ રોગી, નિર્બળ અને ભીરૂ બન્યાં છે. અમારાં બાળકોનાં વદનપરથી શૌર્યવીર્ય ઉડી ગયાં છે. અમારી સ્ત્રીઓની દિવ્યતા એ રાક્ષસી રિવાજોએ નષ્ટ કરી નાખી છે; અને અમને પ્રભુના સુંદર ઉપવનમાંથી ધકેલી એજ રિવાજો પિશાચના પ્રમાદભુવનમાં ધસડી ગયા છે. તો પછી જેમને પ્રભુના બાગમાં મહાલવું હોય, જેમને જીવન એક અનંત ગાન સમું બનાવી આ પૃથ્વીમાં સ્વર્ગસુખ અનુભવવું હોય તેમણે તો એ જૂલમી, અમાનુષી સમાજના કાયદાઓ તોડવામાંજ ધર્મ માનવો જોઇએ......"

લલિત ધીમે સ્વરે બબડયો. તેનું મન અતિશય ચંચળ હતું. પ્રતિપળે નવા નવા વિચારો તેના પર હૂમલો કરતા. દરેક પળે કાંઇક નવીન ધુન આવતી. અને એવી ધુન યુવાન મગજમાં આવે તે સ્વાભાવિક પણ છે; પરંતુ લલિતકુમારની ધુન સામાન્ય યુવાનોના જેવી ન્હોતી. તેનો આત્માજ જૂલમ સામે ઝુઝવાની તાલીમ લઇ રહ્યો હતો. જ્યાં જ્યાં જૂલમો જણાતા ત્યાં ત્યાં લડવાને તેનું હૃદય તૈયાર થઈ જતું; પણ હજુ તે અનનુભવી હતો. જૂલમો જોઇ કકળી ઉઠતો. પણ તેને નિર્મૂળ કેમ કરવા તે જાણતો નહોતો તેથી તેની અશાંતિ પ્રચંડ ચિતા પેઠે તેના દિલમાં ભડકા સળગાવતી. આવા યુવાનો કાળે કરી કાંતો ચાલુ ચીલામાં ચાલવાને ટેવાઇ જાય છે અથવા તો દુરાચારી બની જાય છે, કેટલાકો નાસ્તિક બનતા જાય છે અને કોઇક વિરલો જ એ સર્વ જૂલમો સામે વીર મર્દ પેઠે ટક્કર ઝીલતો પોતાના આદર્શનો ફલિતાર્થ જોવા ભાગ્યશાળી થાય છે. લલિતકુમાર કેવો થશે તે અત્યારે કહી શકાય તેમ નથી; તોપણ એટલું તો ચોક્કસ છે કે તનમન જેવી સ્નેહાળ, નિર્દોષ અને પ્રભુમસ્ત મુગ્ધાના હૃદયનો સ્વામી બનવા પછી તે પ્રભુને વીસારી શકતો ન્હોતો. કોઇ કોઇવાર તેને ઇશ્વરના અસ્તિત્વ માટે શંકા આવતી, સમાજના—સરકારના—શ્રીમંતોના જૂલમો જોઇને તે એમ માનતો કે ઇશ્વરજ આવા અન્યાયો કરાવે છે; પરંતુ તનમનને જોયા પછી—ચમ્પક વૃક્ષ નીચે તનમનના અધરરસનું પાન કર્યા પછી તેની એટલી તો ખાત્રી થઇ ગઇ હતી કે પાપ પ્રપંચ, અન્યાય અને જૂલમોથી ભરેલા આ જગતમાં જ્યારે તનમન જેવી સરલ, નિર્મળ અને સ્નેહાલ અંતરવાળી કુમારિકા વસે છે તો પ્રભુ તે ધારે છે તે

કરતાં તો કંઇક વધુ સારો હોવો જોઇએ, પણ બીજી જ પળે જ્યારે તેને વીણાના ભાવીની કલ્પના આવતી–પેલી વિધવા બાઇનું સ્મરણ થતું ત્યારે પુનઃ તેની શ્રદ્ધા ડગમગતી અને એમ થાય તે આશ્ચર્યજનક નથી. અશાંતિમાંથી શાંતિ શોધવાની ઇચ્છા થાય છે, દુઃખમાં જ સુખની વાંછના વધુ તીવ્રતર બને છે અને જે સત્ય શોધવા માગતા હોય, જેને પ્રભુના અનંત પ્રેમસ્વરૂપનું દર્શન કરવું હોય તેને અસહ્ય અશાંતિના દવાગ્નિમાં સળગવું પડે જ એ તરત સમજી શકાય એવું છે.

છતાં લલિતને શાંતિ મળી નહિ. બેચેની પળે પળે વધતી જ ગઇ. હવે તેના દિલમાં એક નવી ચિંતા ઉત્પન્ન થઈ. સમાજનો કાયદો તેની પાસેથી તેની વ્હાલી તનમન ખૂંચવી લે તો ? આ ભયંકર સવાલનું નિરાકરણ તે કરી શકયો નહિ. તનમન તેની થઇ ચૂકી હતી. તે તનમનનો હતો. હવે તેમના પ્રેમમાં કોઇપણ શક્તિ બાધા નાખી શકે તેમ ન્હોતું. પણ સમાજના કાયદાને તોડી રાયજી તનમનને લલિત સાથે પરણાવશે ? લલિતનો પિતા માણેકલાલ તો કાલાંતરે પણ એવા વર્ણાંતર લગ્નમાં સંમતિ આપે તેમ ન્હોતું. વળી લલિતકુમારની આખી જ્ઞાતિમાં એવો એક પણ ઉદાર વિચારક ન્હોતો કે જે આવાં લગ્નમાં સનાતન ધર્મની ઘોર ખોદાતી ન જુએ !

“ અહા ! મારૂં તે શું થવા બેઠું છે ? મને આરામ ક્યારે મળશે ? સારો સંસાર જોઇ વળ્યો—અનેક પોથાંઓ ઉથલાવી નાખ્યાં. સનમના ઝુલ્ફની શાહી અને વ્હાલીના ગાલની લાલીનો પણ લ્હાવો લીધો...પણ...પણ...હવે શું થશે ? હવે એ મારી થશે

કે જીવન પર્યંત મારે એના સ્મરણુમાં જ સુખ માનવું પડશે ? અને એમ થાય તો મારાથી અથવા એનાથી જીવાશે કેમ ? ... વીણા કેમ જીવશે ? ...ખરેખર, બિચારી વીણાના દુઃખ કરતાં તો મારૂં ભાવી દુઃખ—મારૂં કલ્પિત દુઃખ કાંઈ હિસાબમાં નથી. મેં તો વ્હાલીના દિલની માલિકી મેળવી છે. એ મને ચાહે છે એટલી બીનાજ મારા ભડભડતા દિલને આશ્વાસન આપશે; પણ જેને કોઇ ચાહતું નથી, જેની કોઇ ઝંખના કરતું નથી, જેને આ જગત્માં કોઈ આરામસ્થાન નથી અને પરલોકમાં કેવું સ્થાન મળશે તેની ખબર નથી, એવાં મનુષ્યોની કેવી દશા થતી હશે ?...પેલી બિચારી બાઇના દિલમાં કેવી ભયંકર લાહ્ય લાગતી હશે ? એનું કોઇ નથી. એને માટે કોઇને લાગતું નથી. એ મરી જશે ત્યારે એને કફન દેનાર પણ કોઈ નહિ હોય. જુલમ—અન્યાય અને સંયોગોને વશ થઇ એ પતીત જીવન ગુજાર્યા કરશે. જ્યાં સુધી એની જુવાની ટકશે ત્યાં સુધી શરીરભુખ્યા પશુઓ એની ગુલામગીરી કરશે...પણ પછી ? પછી શું ? ઘોર અશાંતિ, અસહ્ય કંગાલ્યત અને હૃદયના ચીરેચીરા કરી નાખનારો પશ્ચાતાપ ! ઓ પ્રભુ ! માનવસમાજ તે આનું નામ ?"

તેની વિચારમાળા અટકીજ નહિ. એક પછી એક વિદ્રોહી વિચારોનું પૂર આવવા લાગ્યું. આવી સ્થિતિમાં ઉંઘ તો આવેજ શાની!

અંતે વ્હાણું વાયું. નળપર પાણી ભરવાની દોડાદોડ અને હોહોકાર થઇ રહી. કોઈ કોઇ બાઇઓ પાણી ભરવા માટે માંહોમાંહે લડવા લાગી. લલિતની વૈષ્ણવ પાડોશણે

જાગની જાદવા કૃષ્ણ ગોવાળિયા,
તુજવીણ ધેનમાં કોણ જાશે ?

લલકારવા માંડયું. આ બધી ધાંધલના અવાજથી રાજેશ્રીએ પણ બિછાનાનો ત્યાગ કર્યો. નિત્ય નિયમથી પરવારતાં સાતેક વાગી ગયા. પુનઃ થોડીકવાર આરામખુરશીપર વિચાર કરતો પડી રહ્યો પછી કંઇક વખત આવતાં આઠેક વાગ્યાને શુમારે કપડાં પહેરી તે ચાલીમાંથી બહાર નીકળ્યો. હજુય તેના મનના તરંગોના ઉછાળા શમ્યા ન્હોતા. વિચારગ્રસ્ત હાલતમાં ધીમે પગલે તે ભૂલેશ્વરનો લત્તો વટાવી પાંજરાપોળના દરવાજા સુધી આવ્યો. નીચું જોઇ તે પોતાની ધૂનમાંજ જતો હતો એવામાં એક મૃદુ–મધુર–મંજુલ સ્વરે તેને ચમકાવ્યો:

" લલિતકુમાર !......" એક સુંદર ગાડીમાં બેઠેલી પંદર સોળ વર્ષની મુગ્ધાએ બૂમ મારી.

લલિતે તેને બોલાવનારી મુગ્ધા તરફ જોયું. તે હસ્યો. મુગ્ધા પણ હસી. લલિત ગાડી પાસે ગયો.

" ક્યાં જાઓ છો ?" મુગ્ધાએ સસ્મિત પૂછયું.

" તમારે ત્યાંજ આવતો હતો." લલિત બોલ્યો.

" રામપુરથી કયારે આવ્યા ?"

" ગઇ કાલેજ."

" આંખો કેમ લાલ લાલ છે ?" મુગ્ધાએ લલિતની ઉજાગરા તથા ચિંતાથી લાલ થયલી આંખો જોઈ લાગણીભર્યા સ્વરે પૂછયું.

" અમસ્થીજ. કાલે જરા બરાબર ઉંઘ ન્હોતી આવી."

" ચાલો ત્યારે. ઘેર આવોછો ને ?"

" હા. "

" તો બેસી જાઓ ગાડીમાં. "

લલિત ગાડીમાં બેઠો.

ગાડી ચાલી. પેલી મુગ્ધા અને લલિત વાતે વળગ્યાં.

" તમે તો ગામ જઇને સુકાઇ આવ્યા, લલિત ? "

પ્રત્યુત્તરમાં લલિત ફક્ત હસ્યો.



## પ્રકરણ ૧૪ મું.

### કુમુદવિલા.

"લલિત ! આજે મારી જન્મગાંઠ છે." ગાડીમાં બેઠા પછી પેલી મુગ્ધા–માલતી બોલી.

"એમ ! ત્યારે તો મારાં અભિનંદન, માલતી ! મને પ્રથમથી ખબર હોત તો હું તમને આ મંગલ પ્રસંગે કંઈક ભેટ આપત—" લલિતના વદનપર સ્મિત ફરક્યું.

"ભેટ આપવે શું વધારે છે ? લલિતકુમાર ! ભેટની વસ્તુઓની તો આજે મારે ત્યાં દુકાન ભરાશે; પણ તમારાં અંતરનાં બહુમૂલાં અભિનંદન કરતાં બીજી કઇ વસ્તુ મારા મનને વિશેષ આનંદ આપવાની હતી વારૂ ?" માલતીનો સ્વર અંતિમ વાકય બોલતાં સહેજ કંપ્યો. નયનો હસ્યાં અને જરા મદીલાં પણ બન્યાં. વદનપર લજ્જાની રક્તિમા છવાઇ.

"તમેય માલતી ! અમારીજ નિશાળનાં જણાઓ છો. નિર્મળ–પવિત્ર અંતરના ભાવનાંજ તરસ્યાં લાગો છો. પણ માલતી ! અહી દુનિયા જૂઠા ઢોંગની–કૃત્રિમ હાવભાવની અને ભાવહીન અંતરના લૂખા પણ ઢોળ ચઢાવેલા મીઠા શબ્દોની કેટલી બધી ભૂખી જણાય છે ?" લલિતના શબ્દોમાં પુનઃ તેના બંડખોર સ્વભાવ પ્રમાણે તોફાની ભાવ આવ્યો. માલતી પલભર તેના આવેશમય વદન તરફ સ્થિર નજરે જોઇ રહી.

"લલિત ! તમારા કહેવા પ્રમાણે તો આખી દુનિયાજ આડંબરી થઇ ગઇ. તો પછી જેમને એવા કૃત્રિમ હાવભાવ ન ગમતાં

હોય અને જેઓ નિરંતર અંતરના નિર્મળ ભાવનીજ ઝંખના કર્યા કરતાં હોય તેમણે શું કરવું ?"

" તેમણે સમાજના નિયમોનું ખંડન કરવું-ઘાતકી સમાજની ઘાતકતા સામે બંડ ઉઠાવવું—સમાજે માની લીધેલા જૂઠા ધર્મને ઠોકરે મારવો અને પોતાના અંતરાત્માને જે સત્ય લાગે તે માટે જીવવું તથા મરવું—"

પ્રસન્ન નેત્રે માલતી લલિતને જોઇ રહી. લલિતનો કળકળતો આત્મા નિરંતર બંડખોરજ રહેતો તે માલતી સારી પેઠે જાણતી હતી. લલિત માલતિનો ' ટ્યુટર ' હતો પણ તેના સરળ, નિખાલસ હૃદયને લીધે તે માલતીનો મિત્ર બની ગયો હતો. માલતી પણ તેની શિષ્યા ગણાવા કરતાં સખી ગણાવામાં વિશેષ આનંદ માનતી. જ્યારે જ્યારે કોઇ વાદગ્રસ્ત બનાવપર ચર્ચા થતી ત્યારે લલિત શાંતિથી વાત કરે એમ બનતુંજ નહિ. ત્રિનેત્રધારી શંકર પેઠે લાલ આંખો કરી, જાણે તેજસ્વી અસિની ધારાથી કોઇને વિંધી નાખવા માગતો હોયની તેમ લલિત વાગ્બાણ છોડતો. નાનો સરખો અન્યાય જોતાં વાર તેનું અંતર ખળભળી ઉઠતું. માલતીને બે ત્રણ વર્ષથી તે ભણાવતો હતો. એટલા સમયમાં માલતી તેના વિચારો–તેના આદર્શો–તેનાં સ્વપ્નાંઓ અને તેના બંડખોર સ્વભાવની પરિચિત થઇ ગઇ હતી. ઉભય મિત્રોનાં હૃદય બિલોરી કાચ જેવાં નિર્મળ હતાં. સ્ત્રી અને પુરૂષ વચ્ચે શુદ્ધ મિત્રતા સંભવેજ નહિ એવી સામાન્ય જનસમાજની માન્યતા તેમણે જૂઠી પાડી હતી. તે માલતી સાથે ફરતો હરતો, વિનોદ કરતો, માલતી ય કોઈવાર

પ્રસંગવશાત્ મીઠી ટકોર કરતી; પણ હજુ સુધી વિકારની ઝાંખી ભાવના પણ ઉભયના દિલમાં જન્મી નહોતી.

માલતી વિશેષ કાંઇ બોલી નહિ. 'પોતાના અંતરાત્માને જે સત્ય લાગે તે માટે મરવું અને જીવવું' એ શબ્દો તેના હૃદયમાં ગુંજી રહ્યા. તેના વદનપર આજે અપૂર્વ ઉત્સાહ અને પ્રફુલ્લતાની છાયા સ્પષ્ટ જણાતી હતી. આંખોમાં યોવનાસુલભ મદ અને હૃદયમાં નવજીવનના મનોરથો ઉછાળા મારતા હતા. આસમાની રંગની સાડી તેની દેહકાંતિને શોભાવતી હતી. શ્વેત ચંદ્રિકા સમી રેશમી ચોળી તેના કોમળ હૃદયપ્રદેશપર વિરાજવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થવાથી જાણે મલકાતી હોયની એવી લાગતી. સોળ વસંત મહાલી આજે માલતી સત્તરમા વર્ષમાં પ્રવેશતી હતી. જગતની ટૂંકી વસંત વીતી ગઇ હતી અને ગ્રીષ્મ જગતને બાળી નાખવાનો પ્રયત્ન કરી રહી હતી. પણ માલતીને મન આજે અનંત વસંત બેઠી હતી. તેના જીવન વસંતનો બહાર ખીલ્યો હતો. નવી જુવાનીની મીઠી-જાદુ-ભરી ઉર્મીઓ તેના હૃદયને હિંડોળે ચઢાવી રહી હતી. બાળપણ-થીજ તે રસઝરણુમાં ન્હાતી આવી હતી. કલા, સૌંદર્ય, વૈભવ વિલાસની તેને ઘેર વિપુલતા હતી. શ્રીમંત પિતાની પુત્રી હોવાથી હમ્મેશાં લાડમાં ઉછરી હતી. સૌંદર્યની તે અતિ શોખિન હતી: પણ શ્રીમંતાઇના ગર્વમાં છકી ન્હોતી ગઇ. યુવાનીના મદમાં તે ઉન્મત્ત ન્હોતી બની જો કે યોવનની જાદુઈ બંસીના મોહક રણકારની અસરથી તો તે બચી શકી ન્હોતી. વિલાસીઓનાં વિલાસભવનમાં ઉછરવા છતાં તે પોતે પાશવ વિલાસની પૂતળી ન્હોતી બની. લલિતે

તેને ભાવનાની ભૂખી બનાવી હતી અને તે બની પણ હતી. સુંદર આદર્શો તે જીવનમાં ઉતારવા માગતી હતી. અનેક ઉચ્ચ મનોરથો તે હૃદયમાં પોષી રહી હતી. જીવનને તે લલિત કલામય, અનંત વસંતમય અથવા વીણાધરની વીણાના તારના સુખદ રણકાર જેવું બનાવવા માગતી હતી. મેઘદૂત તેનું પ્રિય કાવ્ય હતું. કલાપીની 'રોતા રાગની મૂર્છના' તેને ઘેલી બનાવતી. 'હૃદય ત્રિપૂટી' તેના દિલને હલમલાવી નાખતી. વૃદ્ધ ટૅલિયો બાલાના મોહક નેત્રોમાંથી આંસુની અસ્ખલિત ધાર રેડાવતો. કોઇવાર સરસ્વતીચંદ્રની કુમુદ તેની દૃષ્ટિ સમક્ષ ખડી થઇ તેને હિંદુસમાજના જૂલમનું ભાન કરાવતી તો કોઇવાર બાલીશ ભાવથી નાચતી, કૂદતી કુસુમના ભાવમય જીવનનો લ્હાવો લેવાને તે લલચાતી. લલિત જ્યારથી તેનો ગુરૂ બન્યો ત્યારથી માલતીના જીવનમાં આશ્ચર્યજનક ક્રાંતિ થઇ ગઇ હતી. શ્રીમંતોના પ્રાસાદોમાં સાહિત્યની પૂજા જવલ્લેજ થાય છે. લલિતે તો માલતીના હૃદયમાં સાહિત્યમંદિર ઉભું કર્યું. તે પોતે સાહિત્યનો, કલાનો, સૌંદર્યનો ફકીર હતો. એટલે તે પોતાની શિષ્યાને પણ તેવીજ બનાવે એમાં શી નવાઇ?

યુવાનીને આંગણે જતી વેળા કુમારો તથા કુમારિકાઓના દિલમાં જેવો થનગનાટ હોયછે તેવોજ થનગનાટ માલતીમાં હતો. મનમાન્યા પતિને વરવાની તેને હોંસ હતી. પતિ સાથે

તું મુજ સુંદર ગીતડું

હું તારૂં બુલબુલ

લલકારવાની ઉમેદ હતી. મેઘદૂતમાં મહાકવિ કાલિદાસે રેલાવેલ રસ-

રેલમાં પતિ સાથે તણાવાની તાલાવેલી તેને લાગી હતી. પણ હજુ એ બધા ભાવોનો લ્હાવો તે સ્વપ્ન સૃષ્ટિમાંજ લેતી હતી. હજુ તેને તેનો કન્હૈયો મળ્યો ન્હોતો એટલે ગોકુળની ગલીઓમાં એકલી અથવા સખીઓ સાથે દહીં વેચવા જતી નિર્દોષ રાધા જેવીજ માલતીની દશા હતી.

માલતી કાંઇ મધુરા તાનમાં તલ્લીન થઇ બેઠી હતી. માન બેસવા છતાં તેના અધર પરથી મંદ મોહક સ્મિત નષ્ટ ન્હોતું થયું. એના મંદસ્મિતમાં એવી શક્તિ હતી કે જે ધ્રુવની અચલતાને પણ પલભર ચલિત કરી નાખે. તે કદિપણ પોતાની શ્રીમંતાઈ બતાવવાને અલંકારોનો બોજો શરીરપર લાદતી નહિ. તેમ દુનિયામાં સાદી કહેવડાવવાનો પ્રયત્ન પણ કરતી નહિ. મૃણાલસમા કોમળ કરોમાં બબ્બે મોતીની બંગડીઓ તેણે પહેરી હતી. હંસણી શી નાજુક લાંબી ગરદનમાંનો ચંદનહાર તેની મોહક છાતીપર ઝોલા ખાતો હતો. કાનમાં રમણિય એરીંગ હતાં અને નાકમાં હીરાની ચૂંક ઝગારા મારી રહી હતી.

“માલતી! શું વિચારમાં ગુંથાયાં છો?” લલિતે હસિત વદને પોતાને પડખે બેઠેલી પોતાની શિષ્યા તરફ જોઇ પૂછ્યું.

“કંઇ નહિ. લલિત! ખાસ વિચાર જેવું કાંઈ નથી. તમે રામપુરથી આવી પહોંચ્યા તેથી મને બહુ આનંદ થાય છે. તમે જો આજે અહિં ન હોત તો મારી જન્મગાંઠ સુકી જાત.”

“ત્યારે હવે તો તમારી વર્ષગાંઠ લીલી જશેને?” લલિતે સહર્ષ ટકોર કરી. આ મીઠી ટકોરથી માલતી પણ મલકાઇ.

ધમધમ કરતી ગાડી હારવે રોડપર ' કુમુદ વીલા 'ના દરવાજા પાસે આવી પહોંચી. ઉભય મિત્રો ગાડીમાંથી ઉતર્યાં અને હસતાં હસતાં એકમેકનો હાથ પકડીને વીલામાં દાખલ થયાં. લલિત ઘડીભર પોતાની શિષ્યાના સહવાસમાં પેલી હતભાગી સ્ત્રીને ભૂલ્યો.

દિવાનખાનામાં પગ મૂકતાં જ માલતીના પિતા એક આરામ ખુરશીપર બેઠા બેઠા હુક્કાની રૂપેરી વળી મ્હોમાં નાખી ગુડ ગુડ ગુડ અવાજ કરી ધુમાડાના ગોટેગોટા કહાડતા નજરે પડયા. તેમની પાસે એક રાઉંડ ટેબલની આસપાસ ચાર પાંચ બેંટવુડની નાજુક ખુરશીઓ પડેલી હતી. એક શાસ્ત્રી માથાપર ગુલાબી પાઘડી પહેરી, પગ પર પગ ચઢાવી, પાન ચાવતા એક ખુરશી પર બેઠા હતા. શાસ્ત્રીજીની સામેની ખુરશીપર ચોવીશ પચીસ વર્ષનો એક અપ-ટુ-ડેટ યુવાન વીસમી સદીના મૂર્તિમંત પુતળા જેવો શોભતો હતો. તેણે છેલ્લામાં છેલ્લી ફેશનના કટના કોટ પાટલુન અને વેસ્ટ પહેર્યાં હતાં. ગળામાં કોલર અને કોલરપર બ્લુ રંગની રેશમી ટાઇ ફર ફર ઉડી રહી હતી. ઘડી ઘડીએ સમય જોવાની ખાસ જરૂર હોવાને લીધે રાજેશ્રીએ ડાબા હાથની કાંડી પર સોનાનું રીસ્ટવૉચ બાંધ્યું હતું અને તે જેને જોવું હોય તેને જોવાને માટે ઇશ્વરે બધાયને આંખો આપેલી હોવા છતાં તે પર જેની નજર ન પડે તેને પણ તે બતાવવાનો મહાશયને ઉમળકો હોવાથી વારેવારે ડાબો હાથ ઉંચકી ચશ્માજડિત આંખોમાંથી ઘડિયાળના કાંટાપર નજર ફેંક્યા કરતા. માથાપરની હૅટ ટેબલ પર પડી હતી. વાળ અંગ્રેજી ફેશન પ્રમાણે ઓળી વાંકી શેંથી પાડી હતી. હાથમાં સેંટભીનેલ

રૂમાલ હતો તે પણ બબ્બે ચાર ચાર પળે વદનં પર ફર્યા કરતો. માલતી લલિત સાથે દિવાનખાનામાં આવતાંજ એક પલ આ અપ-ટુ-ડેટ યુવાનની આંખોનાં ભવાં ચઢ્યાં. બીજી પલે હાસ્ય કરી તેણે ચીરૂટ પીવાથી પીળા થયલા દાંત બતાવ્યા અને તરત ઉભા થઇ અસલ અંગ્રેજી રિવાજ પ્રમાણે નાજુકાઇથી નમન કરી કહ્યું:

"અલ્લો મિસ શ્રોફ! માઇ હાર્ટી કોન્ગ્રેચ્યુલેશન્સ!—"

"થેંક્સ!—" લલિતને એક ખુરશી આપી, તેની નજીકની ખુરશી પર બેસતી માલતી બોલી.

"અહો! માસ્તર! ક્યારે આવ્યા? જતી વેળા મળી પણ નહિ ગયા?" માલતીના પિતા નટવરલાલ શ્રોફે લલિતકુમારને જોઇ કહ્યું.

"જી. ગઇકાલે જ આવ્યો. અચાનક તાર આવવાથી જવું પડયું એટલે મળવા આવી શક્યો નહિ."

"પણ બાપુજી! જુઓ હું કેવી નસિબદાર છું! બરાબર વખતસર લલિતકુમાર મળી ગયા. હું માધવબાગમાંથી જરાક મોડી નીકળત તો એઓ નહિ મળત—"

"હું તમારે ત્યાંજ આવવા નીકળ્યો હતો એટલે મળત તો ખરો. પણ તમે મળી ગયાં એટલે મારા પગની મહેનત બચી ગઇ ને ગાડીમાં સહેલ કરવાની મળી તે નફામાં—"

લલિતના રમુજી શબ્દો સાંભળી નટવરલાલ હસ્યા.

દિવાનખાનામાં બીજા એક ગૃહસ્થ બેઠા હતા. તેમનું વય હતું. આશરે પચાશેક વર્ષનું. શરીરાકૃત્તિ જાડી—કંઇક બેડોળ—

આંખો ઝીણી—પેટ ફુટબોલ જેવું ફુલેલું અને માથું ચળકતી ટાલ વાળું ! શેર બજારમાં આ મહાશય દલાલી કરતા અને દલાલીમાં લક્ષ્મી પ્રસન્ન થવાથી ત્રણ ચાર લાખના માલીક ગણાતા. નટવરલાલના તે ધંધાદારી મિત્ર હતા. તેમનું નામ હતું રામદાસ. બજારમાં—નાતજાતમાં—સગાં વહાલાંમાં જ્યારથી તેમની મિલકત લાખોની અંકાવા માંડી ત્યારથી તેમને શેઠનો ઇલકાબ મળ્યો હતો. નટવરલાલના મિત્ર હોવાથી વારંવાર તે કુમુદવીલામાં આવતા. બે ચાર વાર નટવરલાલને સારા સોદા કરાવી આપી તેમણે ખટાવ્યા હતા. એટલે કુમુદવીલામાં તેમનું માન પણ સારૂં હતું. માલતી તેમને કાકા કહી બોલાવતી પણ કાકાને ભત્રીજીના કાકા થવાનું ગમતું ન્હોતું. તેમની બે પત્નીઓ તેમનું ઘર માંડયા વિના યમશરણ થઇ ગઇ હતી. માલતીની યુવાની—તેનું સૌન્દર્ય—તેની ચપલતા આદિથી રામદાસ શેઠ ગાંડા ગાંડા થઇ ગયા હતા અને તેને પોતાની ત્રીજી પત્ની બનાવવાની રામદાસ શેઠની મરજી હતી. લગ્નમાં કન્યા અને કુમારની યોગ્યતા જોવાની જરૂર નથી; પરંતુ વરની તિજોરીમાં ચીંથોડા કેટલા છે તેજ જાણવાની જરૂર છે એવી રામદાસ શેઠની માન્યતા હોવાથી તથા હજુ તેમનો એકજ દાંત તૂટી ગયો હતો એટલે તેમની જુવાની ઢળી ગઇ છે એમ માનવાની ધસીને ના પાડતા હોવાથી માલતીની માગણી કરવામાં તેમને કાંઇ અયોગ્ય જણાતું ન્હોતું.

શાસ્ત્રીજી શ્રીમંત યજમાનની લાડકી પુત્રીની જન્મગાંઠને દિને આશિર્વાદ આપી દક્ષીણા લેવા પધાર્યા હતા. પેલા અપ-ટુ-ડેટ

યુવાન મી. ચંદ્રવદન મારફતીઆ નટવરલાલની જ્ઞાતિના હતા. માલતીને યોગ્ય ચંદ્રવદન છે એવી નટવરલાલની માન્યતા હોવાથી તેનાપર જરા મીઠી નજર રાખતા એટલે ચંદ્રવદનના મગજમાં એવી દઢ છાપ પડી ગઇ હતી કે માલતી તેની થઇજ ચૂકી છે. એકએકાદ બેચાર મિત્રો સાથે વાત કરતાં તેણે માલતીના સૌંદર્યની પ્રશંસા કરી એ સ્વર્ગીય બુલબુલનો તે ભાવી ભોક્તા છે એવી વાત પણ કરી નાંખી હતી. જન્મ્યો ત્યારથીજ રૂપેરી ઘુઘરાથી રમેલો હોવાથી હજુ સુધી ચિંતા કઇ જાતની ચીડીયા છે તેનું તેને ભાન નહોતું. માબાપનાં લાડ—નોકર ચાકરોની ખુશામદ—પૈસાનો દમામ અને લહેરીલાલ મિત્રોની સંગતથી મુંબઈના એકેએક વિલાસભવનોથી તે પરિચિત થઇ ગયો હતો. રૈસમાં મી. ચંદ્રવદન પહેલા—રેલ્વે હોટલમાં સાંજના સાત વાગ્યા કે મિત્રો સાથે એકર્શાવનની બાટલી ગટગટાવવાને જો રાજેશ્રી જરા મોડા આવે તો બિચારા હોટલના વેટરની ચિંતાનો પાર રહે નહિ, જો કે એ ભલા માણુસને ચિંતા કરવાનો પ્રસંગ ચંદ્રવદન જવલ્લેજ આવવા દેતો. શરાબની પ્યાલીઓ ઉડાવ્યા પછી રેસ્ટોરાંમાં પેટપૂજા થાય અને પછી કોઇ કેતકી, માલતી, ચમેલી કે ગુલાબના વિલાસમંદિરમાં મુજરા થાય ! ચંદ્રવદન એટલું જો ન કરે તો તેના કુળને ઝાંખપ લાગે એવી તેની માન્યતા હતી. નામે ચંદ્રવદન, બાપ પાસે પૈસાનું જોર અને નિરંકૂશ યુવાની ! આટલું જાણે ઓછું હોય તેમ તેના મગજમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ ઘોંચી ઘોંચીને ભરવામાં આવી હતી એટલે રાજેશ્રી આખા મુંબઇમાં દરેક બાબતમાં આગલી જ હારમાં રહેતા. એ હમેશાં લોકોને કહેતો કે " હું તો પ્રોગ્રેસીવ

"(પ્રગતિવાન) માણસ છું." અને ખરેખર એ હતો તો પ્રગતિમાન! રેસ, નાટક, સીનેમા, રેસ્ટોરાં, બાર, નર્તકીઓ અને વિલાસી લલનાઓ—આ બધાંના "પેટ્રન" થવું એ શું જેવો તેવો "પ્રોગ્રેસ" છે?

માલતીને એણે જોઇ ત્યારથી એની આંખો ચકરાઇ ગઇ. એને જગત્ લાલ પીળું દેખાવા લાગ્યું. અસ્મતજાન કે નઝીરજાનની જુવાની, તેમનો ઝુલઝુલી શરીર અને તેમની જગમગનાક ખુબસુરતી માલતીને જોતાંજ ખાખ સમાં લાગ્યાં. તરતજ તેણે માલતીની ગુલામગીરી કરવા શરૂ કરી તેના પિતાની નટવરલાલ સાથે સારો સંબંધ હતો એટલે પિતા સાથે વારંવાર કુમુદવિલામાં ચંદ્રવદન આવવા લાગ્યો. કોલેજમાં પણ માલતીને તે મળતો તેને હર્ષ થાય, તે તેના તરફ જોઇ સ્મિત કરે, તે માટે તે તનતોડ પ્રયત્ન કરવા લાગ્યો. નટવરલાલના મનપર પણ તેણે પોતાના દામ્ભિક સ્વભાવથી સારી છાપ પાડી હતી અને આજે તે એક ચાંદીનું સુંદર "ફ્લાવર વાઝ" માલતીના જન્મ દિન નિમિત્તે તેને ભેટ આપવા લાવ્યો હતો. માલતી તેની ભાવી પત્ની થઇજ ચૂકી છે એમ તે હૃદયપૂર્વક માની બેઠો હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

## માલતીના વિવાહ.

"માલતી! ચંદ્રવદનરાય તારે માટે આ ફ્લાવર વાઝ લાવ્યા છે." નટવરલાલેમાલતી તરફ જોઇ, બાજુના એક ટેબલપર પડેલા ચાંદીના વાઝ તરફ આંગળી બતાવી કહ્યું. ફ્લાવર વાઝપર મનોહર નકશીકામ હતું અને તેમાં તાજાં ગુલાબનાં પુષ્પો સુંદર રીતે ગોઠવેલાં હતાં. નટવરલાલે વાત કાઢતાં તુરતજ ચંદ્રવદન ઉભો થયો અને જ્યાં ફ્લાવર વાઝ મૂકયું હતું ત્યાંથી લઇ તે માલતી પાસે આવ્યો. માલતીએ મંદ સ્વરે તેનો આભાર માન્યો. ફ્લાવર વાઝ હાથમાં લઇ બે પલ તેપર નજર ફેંકી. અને વદનપર મોહક સ્મિત ફરકાવ્યું.

"તમને ગમે છે ને?" ચંદ્રવદને માલતીને પૂછ્યું.

"હા. ઘણું મઝાનું છે." માલતીએ સસ્મિત જવાબ આપ્યો: લલિત ચુપચુપ માલતીની પાસેની ખુરશીપર બેસી આ બધું જોઇ રહ્યો હતો. શાસ્ત્રીજી પગપર પગ ચઢાવી બેઠા હતા તેમણે તો વાઝ જોઇ વાહવાહ પુકારી.

"ઘણું સુંદર છે, ચંદ્રવદનરાય! તમે માલતી બહેનને યોગ્યજ ભેટ લાવ્યા છો. કેમ ખરી વાતને, શેઠ?" નટવરલાલ તરફ જોઇ શાસ્ત્રીજીએ છેલ્લું વાકય ઉચ્ચાર્યું.

"ખરી વાત છે, મહારાજ! ચંદ્રવદન મારા મિત્રના એકના એક પુત્ર છે. એમને મેં મારા પુત્ર જેવાજ માન્યા છે. એમની પ-

જીંદગી જેવી તેની હોયજ નહિ. માલતીની વર્ષગાંઠને બે મહિના બાકી હતા ત્યારથી ઝવેરીઓની દુકાનો એણે ખોળવા માંડી છે." નટવરલાલ હસીને બોલ્યો. ચંદ્રવદનને પોતાના જામાત્ર પદપર નીમવાની તેની ઇચ્છા હતી. એ વિષે એક બે વાર તેણે ચંદ્રવદનના પિતા સમક્ષ ઈશારો પણ કર્યો હતો અને માલતી તથા ચંદ્રવદનના લગ્ન અલ્પ સમયમાં થશે એવી તેમના નિકટના સ્નેહીઓમાં છડેચોક વાત થતી હતી. ચંદ્રવદનથી સગાં વ્હાલાંઓમાં થતી વાત અજાણી ન્હોતી એટલે નટવરલાલની સૌંદર્યવતી પુત્રી તેનીજ છે એવી તેના દિલની ખાત્રી થઇ ગઇ હતી. આવી ખાત્રીને લીધે માલતીને રીઝવવાની એક પણ તક તે ગૂમાવતો નહિ. નટવરલાલની મીઠી ટકોર સાંભળી તે જરા હસ્યો અને માલતી તરફ જોઇ બોલ્યો:

" માલતી! તમારા કલાપ્રિય હૃદયને આનંદ થાય તે માટે મેં ખાસ ઑર્ડર આપી આ ફ્લાવરવાઝ કરાવ્યું છે."

" થેંક્સ!" ઠંડે અવાજે માલતી બોલી. ચંદ્રવદનના દિલમાં જે ઉમળકો આવ્યો હતો તે માલતીના જવાબથી શમી ગયો. માલતી તેની થવાની છે એવી ઝાંખી આશા ઉત્પન્ન થઇ ત્યારથીજ તેને રીઝવવા માટે, તેને આનંદ આપવા માટે તેણે તનતોડ પ્રયત્ન કરવા માંડ્યો હતો. માલતીને કલાપી પ્રિય છે એવું જણાતાંજ તે કલાપીનાં કાવ્યોનો આશક બન્યો. અગાઉ કલાપી બે ઘડીની મોજને ખાતર વાંચતો. હવે કલાપી જીવનમાં ઉતારવાનો તે પ્રયાસ કરવા લાગ્યો. જ્યારે જ્યારે તે માલતીને મળતો ત્યારે કલાપીનાં કાવ્યો વાંચતો, તેપર મીઠી ચર્ચા કરતો અને ગુજરાતના એ માનીતા કવિપર જીવન

ન્યોછાવર કરવાને તે તૈયાર છે એમ વારંવાર માલતીને કહેતો. માલતી પણ તેની રસિકતા, તેની સાહિત્યપ્રિયતા, તેની મીઠી વાણી અને તેનો સ્નેહાળ સ્વભાવ જોઇ મલકાતી. પણ લલિતના સહવાસથી —લલિતના શિક્ષણથી તે દિલની ભૂખી બની હતી. તે જાણતી હતી કે ચંદ્રવદન તેનો ભાવી પતિ છે, તેની સાથે આખું જીવન વીતાવવાનું છે, તેના મનોરથો, તેની આશા અને તેનાં સ્વપ્નોનો ચંદ્રવદન સાથે સાક્ષાત્કાર થશે કે કેમ તે તે જાણતી ન્હોતી: છતાં હિંદુ બાલિકાના સ્વભાવતઃ નમ્ર હૃદય પ્રમાણે તે ચંદ્રવદનને ચાહવાનો પ્રયાસ કરી રહી હતી. કોણ જાણે કેમ તેના એ પ્રયત્નમાં તેને સફળતા ન્હોતી મળી. ચંદ્રવદન સુશિક્ષિત, સુંદર, યુવાન, કુળવાન અને ઉદાર હોવા છતાં માલતી તેને પોતાનું દિલ આપી શકી ન્હોતી. આમ થવાથી કેટલીકવાર તેને દુઃખ પણ થતું. જે તેનો થવાનો છે તેને ચાહ્યા વિના કેમ ચાલશે, કેમ જીવાશે એવા પ્રશ્નો વારંવાર તે પોતાના અંતરને પૂછતી: પણ એના હૃદયની વીણા એવે પ્રસંગે બસૂરી વાગતી. આથી બાલા મુઝવાતો. કોઈકવાર પોતાનાં મનોહર નેત્રો ભીનાં કરતી: પણ એમ રૂદન કરવાથી દિલમાં પ્રેમ ઉત્પન્ન થયો હોય એમ કોઈ માનસશાસ્ત્રીઓનો અભ્યાસી સિદ્ધ કરી શકશે?

એક પછી એક નિમંત્રીત મહેમાનો આવવા લાગ્યા. હૉલ ભરાઇ ગયો. લગભગ પચીસ ત્રીસ મિત્રોને નટવરલાલે આજે નિમંત્રણ કર્યું હતું. તેમની સાથે તેમની સ્ત્રીઓ પણ હતી. વળી સગાંવ્હાલાંઓને પણ આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. તેઓ પણ સહકુટુંબ આવવા લાગ્યાં. ચંદ્રવદનનો પિતા ઘનસ્યામલાલ પણ આવ્યો.

નટવરલાલે તેને વ્હાલથી, માનપૂર્વક પોતાની પાસે બેસાડયો અને બન્ને જણ હુક્કા ગગડાવવા લાગ્યા.

મહેમાનોએ માલતીને ભેટ આપવામાં એકમેક સાથે જાણે સ્પર્ધા કરી હોયની એવું લાગતું હતું. રામદાસ શેઠે માલતીને એક સુંદર હીરાજડિત વીંટી આપી. માલતી તે લેતાં પ્રથમ તો ખમચાઇ.

તે બોલી:

"કાકા ! આ વીંટી......"

હજુ માલતી વાક્ય પૂરું કરે તે પહેલાં તો રામદાસ નટવરલાલ પાસે ગયો અને બોલ્યો:

"જુઓ નટવરલાલ ! માલતી મારી ભેટનો સ્વીકાર કરતી નથી..."

નટવરલાલે વીંટી હાથમાં લીધી. રામદાસના હસિત વદનમાંથી તેમને તેનો મનોવિકાર જણાયો નહિ; છતાં આવી ભેટ માલતીને તે તેમને પણ યોગ્ય ન લાગ્યું.

"આવી કિંમતી ભેટની શી જરૂર છે ?"

"તેનુ તમારે શું, નટવરલાલ ? માલતી મારે કયાં પારકી છે ?..." રામદાસ મ્હો મલકાવી બોલ્યો.

"કંઈ નહિ, માલતી ! લે દીકરા ! તું રામદાસ કાકાની પણ લાડકી દીકરી છે ને ?" નટવરલાલે માલતી તરફ જોઇ હસતા હસતાં કહ્યું. માલતીએ વીંટી લીધી અને ભેટોના ઢગલામાં મૂકી. નટવરલાલે 'દીકરી' શબ્દ વાપરવાથી માલતીને ખૂબ આનંદ થયો; પણ એ વાતથી રામદાસ શેઠના દિલમા તેલ રેડાયું ! તેમને લાગ્યું કે જે ભુજંગને

ખરીદવા માટે તેણે આઠસો હજારની હોળી કરી હતી તે તેની જાળમાં ન ફસાતાં સદાને માટે ઉડી ગયું, તેની બધી આશાઓ ધુળમાં મળી ગઇ અને હવે 'આ બલાને માટે કોણુ જાણે કેવા ચોઘડીઆમાં વીંટી ઘડાવી ?" એમ માની મનમાંને મનમાં બળીને ખાખ થવા લાગ્યો.

માલતીએ લલિતને કહેવા પ્રમાણે ખરેખર ભેટોની તેને ત્યાં આજે દુકાનજ ભરાઇ. બધા મહેમાનો કંઇને કંઇ લઇનેજ આવતા હતા. સુંદરીસંઘ ભરાયા પછી માલતી તેમની વચ્ચે જઇને બેઠી. બધી લલનાઓ બની ઠનીને આવી હતી. બધાંનાં હૃદયો આનંદથી ઉભરાઇ જતાં હતાં. લલિતકુમાર પણુ ઘડીભર પોતાની અશાંતિ વીસર્યો હતો. ચંદ્રવદન જો કે સહેજ નિરાશ થયો હતો તોપણુ તેનો 'પ્રોગ્રેસીવ' સ્વભાવ એમ હતાશ થાય એવો ન્હોતો. તે જાણુતો હતો કે, તેના પિતા આજે તેને માટે માલતીની માગણી કરવાના છે. એ માગણીનો સ્વીકારજ થશે એવી તેની ખાત્રી હતી. વળી માલતી સ્વાભાવિક લજ્જાને લીધે તેની સાથે વિશેષ ઉત્સાહથી વાત નં કરતી હોય–તે શરમાતી હશે–તે પણુ ચંદ્રવદનની થવાની છે એમ જાણુતી હશે તેથીજ તેની પાસે ઉમળકાથી, વ્હાલભર્યા ઉન્માદથી હૃદય ખાલી કરતાં ખમચાતી હશી—એવા વિચાર આવતાં, 'બસ, એમજ હોવું જોઇએ,' એવા નિશ્ચીત મત પર તે આવ્યો; અને પ્રિયતમાનાં લજ્જાયુક્ત મૌનનો રમણિય, અનિર્વચનીય આનંદ અનુભવવાનામાં તે ગુલતાન થઇ ગયો.

દિવાનખાનામાં જે મંડળી મળી હતી તેમાંનો મોટો ભાગ

સુશિક્ષિત અને શ્રીમંત વર્ગમાંનો હતો. લલિત શ્રીમંત ન્હોતો: પણ તેના પ્રત્યે નટવરલાલ તથા અન્ય ગૃહસ્થો આદર તથા પ્રેમની દૃષ્ટિથી જોતા તેને પ્રતિભા સંપન્ન માનતા–કોઇ કોઇ તો તેને ગુજરાતના ભાવી નેતાના સંબોધનથી નવાજતા એટલે લલિતને એ સ્થળે ઓછું આવે તેમ ન્હોતું. માલતી તેની શિષ્યા હતી–પ્રિય સખી હતી–તેના પ્રત્યે અનહદ માન ધરાવતો–તેને માટે ઓછી ઓછી થઇ જતી. લલિતને ઘણીવાર એમ થયું કે આજે માલતીને કાંઈ પણ ભેટ આપી હોત તો સારૂં થાત. પણ હવે સમય ન્હોતો. તેને આગળથી ખબર હોત તો અવશ્ય તે પણ કાંઇ લઇનેજ આવ્યો હોત. પણ માલતીને કે નટવરલાલને લલિતકુમાર કંઇ ન લાવ્યો તે માટે જરા પણ ખોટું લાગ્યું ન્હોતું. ઉલટું માલતીએ તો તેનાં આંતરિક અભિનંદનને બહુ મૂલાં માની લીધાં હતાં. છતાં પણ લલિતને સહેજ સંકોચ ઉપજ્યા વિના રહ્યો નહિ.

દિવાનખાનામાં વિધવિધ વિષયની વાતો થવા લાગી. સટ્ટોડી-આઓ, શેરબજારના દલાલો ભેગા મળી પોતપોતાના ધંધાની શુષ્ક વાતો મોટા મોટા બરાડા પાડી કરવા લાગ્યા. યુવાન–શિક્ષિત વર્ગ ટોળે મળી ન્હાનાલાલના ઇન્દુકુમાર–જયા જયન્ત–કલાપી–ટાગોર–શેલી અને ટેનીસનપર ચર્ચા કરવામાં ગૂંથાયો. કોઇ ભારતની આધુનિક હીનદશા માટે શોકોત્પાદક વાક્યો ઉચ્ચારતા તો કોઇ અંગ્રેજ સરકારની સ્વાર્થી રાજ્ય પદ્ધતિને–બુરોક્રસીને વગોવતા. સરકારને વગોવવામાં મુખ્ય ભાગ ચંદ્રવદન લેતો હતો. રાજ્ય પ્રકરણનું તેનું જ્ઞાન પણ સારૂં હતું. દાદાભાઇ, રમેશ દત્ત, બીપીન પાલ, લાલા લજપતરાય તથા હિંદમન, ડીગબી, મોર્લે વિગેરે સ્વદેશી વિદેશી મુત્સદ્દીઓનાં પુસ્તકો વાંચી વાંચીને તેણે પોતાના મગજને છાપેલા

પુસ્તક જેવુંજ કરી નાખ્યું હતું. માલતી સાથે પણ તે રાજ્યદ્વારી ચર્ચામાં ઘણીવાર ઉતરતો અને માલતી તેના પુસ્તકીઆ જ્ઞાનથી કોઈ કોઇ વાર ચકિત પણ થતી. આજે પણ તેણે યુવાનો સમક્ષ સં-સ્થાનિક સ્વરાજ્ય–self government–responsible gove-rnment–વિષે ગોખી મારેલા સિદ્ધાંતો ઓકવા માંડયા. તેની ચર્ચા રસહીન હતી એમ કહેવાની અમે હિમ્મત નથી કરતાઃ પણ એવી ચર્ચાની પાછળ જે આત્મબળ હોવું જોઇએ–અમુક વિષયનું જ્ઞાન મેળવ્યા પછી તે જીવનમાં ઉતારવાની–તે જ્ઞાનનો યોગ્ય ઉપયોગ કરી તેમાંથી નવનીત તારવી કાઢવાની જે ઉત્કટ ઇચ્છા હોવી જોઇએ તે દુર્ભાગ્યવશાત્ ચંદ્રવદનમાં ન્હોતી. તે બધાય વિષયમાં માથું મા-રતોઃ પણ કોઇ વિષય પોતાનો કરી લેતો નહિ. સાહિત્ય, કલા, રાજકીય ચળવળ, સામાજિક અંધાધુંધી, આર્થિક હીનતા, ખેડૂતો અને મજુરોના પ્રશ્નો–આ બધામાં થોડો થોડો ચંદ્રવદન ભાગ લેતો પણ જે પ્રશ્નમાં તે રસ લેતો તેમાં એકતાન થઇ જતો નાહે. પ્રગ-તિવંત ગણાવાનો દાવો કરવા છતાં અંતે તે એમજ કહેતો કે, "પરિણામ જે આવવાનું હશે તે આવશે. ટૂંકી આ જિંદગીમાં એ બધી જંજાળો માથે વહોરી લઇએ તો વહેલા સોનાપુર જઇએ."

પુરૂષ વર્ગના દિવાનખાનાની બરાબર સામેના એક ભવ્ય દિ-વાનખાનામાં સુન્દરીઓ બેઠી હતી. દિવાનખાનાની રમણિયતા સુન્દ-રીઓએ પોતાના નૈસર્ગિક તેમજ કૃત્રિમ સૌન્દર્યથી અત્યંત વધારી મૂકી હતી. માલતી સર્વની મધ્યમાં ગોપાથેરી રાધા જેવી શોભતી હતી. સખીઓ સાથે તે પણ વિધવિધ વાતો છેડી રહી હતી. કોઈ

સ્ત્રી સાસુ નણંદના જુલમની કથા કહેતી તો કોઇ નવા નાવલીયાના રસ કુંજના હૃદયરંજન સ્નાનનાં મઝા શબ્દોમાં વર્ણવવાનો પ્રયત્ન કરતી અને કોઈક મસ્તીભર્યા પ્રસંગના વાત આરત સરખી સાહેલીઓને તાળી દઇ, મધુર હાસ્ય કરી, વાતાવરણમાં પ્રેમ અને મસ્તીના તરંગો ઉછાળતી. માલતીના દિલમાં આનંદ હતો: પણ ઉન્માદ ન્હોતો. ઉત્સાહ હતો; પણ તનમનાટ ન્હોતો. ચંદ્રવદન તરફ તેને અભાવ ન્હોતો—સામાન્ય જનસમુહની માન્યતા પ્રમાણે એવું યુગલ જવલ્લેજ સંધાય છે એવી વાતો સ્ત્રી મંડળમાં થતી હતી—છતાં જે યાવનાસુલભ થનગનાટ પ્રિયતમદર્શને થવો જોઇએ તે ચંદ્રવદનને જોતાં માલતીને થતો ન્હોતો. તે સામાન્ય હિંદુ બાલિકા હતી ' દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય ' એ પ્રમાણે તે પણ દોરાવાની હતી ચંદ્રવદનને પિતાએ તેના પતિ તરિકે સ્થાપ્યો એટલે તેણે તેનો સ્વીકાર કરવાજ જોઇએ એમ માની બાલા હૃદયનું મંથન કરી રહી હતી. પણ કેટલાક સમયથી જે પ્રબલ ભાવ તેના દિલમાં જન્મ્યો હતો તે કેમે કરતાં શમી શક્યો નહિ. એક બે વાર તેણે ચંદ્રવદનને પણ કહ્યું હતું કે ' તમારા જીવનમાં આત્માના ઉછાળા નથી. ' આ આત્માના ઉછાળા તેણે લલિતમાં જોયા હતા. અજાણતાં બાલા લલિત પ્રત્યે આકર્ષાઇ હતી. એ આકર્ષણ વિકારવંતું ન્હોતું. છતા લલિતના સાન્નિધ્યમાં જીવન વીતાવવાનું હોય તો કેવું સારૂં, એવી પ્રતિ પળે તેને ઇચ્છા થતી. આજે આવા મંગલ દિને, આનંદભર્યા વાતાવરણમાં પણ તેના વદન પર શોકની એક ઝાંખી છટા જણાતી તેનું કારણ એજ હતું. સખીઓ સાથે હસિત મુખે

વાતો કરતાં પણ બે ચાર પલ તે કોઇ ગંભીર વિચારમાં લીન થઈ જતી. તેની ગંભીરતાનું સાચું કારણ કોઈ જાણતું ન્હોતું તેથી સખીઓ તેને 'કેમ બહુ શરમ આવે છે કે? જોજે હં! હવે શરમનું મોઢું પૂછડું ના બની જતી!' કહી પજવતી; પણ સખીઓની આવી મીઠી પજવણીથી માલતીને હર્ષ ઉપજતો નાહ.

અગિયાર સાડા અગિયાર વાગે ભોજન તૈયાર થવાની ભટજીએ વરધી આપી અને બધાં ભોજન ગૃહમાં ગયાં.

ભોજન વિધિ પૂર્ણ થયા બાદ પુનઃ સમારંભ શરૂ થયો. ચંદ્રવદનરાયની માલતી સાથે સગાઈ નક્કી થઇ. મહેમાનોમાં ગોળધાણા વહેંચાયા. સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો. લલિતે માલતીને તથા ચંદ્રવદનને અભિનંદન આપ્યાં, અને પછી તે જવા તૈયાર થયો.

"લલિત! જશો નહિ. કામ છે તમારૂં: સાંજે વાળુ કરીને જજો—" માલતી બોલી.

"હા. હા. લલિત કુમાર! તમારી કંપનીમાં અમને બહુ આનંદ થશે. બેસોને! શું ઉતાવળ છે?" ચંદ્રવદન બોલ્યો.

"ઠીક ત્યારે. સાંજે જઇશ." લલિતે હસીને કહ્યું.

"પણ ચંદ્રવદનરાય! તમે મારી મિત્રને ખૂંચવી જાઓ છો એ કોઈ સારૂં નથી કરતા હો—"

લલિતની મધુર ટકોરથી ચંદ્રવદનનું હૃદય અત્યંત પ્રફુલ્લિત થયું. માલતી પણ હસી; પણ તેના હાસ્યમાં અદૃશ્ય શોકનાં થોડાક પરમાણું હતાં.

---

## પ્રકરણ ૧૬ મું.

### થોડીક ચર્ચા.

માલતીના વિવાહ થયા. વિવાહ થતાં–ભાવી પ્રિયતમના દર્શન થતાં કુમારિકાના હૃદયમાં જેવો તનમનાટ થાય છે તેવો તનમનાટ માલતીના દિલમાં થયો નહિ. તેના વદનપર શોકનાં અભ્રો છવાયાં ન્હોતાં–તે આનંદમાંજ હોય એવી લાગતી હતી; છતાં તેના અંતરના ઉંડાણમાં ઘા થયો હતો. ચંદ્રવદન પ્રત્યે તેને અભાવ ન્હોતો. તેના આંતરિક જીવનથી તે પરિચિત ન્હોતી; છતાં એટલું તો ચોક્કસ હતું કે તેના દીલમાં ઉમળકો ન્હોતો. તેનો બાહ્ય આનંદ સાચો આનંદ ન્હોતો. તેની હૃદયગુફામાં કોઇક સ્થળે આગ લાગી હતી. એ આગની ઝાળથી તે સળગતી હતી; પણ બાળા પોતાની મનોવ્યથા દાબી દેતી હતી. તેના દિલમાં દર્દ હતું; પણ એ દર્દની દવા સંભવિત નથી એમ તે માની બેઠી હતી અને એ માન્યતાને લીધેજ ગૂપચૂપ દર્દની વ્યથા, હસિત વદને ખમી લેતી હતી.

ધીમે ધીમે મહેમાનો વિદાય થવા લાગ્યા. સાંજે પાંચેક વાગ્યાને શુમારે તો નિકટનાં સ્નેહીઓજ રહ્યાં. માલતી ઓમંડલ સાથે સામા ખંડમાં બેઠી હતી. સમોવડી સખીઓ મીઠી ટકોરો કરી માલતીને ખીજવતી. માલતી પણ વિનોદની રસિયણ હતી. તે પણ સખીઓને પજવવામાં બાકી રાખતી નહિ.

ચંદ્રવદન, લલિત અને બીજા બે યુવાનો ' રાઉન્ડ ટેબલ 'ની આસપાસ વીંટાઇને બેઠા હતા. વારે વારે ચંદ્રવદનની આંખો સામા

ખંડમાં જતી અને માલતીને જોતાંજ તેના વદનપર હાસ્ય ફરકતું. તેના આનંદનો પાર રહ્યો ન્હોતો. માલતી જેવી પરી તેની થવાથી તે પોતાને ભાગ્યશાળી માનતો હતો. તે રેસમાં જતો, નાટક સીનેમાનો શોખીન હતો, સુધારક ગણાવાને માટે રેસ્ટોરાંમા ભોજન લેતો, સીગરેટ ફૂંકતો, ગુણિકાના મુજરામાં જતો, વિલાસી હતો; છતાં તેનું હૃદય સરળ હતું. તે કોઇને હાનિ કરતો નહિ તેમ કોઇનું કલ્યાણ કરવાને પણ બહુ ઉત્સુક રહેતો નહિ. શરાબની લહેજ્જત તો તેણે 'કલાપી'નાં કાવ્યોની મસ્તીનો સ્વાનુભવ કરવા માટેજ ચાખવા માંડી હતી.

"ભલા પ્યાલા અરે ! રો ના,
સનમ ત્હારી તને આપું;
તને માશૂકની ઝૂલ્ફે,
શીશાની સાથ હું ટાંગું."

આ બે લીટી તેને અતિ પ્રિય હતી. "સાકીને ઠપકો" તેને મસ્ત બનાવી દેતો.
વારંવાર તે

"સરખા બને બન્ને જણા
ત્યાં તો શરાબીની મઝા"

લલકાર્યા કરતો. સુફીવાદમાં 'શરાબ' શબ્દ ભક્તિના રૂપક તરિકે વપરાયો છે એ જાણવાની તેને દરકાર ન્હોતી. તે તો જીવનમાં શરાબની મસ્તી કેવી હોય તે જોવા માગતો હતો અને માલતીને હાથે ભરેલાં પ્યાલીઓ ગટગટાવીને

' તકલીફની પરવા ન પીવા આવતાં
હાથે મગર તું પાય છે વા ના સંનમ ?'

નો લ્હાવો લેવા માગતો હતો. આવતી કાલની તેને દરકાર ન્હોતી. આવતી પલની પણ પરવા ન્હોતી. ચાલુ પલનોજ તે વિચાર કરતો. ખીલતી કલિનો તે શોખીન હતો. સાકીના પ્યાલાનો તે મસ્ત ગ્રાહક હતો. સિદ્ધાંત માટે જીવવાની વાતને તે તરંગીના તરંગ માનતો. તે બધા વિષયમાં રસ લેતો પણ કોઇ પણ રસમાં ડૂબી જતો નહિ તે પોતાના બધા મિત્રોને કહેતો કે 'જીંદગી ક્ષણિક છે–દેહ નશ્વર છે–માટેજ ટૂંકી જીંદગીમાં ભોગવાય તેટલા વિલાસ ભોગવી લો.'

" આપણી રાજકીય પ્રવૃત્તિ વિષે તમે શું ધારો છો, લલિતકુમાર ?—" વિધવિધ વિષયો પર ગપ્પાં માર્યાં પછી તેણે લલિતને સંબોધીને કહ્યું.

" મેં રાજકીય વિષયનો અભ્યાસ નથી કર્યો—" લલિત હસીને બોલ્યો.

" ના–ના. એમ છટકી જવાય કે ? તમે ગયે વર્ષે ' ડિબેટીંગ સોસાઇટી 'માં તો પેલા વિનુને ઢીલોઢચ કરી નાંખ્યો હતો—" એક બીજો યુવાન બોલ્યો. તે લલિતને ઓળખતો હતો.

" જુઓ લલિત !—" ચંદ્રવદન પુનઃ બોલ્યોઃ

" આપણને સાંસ્થાનિક સ્વરાજ્ય મળે તો—"

" પણ વચમાં ' તો ' છે ને ?—"

" તે મેળવવા માટે આપણે **Constitutional agitation** કરીએ છીએને ?—"

" હા. એ વાત ખરી. પણ નાતાલની રજામાં ત્રણ દહાડા અડેખાઓ એક જગ્યાએ ભેગા મળી હિન્દુસ્થાનની પ્રજાને નામે ઠરાવો કરે અને ધારાસભામાં પ્રજાકીય સભાસદોને દાખલ કરવાની માગણી કરે તેથી કાંઇ સરકાર સ્વરાજ્ય આપી દેવાની હતી ?"

" નહિ; પણ સ્વાતંત્ર્ય પ્રિય બ્રિટિશ પ્રજા અને ઈંગ્લંડના મહાન મુત્સદ્દીઓ એક દિવસ જરૂર આપણને 'પાર્લામેન્ટરી ગવર્મેંટ' આપી દેશે—"

" તમે કેમ જાણ્યું ?" લલિતે પૂછ્યું.

" કેમકે એ પ્રજાની રગેરગમાં સ્વાતંત્ર્યનુંજ લોહી વહે છે. ગ્લૅડસ્ટન, બર્ક, શેલી, મીલ અને બાયરન જેવા વીર નરો જે પ્રજામાં થઇ ગયા તે પ્રજા આપણને ગુલામગીરીમાં રાખે એ અશક્ય વાત છે."

" તમે હમણાંજ કહ્યું કે બ્રિટિશ પ્રજાની રગેરગમાં સ્વતંત્રતાનું રક્ત રહે છે, ત્યારે શું આપણી રગોમાં ગુલામગીરીનું લોહી ભરેલું છે ? અંગ્રેજો બર્ક, શેલી, મીલ કે મીલ્ટનના વારસો હોય તો આપણે શું કૃષ્ણ, રામ, વશિષ્ઠ અને યુધિષ્ઠીરના વારસો નથી ? મીલ્ટને 'Paradise Lost'થી જગતને ચકિત કર્યું તો આપણાં રામાયણ અને મહાભારત શું જગતના કોઇ પણ મહાકાવ્યો કરતાં ઉતરે એવાં છે ? પ્રતાપે હલદીઘાટના મેદાનપર સ્વતંત્રતાને માટે કેસરીયાં ન્હોતાં કર્યાં ? મધ્યકાલિન યુગના રાજપૂત વીરોના ઇતિહાસ તરફ નજર કરતાં તમને એમ નથી લાગતું કે તે બધા સ્વતંત્રતા દેવીનો જાપ જપતાજ મુઆ છે ? આપણી પ્રજાના જીવનનું ધ્યેય શું ? મુક્તિઃ અને મુક્તિ એટલે સ્વતંત્રતા ! જે પ્રજાના ધર્મ-

આજ સ્વતંત્રતા વર્ણી લીધેલી છે તે પ્રજાને બીજી પ્રજા સ્વતંત્રતાનું દાન દે એમ તમે માનીજ કેમ શકો છો ? અને જગતના ઇતિહાસમાં તમે એવો એક પણ દાખલો બતાવશો કે જેમાં એક દેશે બીજા દેશને સ્વતંત્રતા બક્ષી હોય ?–" પોતાના સ્વાભાવિક જુસ્સા પ્રમાણે લલિતે આ ન્હાનું ભાષણ આપ્યું. ચંદ્રવદનને લાગ્યું કે લલિતનો એકએક શબ્દ સામા ખંડમાં સંભળાયો હશે. અને હતું પણ તેમજ. લલિતનું ભાષણ માલતી એક ચિત્તે સાંભળી રહી હતી અને તેની સાથે તેની સખીઓ પણ લલિતની વાગ્ધારા ઝીલતી હતી. ચંદ્રવદનને લાગ્યું કે આ વાદવિવાદ શરૂ કરવામાં ભૂલ થઇ.

"ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે આપણા શિક્ષિત નેતાઓ જે પ્રયાસ કરી રહ્યા છે તે નકામો છે ? સર ફીરોઝશાહ મહેતા, મી. સુરેંદ્રનાથ બૅનરજી, ગોખલે, તેલંગ, બદરૂદીન તૈયબજી —એ બધા કોંગ્રેસની ચળવળને અગત્યની માને છે–દર વર્ષે તેઓ ઊહાપોહ કર્યા કરે છે કારણ કે 'પાર્લામેંટરી ગવર્મેંટ' મેળવવા, માટે એવાજ 'એજીટેશન'ની જરૂર છે. 'જૉનબુલ'ને જગાડવા માટે કોંગ્રેસે જેવા મહા પ્રયત્નો કર્યા છે તેવા કોઇએ કર્યા નથી અને મારી ખાત્રી છે કે અલ્પ સમયમાં 'મોર્લીમિન્ટો રિફોર્મ્સ' "ને વ્યાપક બનાવીને આખરે "પાર્લામેન્ટરી ઍક્ટ"થી "રિસ્પોન્સીબલ સેલ્ફ ગવર્મેંટ"ની સ્થાપના કરવામાં આવશે–" ચંદ્રવદને પોતાના રાજકીય જ્ઞાનનું દિગ્દર્શન કરાવ્યું.

"અહિંયાજ, ચંદ્રવદન ! તમારી ભૂલ થાય છે. જો આપણને સરકાર જોખમદાર સ્વરાજ્ય અથવા સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાજ

માગતી હોય તો તેણે આપણાપર વિશ્વાસ રાખવો જોઇએ—"

"અને સરકાર શું વિશ્વાસ નથી રાખતી ? આપણા માણસોને તેણે ધારાસભામાં દાખલ કર્યા છે–'બજેટ'પર 'ડીસકશન' 'એલાવ' કરે છે. 'ઇલેકશન'નો 'પ્રિન્સીપલ' સ્વીકારાયો છે; થોડા વખતમાંજ આપણી 'કૌંસિલો' ચૂંટાયલા પ્રતિનિધિઓની ગર્જનાથી ગાજી રહેશે—"

"તમે પણ ઓછા તરંગવાદી નથી જણાતા–" લલિત સ્મિત કરી બોલ્યો:

"ધારાસભામાં સરકારનિયુક્ત સભાસદો હોય તેથી શું ? અંદાજપત્ર પર ચર્ચા થાય છે એ વાત ખરી; પણ ખર્ચમાં કાપકુપ કરવાની સત્તા કયાં છે ? દર વર્ષે રશીઆ, કાબુલ અને સરહદપરના તોફાની લોકોનો ભય બતાવીને લશ્કરી ખર્ચનો ભયંકર બોજો આપણે માથે લાદવામાં આવે છે તેના કરતાં જો સરકાર આપણું કલ્યાણજ કરવા માગતી હોયતો હિંદીઓનું સ્થાયી લશ્કર શા માટે ઉભું કરતી નથી ! ચંદ્ર વદનરાય ! આપણને સ્વરાજ્ય તો મળવાનું હશે તો મળશે. પણ આ વાત તો ચોક્સ છે કે ૧૮૭૮ નો હથિયારબંધીનો કાયદો જ્યાં સુધી કાયદાપોથીપર ચાલુ છે ત્યાં સુધી આપણને બીજા ગમે તેવા રાજકીય હક્કો મળે તોપણ આપણે ગુલામોજ રહીશું. નિઃશસ્ત્ર પ્રજા કદિપણ સ્વતંત્ર થઇ શકતી નથી. બ્રિટિશ રાજ્યથી આપણને ગમે તેવા લાભો થયા હશે; પણ હથિયારબંધીના કાયદાથી પ્રજાને નિઃશસ્ત્ર કરી આપણી ક્ષાત્રવૃત્તિનું હનન કરી નાખવાથી આપણને જે હાનિ થઇ છે તેની સાથે સરખાવતાં બધા

લાભોપર પાણી ફરી વળે છે. છાપાનો કાયદો, રાજદ્રોહી સભાનો કાયદો, અને એવા અનેક જાપતાના કાયદાઓ આપણી સ્વતંત્રતા પર ત્રાપ મારી રહ્યા છે. એ કાયદાઓના અસ્તિત્વથીજ પૂરવાર થાય છે કે આપણી સ્વાતંત્ર્યભાવના વિકસિત થાય તે સરકારને ગમતી વાત નથી......" લલિત બોલ્યો.

"હા. એ બધી વાત ખરી છે; પણ જે કાયદાઓ આપણને ખૂંચે છે તે રદ કરવાના રેઝોલ્યુશન્સ કોંગ્રેસ પસાર કરે છે ને ?"

"કોંગ્રેસ વર્ષમાં ત્રણ દિવસ એ બધા કાયદાઓપર ઉહાપોહ કરે, પ્રતિનિધિત્વની યાચના કરે, અને સ્વરાજ્ય માગે એ વાત સાચી છે; પણ નાતાલના તહેવારો વીતી ગયા પછી ? પછી શું થાય છે ? બધું સાતડે સાત ! હું ખરૂં કહું છું ચંદ્રવદનરાય ? કારણ ગમે તે હો; પણ આપણામાંથી આત્માજ ઉડી ગયો છે. આપણી કોંગ્રેસની આજ સુધીના ચળવળમાં આત્માનો કકળાટ નથી–" લલિતનો સ્વર જરા સખત થયો.

આ સમયે ચંદ્રવદનના પિતા નટવરલાલ સાથે બેસી હુક્કો ગગડાવતા હતા તે બોલ્યા:

"ચાલ હવે ચંદુ !—"

"હા ચાલો—સાહેબજી લલિત ! બહુ મઝા પડી હો ! તમારી સાથે 'ડીબેટ' કરવામાં મને બહુજ આનંદ આવે છે–"

ચંદ્રવદન ઉઠયો. તેનો રાજ્યદ્વારી જુસ્સો ત્યાંજ મૂકીને ઉઠયો. તેનો સ્વભાવજ એવો હતો. વાત કરવામાંજ તે શૂરો હતો. હસતો હસતો નટવરલાલની રજા લઈ તે પોતાનાં પિતા સાથે 'કુમુદ વિલા' છોડી ગયો.

ચંદ્રવદન ગયા પછી માલતી દિવાનખાનામાં આવી. લલિત તરફ જોઈ તે મલકાઇને બોલીઃ

" તમને કોંગ્રેસની ચળવળ પસંદ નથી લલિત ? "

" મને ત્રણ દહાડાનો ફારસ પસંદ નથી. એ ચળવળ આખું વર્ષ ચાલુ રહેવી જોઇએ. માલતી ! સ્વતંત્રતા ભીખ માગવાથી મળતી નથી. તે મેળવવી જોઇએ. સ્વતંત્રતા મેળવવા માટે તન મન ધન પટકી નાખવાની પ્રત્યેક હિંદીની તૈયારી હોવી જોઇએ; અને જ્યારે પ્રજામાં સ્વાતંત્ર્યભાવના ઉછળવા માંડશે ત્યારેજ આપણને સ્વરાજ્ય મળશે. ત્યાં સુધી બધા ફાંફાં છે ફાંફાં—"

માલતી અમીભર્યાં નયને લલિતને એક પળ જોઇ રહી.

" બાપુજી ! ...... પેલી વાત–" તે નટવરલાલ તરફ જોઇ બોલી.

"હા. લે–" કહી નટવરલાલે ખીસામાંથી પચાસ પચાસની ત્રણ નોટ માલતીને આપી.

" લલિત ! આ તમારો પગાર–" કહી માલતીએ લલિતના હાથમાં દોઢસો રૂપિયા મૂકયા.

" તમારી ભૂલ થાય છે. મારા પચાસ રૂપિયાજ બાકી છે—"

" સો રૂપિયા માલતી મેટ્રીકમાં પાસ થઇ તેના–" નટવરલાલ હસીને બોલ્યા.

" પણ......" લલિત અચકયો.

" પણ ને બણ ! લલિત ! અમારી ભેટ ઠેલાય ?" માલતીનાં નયન હસી રહ્યાં.

લલિત મૌન રહ્યો.

માલતી ચા લઇ આવી. નટવરલાલ, લલિત અને માલતીએ સાથે બેસી ચા પીધી અને પછી લલિત ઉભયની રજા લઈ ઘેર જવા નીકળ્યો.

"બહાર ગાડી ઉભી છે હો, લલિત!"

માલતીએ આગળથીજ કોચમેનને હુકમ કરી ગાડી જોડાવી રાખી હતી.



## પ્રકરણ ૧૭ મું.

### ભાઈ બહેન.

લલિત ગયા પછી તનમન નિરંતર તેનાજ નામનો જાપ જપ્યા કરતી. સંસારથી બીનઅનુભવી બાલા એમજ માનતી હતી કે લલિત સાથેના તેના દૈવી લગ્નમાં સમાજ બાધા નહિ નાખે, માતપિતાની તે લાડકી કન્યા હતી. તેનો પિતા ઉદારમતવાદી હતો એટલે તેની પણ સંમતિ મળશેજ એવા રમ્ય સ્વપ્નમાં તનમન વિહરતી હતી. મારા લલિતને હું આ દુનિયામાં સ્વર્ગ બતાવીશ. તેની સાથે, તેને પડખે રહી સમાજ સેવા કરીશ, જગતને પ્રેમમંત્ર ભણાવીશ, અભણ બહેનોના ઉદ્ધાર માટે પ્રયત્ન કરીશ, ઇન્દુ કુમારની કાન્તિ બની રહીશ અને જીવનમાં અનંત વસંત અનુભવીશ એવા કાવ્યમય તરંગો તેના હૃદયસાગરમાં ઉછાળો રહ્યા હતા.

એક દિવસ રાયજીને ઘેર સુરતમાં મહેમાનો આવ્યા. મહેમાનોમાં બે સ્ત્રી હતી અને બે પુરૂષ. એક પુરૂષ યુવાન હતો–બીજો વૃદ્ધ હતો. યુવાનનું નામ હતું કાંન્તિલાલ: તે મુંબઈ યુનિવર્સિટીનો બી. એ. હતો. તેનો પિતા એક વેળા એક દેશી રાજ્યનો દિવાન હતો. રાયજીના કુટુંબ સાથે તેમને સારો પરિચય હતો. કાંતિલાલનું વય પચીસેક વર્ષનું હતું. વદન ગૌર–રમણિય; આંખો તેજસ્વી, લલાટ વિશાલ–પ્રતિભાદર્શક અને શરીરનો બાંધો સુદૃઢ હતો. તેનામાં એક પણ દુર્ગુણનો વાસ નહોતો. હમેશાં તે હસમુખો રહેતો. પાપ,

દગો કઇ દુનિયાનાં તત્વો છે તેનું તે બિચારાને ભાન ન્હોતું. દયા અને પ્રેમના મૂર્તિમંત સ્વરૂપ જેવો તે શોભતો. તેની સાથે તેનો પિતા, માતા અને બ્હેન હતાં. રાયજીએ આખાં કુટુંબને નિમંત્રણ કરી પોતાને ત્યાં બોલાવ્યું હતું. કાંતિલાલ વિષે રાયજીનો અભિપ્રાય ઘણો ઉંચો હતો. વળી નવનીતરાય–કાંતિલાલના પિતાનું કુટુંબ આખા સુરતમાં અતિ પ્રતિષ્ઠિત ગણાતું. રાયજી પોતે પણ તેમની ખાનદા-ની–તેમના સદ્ગુણોથી પરિચિત હતા. નવનીતરાયના તે ખાસ મિત્ર હતા. ઉભયને પરસ્પર માન હતું. રાયજીનો વિચાર પોતાની વ્હાલી કન્યાને કાંતિલાલ સાથે પરણાવી સુખી કરવાનો હતો.

રાયજીએ ગંગાને આ વાત જણાવી હતી. ગંગા તો કાંતિલા-લને જોતાંજ પ્રેમઘેલી થઇ ગઇ. આવો સુંદર જમાઇ મળવા માટે તે પ્રભુનો આભાર માનવા લાગી. મોંઘાં મહેમાનોની મહેમાનગીરી કરવામાં રાયજીએ કોઇ જાતની કચાસ રાખી નહિ. નવનીતરાયને તે-મણે પોતાનો મનોભાવ જણાવ્યો. નવનીતરાય પણ તનમનને જોઈ મલકાયા. કાંતિલાલ તનમન જેવી પ્રિયતમા મળવાથી અત્યંત આ-નંદ પામ્યો. તેની માતા સુમતિ તથા બ્હેન વિમલા તો તનમનપર મોહી પડી હતી.

પણ તનમનના હૃદયપર વજ્રપ્રહાર થયો. આ શું? હવે [illegible] થશે ? લલિતની પ્રિયતમા બીજાની બનશે ! ત્યારે પ્રેમ–સત્ય પ્રે[illegible] જગતને પીછાનજ નથી ? બાપુજીએ મારી સંમતિ વિના કેમ આ[illegible] પગલું લીધું હશે ! એવા એવા વિચારો તનમનના કોમલ મગજને પીડવા લાગ્યા. તેણે મહામહેનતે રડતા હૃદયનો વેગ દાબી રાખ્યો.

વિમલા તેને એકાંતમાં ભાભી કહી બોલાવતી. તેને ચૂંટી ભરી મશ્કરી કરતી. ગરિબ બાપડી તનમનની દશા તે વખતે દયામણી થઈ પડતી. તે ફીકકું હસતી; પણ તેના એ હાસ્યમાં તેના દીલનું કરૂણ રૂદન સ્પષ્ટ જણાઈ આવતું. કાંતિલાલની નજરે પણ એ કરૂણ ભાવ જણાયો. તેની ખાત્રી થઇ ગઇ કે તનમનને આ સગાઇ પસંદ નથી. તેના દીલમાં કૈંક છૂપું દર્દ છે. આવો વિચાર આવતાંજ કાંતિલાલને પારાવાર દુઃખ થયું. દિલ વિનાની તનમનને પોતાની કરવી? નહિ. એ પાપ છે. આવા વિચાર તેના મગજમાં પણ ઘૂમવા લાગ્યા. વિમલા તનમનના ક્ષુબ્ધ હૃદયનો મર્મ પામી શકી નહિ. પણ આ વાત આ ત્રિપુટીજ જાણતી હતી. વડીલો વડીલોના કામમાં ગૂંથાયલાં રહેતાં. તેમને તનમનના દિલના વ્યાધિની ખબર પડી નહિ.

"બહેન !–" કાંતિલાલે એકાંતમાં પોતાની બહેન વિમલાને પૂછ્યું:

"તને એમ નથી લાગતું કે મારી સગાઇ તનમન સાથે થવાની વાત સાંભળી ત્યારથી તનમન બદલાઇ ગઇ છે ?–" કાંતિલાલનો સ્વર કરૂણ થયો. ભેદાયલા હૃદયે તે બોલતો હતો.

"મને બરાબર સમજ પડતી નથી ભાઈ! પણ તનમન આપણે આવ્યાં તે દિવસે જેટલી આનંદી હતી તેટલી હવે નથી રહી. એને કાંઇ પણ માર્મિક વ્યથા હોવી જોઇએ" વિમલા બોલી.

"બરાબર છે, બ્હેનાં ! હોવી જોઇએ નહિ. છેજ. એના દિલમાં ભયંકર દર્દ છે—એની આંખોમાંનો કરૂણ ભાવજ તે સ્પષ્ટ બતાવી આપે છે. બહેન ! એને મારા સાથે નથી પરણવું–" કાંતિલાલની આંખમાં પાણી આવ્યાં.

"એ શું બકે છ? ભાઈ! તું કાંઈ ગાંડો થયો છે? હશે. કંઈ ભૂતકાળની દુઃખી બીના સાંભરી આવી હશે. તેથી એ જરા ગંભીર બની હશે. આવા ભળતા વિચારો કરી તું શા માટે હતાશ થાય છે? કાંતિ! મારા વ્હાલા ભાઈ! આ શું? તારી આંખમાં આંસુ?...તને ક્યાંથી ખબર કે એના દિલની લાગણી તારા પ્રત્યે નથી..."

"મને અનાહત નાદ સંભળાય છે કે એનું દિલ મારી ઝંખના નથી કરતું..."

"તું એ શી રીતે જાણી શક્યો?"

"ગાંડી! હું એને આજનો ચાહતો નથી. આપણે ગયા ઉન્હાળામાં અહિં આવી ગયાં ત્યારથી મેં મારૂં દિલ એને આપી દીધું છે—નહિ—અનાયાસે, અજાણતાં મારાથી દિલ અપાઇ ગયું છે. દિલ આપવામાં લેનારની સંમતિની જરૂર નથી. આપનાર આપે છે. લેનાર લે કે ન લે તેનો આધાર ભાગ્યપર છે. બહેન! મેં મારૂં દિલ એને આપી દીધેલું—એ મારા અંતરમાં જડાઇ બેઠેલી—તનમન મારા હૃદયમંદિરની દેવી બનેલી—એટલે મારી દેવીને દુઃખ થાય છે, તેનું દિલ ભેદાય છે, તેની આંખોમાં તેના હૃદયનું રૂદન છે, તે શું મનેજ ન દેખાય? વિમલા! બહેન! તનમન મને નથી ચાહતી. એનું હૃદય વેચાણ થયલું છે—" કાંતિલાલના હૃદયના ચીરેચીરા થઈ ગયા.

"હેં? એ બીજાને ચાહે છે?" વિમલા આશ્ચર્ય પામી. દુઃખી પણ થઈ.

"હા. એ બીજાની છે. મારો એના દિલપર બીલકુલ અધિકાર

નથી. હું જબરજસ્તીથી મારી દેવીને તેના હૃદયવલ્લભ પાસેથી ખૂંચવી લેવા નથી માગતો. અમારી સગાઇ કરવાની હું પિતાજીને ના પાડીશ..." છાતીપર પત્થર મૂકી કાંતિલાલે અંતિમ વાક્ય ઉચ્ચાર્યું.

"પણ તું આમ ઉતાવળો શા માટે થાય છે? વખત છે ને તારી ભૂલ પણ થતી હોય—"

"નહિ, બહેનાં! મારી ખાત્રી છે. મારા હૃદયમાંથી ટંકાર થાય છે કે તનમનને દુઃખ થાય છે. તનમનને કાંટો વાગે અને મને ભાલો ભોંકાવા જેવું દુઃખ ન થાય એ બનેજ નહિ. હું એને દુઃખી નહિ કરૂં. એના પ્રેમમાર્ગમાં હું કંટક નહિ નાખું..."

"પણ તારી શંકાનું નિવારણ તો કરી લે. કદાચ તું ખોટી ભ્રમણામાંજ ફસાતો હશે. અને ભાઇ! એક તનમન ગઇ તો શું થયું? મારા કાંતિને હું હજાર તનમન લાવી આપીશ..."

"નહિ, વિમલ! એવું ન બોલ. મેં કેવા પૂજ્યભાવથી એની પૂજા કરી છે તે તું નથી જાણતી. મેં મારૂં સર્વસ્વ એ દેવીને ભક્તની શ્રદ્ધાથી ચઢાવી દીધું છે. એ મારો સ્વીકાર ન કરે તેમાં એનો દોષ નથી. મારી ભક્તિમાંજ કાંઇ ખામી હોવી જોઇએ."

"પથરા! આવા ભાવનાવાદમાં તો તું ગાંડો થઇ જશે..."

"ને બહેન! ભાવનાસૃષ્ટિમાં વિહાર કરવાનો અણમોલ આનંદ ભોગવવા માટે દિવાના થવામાં મઝા નથી?"

"મઝા શાની? જો મઝા હોય તો તું આટલો બધો દુઃખી કેમ થાય છે? ભાવનાવાદીઓ હમ્મેશાં હૃદયભગ્ન હોય છે—"

"એ ખરૂં હશે કદાચ. પણ ભાગેલા હૃદયને પોતાના

પ્રિયજનની સ્મૃતિમાં જે સ્વર્ગિય આનંદ મળે છે તેનો લક્ષાંસ પણ વ્યવહારઘેલા સંસારીઓ નથી ભોગવતા...જો તનમન મારી ન થાય, અને દિલ અર્પીને મારીપત્ની ન થાય તો હું તેના સ્મરણમાં સુખ માનીશ, તેની દિવ્ય જ્યોતિર્મય મુખકાંતિ નિરંતર મારી દૃષ્ટિ સમક્ષ ખડી રહેશે અને બહેન! પ્રિયતમાના એવા દર્શનમાં જે ખુદાઇ નૂર છે તે સંસારમાં નથી હો ."

"પણ મારા વીરા જરા મારાં ભાભી સાહેબને પૂછી ખાત્રી તો કરો...'

"વિમલ! તું ફરીથી તેને 'ભાભી' કહીને તેનું દિલ ન ભાગી નાખતી. વ્હાલી બહેન દિલની વ્યથા કેવી હોય છે તે તું કલ્પી શકીશ. જે મારી નથી થવા માગતી તેને તું ભાભી કહે તે તેનું અપમાન કરવા બરાબર છે; એટલુંજ નહિ પણ તેના મૃણાલ સમ કોમલ હૃદયપર હથોડાના ઘા કરવા સમાન છે—"

"વારૂ મીઠા! તું કહે છે તે પ્રમાણે કરીશ. પણ ભાઈ! મારૂં ગાંડીનું કહેવું માન. આજે સાંજે હું એને મારી સાથે નદિ કિનારે ફરવા લઈ આવીશ. તું પણ આવી પહોંચજે. ત્યાં તમારાં દિલ ખોલવાનો ભાર મારે માથે. પછી કંઇ છે?"

"વારૂ." કહી કાંતિલાલ હતાશ થઇ ખુરશીપર બેસી ગયો.

વિમલા દુઃખી દિલે બીજા ખંડમાં ચાલી ગઈ.



## પ્રકરણ ૧૮ મું

### મેના.

રાતના આઠેક વાગ્યા હતા. આકાશમાં ચંદ્ર ન્હોતો. ગૅસની ફાનસો મુંબાઇના રસ્તાઓ પરનો અંધકાર ચીરવાનો પ્રશંસાપાત્ર પ્રયાસ કરી રહ્યા હતા. ગાડીઘોડાની ધમાલ ચાલુજ હતી. લલિત પોતાની ચાલીમાંથી બહાર નીકળી કંઇક ગૂઢ વિચારમાં નિમગ્ન થઇ રસ્તામાં ઉભો હતો. તેના વદનપર ખિન્નતા છવાઈ હતી. આંખોમાં દઢતા અને ક્રોધનું મિશ્રણ હતું તેથી તેનાં તેજસ્વી નયનોમાં જરા રતાશ આવી હતી. જડ પૂતળા પેઠે તે ચાલીના મુખ્ય દ્વાર પાસે ઉભો હતો. તેની છાતી એક બે પલ ધડકી. તે અતિ સાહસિક પગલું ભરવા જતો હતો. આજે પેલી પતીત સ્રીને મળવાનો તેણે નિશ્ચય કર્યો હતો. મેજીસ્ટ્રેટની અદાલતમાં ગુનેહગારના પિંજરામાં તેને પ્રથમ જોઈ ત્યારથીજ લલિતનું હૃદય તેને માટે બળાબળી રહ્યું હતું. તેને ત્યાં જવું કે નહિ, તેને શી રીતે છોડાવવી, તેને જો તે રાજી હોય તો, પોતાને ત્યાં આશ્રય આપવો કે નહિ વિગેરે વિચારોમાં ઘણા દહાડા તેણે વીતાવી દીધા હતા. અંતે વિદ્રોહનું પૂર પ્રબળ થઇ ગયું. તેના ગંડખોર હૃદયને તે મર્યાદામાં રાખી શક્યો નહિ. યુવાનીના આવેશને લીધે અથવા સમાજની ઘોર અસમાનતા અસહ્ય થઇ પડવાથી તે મરણીયો થયો. સમાજની મર્યાદાનું ઉલ્લંઘન કરવાને કમર કસી. જો મારા જેવા વીર યુવાનો સમાજની માની લીધેલી સીમાને ન તોડે તો આવી અસહાય અબળાઓને કોણ સહાય કરશે? એવા વિચારથી તેણે પેલી બાઇને ત્યાં જવાનો નિશ્ચય કર્યો હતો.

તે ચાલ્યો. અલ્પ સમયમાં દાકોરદ્વારપર આવેલા એક ઘર પાસે જઈ પહોંચ્યો. દાદર ચઢતાં પુનઃ તેના હૃદયમાં કમ્પ થયો. તેનો અંતરાત્મા સહેજ ધ્રુજ્યો. પુનઃ દૃઢતા તેની વ્હારે ધાઈ. અસ્થિર પગલાં સ્થિર થયાં. તે દાદર ઉપર ચઢી ગયો.

"આવો શેઠ! ..." ઉપર જતાંજ બારણા પાસે ઉભેલી એક વૃદ્ધ બાઈએ લલિતને હસીને આવકાર આપ્યો.

લલિતે દિવાનખાનામાં પગ મૂક્યો. પુનઃ તેનું હૃદય ધડક્યું: પણ હવે તે પાસા નાખી ચૂક્યો હતો. તે અંદર ગયો.

'આવો..." એક સુન્દર યુવતી બોલી:

લલિત ગુપચૂપ એક ખુરશીપર જઈ બેઠો. તે એક શબ્દ પણ બોલી શક્યો નહિ.

દિવાનખાનું પૂરા ઠાઠથી શણગારેલું હતું. બારી પાસે ચાર યુવાન સ્ત્રીઓ બની ઠનીને એક સુંદર ગાલંચાપર બેઠી હતી. દિવાનખાનાની બાજુમાં ત્રણ ન્હાના ઓરડાઓ હતા. આ ઓરડાના દ્વારપર લાલ પરદા લટકતા હતા. ફરનીચર પણ સુન્દર અને સુવ્યસ્થિત હતું. લલિત ખિન્ન હૃદયે આ પાપસ્થલનો વૈભવ જોઈ રહ્યો; એક બે પલમાંજ તેની તિક્ષ્ણ નજરે જોઈ લીધું કે વૈભવ પાપીઓનાજ ધામમાં વસે છે; લક્ષ્મી પગે લાગતી પાપનેજ ભેટે છે. તેની સામે ચાર યુવાન સુન્દરીઓ હતી. તે બધીએ બારીક રેશમની સાડીઓ પહેરી હતી. ચોળીપર કિનખાબની ભાત હતી. માથામાં પુષ્પની વેણી બહેકતી હતી. આ બધી સ્ત્રીઓનું સૌન્દર્ય ત્યાં બજારૂ ચીજો પેઠે વેચાતું હતું. સૌન્દર્ય-યૌવનનાં વેચાણ થાય તે લલિતે આજે પ્રત્યક્ષ જોયું. ચારે

રમણીઓ એકમેક સાથે હસીને કંઇ કંઈ વાતો કરી રહી હતી. તેમનાં વદનપર લજ્જા ન્હોતી—નારીસુલભ મર્યાદાનું નામનિશાન ન્હોતું. કદરદાન ગ્રાહકોને ચરણે પોતાનું સૌન્દર્ય ધરવાને ચારે જણી ઉત્સુક હતી અને લલિતની નજર કઇ રમણીપર ઠરે છે તે જાણવાને બધી આતુર હતી. લલિતના યુવાન હૃદયને હચમચાવી નાખવાને માટે ચારે જણીઓ અંગમરોડમાં જાણે એક બીજી સાથે સ્પર્ધા કરતી હોયની એમ લાગતું હતું. લલિત તો આ તમાસો જોઇ ચકિતજ થઇ ગયો. તેને તે રમણીઓમાં સ્ત્રીના એક નૈસર્ગિક સ્વભાવનું દર્શન થયું નહિ. પાંચેક મિનિટ સૂધી તેણે ત્યાંની લીલાજ જોયા કરી. વીજળીની બત્તી દિવાનખાનામાં ઝગારા મારી રહી હતી. એક બાજુ વીજળીનો પંખો પૂર જોસથી ફરી રહ્યો હતો. સામેથી યુવાન સ્ત્રીઓનાં નયનશરો તેનાપર ફેંકાતાં હતાં અને લલિતના અંતરમાં ભયંકર દવાગ્નિ સળગતો હતો. આ મનુષ્યોનું નિવાસસ્થાન છે કે કેમ એવો પ્રશ્ન પણ તેના હૃદયમાં એકવાર ઉપસ્થિત થયો. તે જેને જોવા આવ્યો હતો તે ત્યાં ન્હોતી. કદાચ આ ચારે જણી પણ તેના જેવીજ હોય તો ? એવો વિચાર આવતાં તેને પેલી રમણીઓની દયા પણ આવી.

પાંચ દશ મિનિટ આમ વહી ગઇ. એક દક્ષિણી સ્ત્રીએ લલિતને પાન આપ્યું તે તેણે લીધું. એવામાં એક પરદો ખસેડી એક યુવતી બહાર આવી. લલિતની નજર તરતજ તેના પર પડી. તે એજ યુવતીને જોવા આવ્યો હતો. યુવતીનું વય સત્તર અઢાર વર્ષનું હતું. વદનપર અજબ ખુમારી હતી. આંખો અત્યંત મદીલી—કાતિલ અને

કામી હતી. શ્યામ કાજળના અંજનથી તેનાં શ્યામ નયનો ઔર મદીલાં બન્યાં હતાં. નિર્મલ હૃદયને એકજ નયનશરથી વિંધી નાખવાનો તેનામાં તાકાત હતી. યુવતીનો કેશકલાપ પણ ભવ્ય અને મોહક હતો. આજે તેણે એક શેરની ચોટી ગૂંથી હતી અને તે લાંબી નાગણ પેઠે તેની ગરદનપરથી કમ્મર સુધી લટકી રહી હતી. સુન્દરીની સુન્દરતામાં તેથી ગજબનાક વધારો થતો હતો. ગુલાબી રંગની સાડી તેની દેહલતાને દીપાવતી હતી અને તેપર ચળકતી નાની નાની રૂપેરી ટીલડીઓ જાણે આકાશ મંડળમાં તારલીયા ઝગમગતા હોયની તેવી લાગતી. રેશમની તસતસતી ચોળી તેના હૃદય પ્રદેશની આસપાસ વીંટાઇ વળી હતી અને આવી સુસ્વરૂપ યૌવનાના ઉન્મત કુચયુગલને ભેટવાનું મળવાથી જાણે મલકાતી હોયની તેમ ઉંચી નીચી થતી હતી! યુવતીનો વર્ણ ઘઉંવર્ણો હતો; પણ ગૌરાંગનાઓને પણ લજાવે એવું લાવણ્ય બ્રહ્માએ તેને સમર્પ્યું હતું. આ અદ્દભુત લાવણ્યનું વેચાણ થશે—હીનભાગી કુસુમ કલિની પેઠે તે ગમે તેના પગતળે છુંદાશે એવી ભયાનક કલ્પના બ્રહ્મદેવને તેને ઘડતી વખતે નહિ આવી હોય! આ મદોન્મત્ત યુવતી તે મેજીસ્ટ્રેટની અદાલતમાં આત્મહત્યા કરવાના પ્રયાસ માટે સજા પામેલી હતભાગી મેના!

પણ કેદી મેના અને આજની રંગીલી મેનામાં કેટલું બધું પરિવર્તન થઇ ગયું હતું? ગુનેહગારના પિંજરામાં તે ભીખારી હાલતમાં ઉભી હતી. આજે તેના શરીરપર સુવર્ણનાં અલંકારો ઝળહળી રહ્યાં હતાં. તે સમયે તે દયાપાત્ર અને પાપભીરૂ હતી—આજે તે તિ-રસ્કારપાત્ર અને પાપની જીવંત પ્રતિમા બની હતી.

આ સ્રીના યૌવન–સૌન્દર્ય–આત્માને પાશવવૃત્તિના ગુલામોના પંઝામાંથી બચાવી લેવાને લલિત આવ્યો હતો. મેના આવતાંજ એક બે સ્રીઓએ મ્હોં મરડયું. લલિત તેને જોઇ બે ચારપલ તો અવાક્ જેવોજ થઇ ગયો. તે આવતાંજ દિવાનખાનાની શોભા જાણે વધી ગઇ.

આ સમયે પેલી વૃદ્ધા ત્યાં આવી ને લલિત તરફ જોઇ બોલી:

" કેમ શેઠ ? "

લલિતે મેના તરફ આંગળી કરી.

" દશ રૂપિયા... "

લલિતે ખીસામાંથી દશની નોટ ડોશીના હાથમાં મૂકી.

મેના એક ઓરડામાં ગઇ. લલિત પણ તેની પાછળ ગયો. ઓરડામાં એક પલંગ બિછાવેલો હતો. તેપર મચ્છરદાની હતી. પલંગપર મુલાયમ તળાઇ તથા સુંદર ઉશીકાઓ હતાં. મેના એક ખુરશીપર બેઠી; અને હસીને બોલી.

" પલંગપર બેસો ... "

" મેના... " લલિતનો સ્વર જરા ધ્રુજ્યો. પણ તરતજ તે સાવધ થઇ ગયો:

" મેના ! તને આ સ્થલ ગમે છે ? કેદખાનાની કંગાલિયત અને આ પાપસ્થળના ખૂની વૈભવો, એ બેમાંથી તને વધારે શું ગમે છે ?... "

મેના ચકિત થઇ ગઇ—અવાક્ બની ગઇ. ગભરાઇને ધ્રૂજવા લાગી. આ યુવાન કોણ ? તે તેના ભૂતજીવનની વાત શી રીતે જાણી

શકયો ? તે તે કલ્પી શકી નહિ. અદાલતમાંજ લલિતે તેને જોઇ હતી; પણ મેનાએ તેને જોયો ન્હોતો અને જોયો હોય તો તેની સ્મૃતિ રહી ન્હોતી.

" તમે... તમે ..." તે લથડતા સ્વરે બોલી.

" તારે મારાથી ગભરાવાનું કાંઇજ કારણ નથી. મેં તને મેજીસ્ટ્રેટની અદાલતમાં જોયેલી—ત્યાં તારી કેટલીક હકીકત સાંભળી અને બહુ દુઃખ થયેલું—પછી તને સજા થઈ—તું કેદમાંથી કયારે છૂટી તેની મને ખબર નથી; પણ હું મારે ગામથી આવ્યો ત્યારે મેં તને આ ઘરની બારીએ ઉભેલી જોઈ. મારા હૃદયને ભયંકર આઘાત થયો. મેના ! સાચું કહે. તને આવું પતીત જીવન ગાળવું ગમે છે ? તને આવા જીવતર કરતાં મરી જવું બહેતર નથી લાગતું ? તારી જુવાની, તારો ધર્મ, તારી ખુબસુરતી અને તારૂં સ્રીત્વ વેચી નાખવામાં તને મઝા મળે છે ? મેના ! શું મનુષ્યની જીંદગી આવાં કામો માટે છે ?..." લલિત ધીમા સ્વરે પણ પ્રબલ જુસ્સાથી આ શબ્દો બોલ્યો. મેના જ્યાં બેઠી હતી ત્યાંજ ચ્હોંટી ગઇ—તેનું શરીર થરથરધ્રૂજવા લાગ્યું. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે જેમ તેમ ઉભી થઇ. લલિત જ્યાં બેઠો હતો ત્યાં જઇ તેનાથી એક વેંત જેટલેજ છેટે બેઠી. તેના હૃદયમાં એક જાતનો પ્રબલ ભાવ પ્રકટયો હતો. તે ભ્રમિત જેવી થઈ ગઇ હતી. આ પાપસ્થલમાં આવ્યા પછી એકલો લલિતજ તેને એવો મળ્યો કે જેણે પ્રથમ તેને તેના જીવનની ભયાનકતા સમજાવી. તેને લલિતપર વ્હાલ છૂટયું—ઉમળકો આવ્યો. પૂર્વ પરિચયન હોવા છતાં લલિતનું સરલ વદન જોઈ મેનાને

તેનાપર શ્રદ્ધા બેઠી. તે લલિતનાં માથાના વાળ સાથે રમત કરતી બોલીઃ

"વ્હાલા ? ..."

લલિત ચમકયો—દૂર ખસી ગયો. તેની આંખો સખ્ત થઈ. પણ તેણે મિજાજને કાબુમાં રાખ્યો.

"મેના ! હું તારા સૌન્દર્યનો ગ્રાહક નથી; પણ તારા આત્માનો ગ્રાહક થવા માગું છું. બોલ, સાચું કહે, તને આ જીવન ગમે છે ? જરા પણ અચકાતી ના—મારાથી બ્હીતી ના. સંકોચ રાખવાની કશી જરૂર નથી. જો તું આ ગંદી ગટરમાંજ જીવન પૂરૂં કરવાને સર્જાઈ હશે તો તેમાંથી તને કોઇજ બચાવી શકવાનું નથી. તારો આત્માજ મરી ગયલો હશે તો તારો કોઇ કાળે ઉદ્ધાર થવાનો નથી. પણ મને લાગે છે—મેં તને અદાલતમાં જોઇ ત્યારથીજ મને એમ લાગ્યું છે કે, તારો આત્મા જીવંત છે. જો તારો આત્મા મરી ગયો હોત તો હિંદુસ્તાનની હજારો વિધવાઓના પેઠે તેં પણ તારા બાળકનું ખૂન કર્યું હોત ! પણ નહિ. તું ઇશ્વરથી ડરી—સમાજનો તિરસ્કાર તેં વ્હોરી લીધો અને તારા બાળકને બચાવવા માટે તારા હીચકારા પ્રેમીનો ત્યાગ કરી તેં જગતની નિંદા વહોરી લીધી. તારા એકલા આજ કામને લીધે મને તારે માટે લાગણી થાય છે. તું ગબડી પડી છે; પણ હજુ ઉંડી ખાઇમાં પડી નથી. બેચાર ડગલાં નીચે પડી છે પણ કોઇનો હાથ હોય તો જરૂર તું ઉંચે ચઢે. બોલ મેના ! તારે શું જોઇએ છે ? પર્વતના ઉંચા શિખરપરની નિર્મલ હવા કે અંધારી ખાઇની અસહ્ય દુર્ગંધ ! તને અહિં પૈસા મળશે- ઘરેણાં મળશે—રેશમી

વસ્ત્રો મળશે—તારી જુવાની ટકશે ત્યાં સુધી બધાય પશુઓ તારા ગુલામ બનશેઃ પણ પછી? મેના! રમણિય આજનો નહિ પણ ભયંકર આવતી કાલનો વિચાર કરી મને ખુલ્લા દિલે કહે કે તારે ક્યાં રમવું છે? મનુષ્યોની સાદી, આડંબર વિનાની, નિર્દોષ વાતાવરણવાળી મઢૂલીઓમાં કે સેતાનોના વૈભવવિલાસપૂર્ણ પણ અંતરની લ્હાયથી ધગધગતા રંગમહેલોમાં?"

મેના બાવરી જેવી સાંભળી રહી. લલિત ગાંડાની પેઠે બકી ગયો. તેને મેનાની પતીત દશા—સમાજે તેને કરેલી કરૂણ દશા જોઇ એટલું બધું લાગી આવતું હતું કે તે પોતે ક્યાં છે તે પણ ઘડીભર ભૂલી ગયો. મેનાના સુન્દર વદનપર તો શોકના ઘન વાદળાં છવાઇ ગયાં. તેની કાજળભરી આંખોમાંથી ઉન્હાં અશ્રુબિંદુઓ તેના મોહક ગાલપરથી ટપકવા લાગ્યાં. લલિતના એકેએક શબ્દની કિમ્મત તે સમજી શકી હતી. લલિત અંતરના ઉંડાણમાંથી, સાચી લાગણીથી બોલતો હતો એટલે મેનાનો અંતરાત્મા પણ જાગ્રત થયો. તે કરૂણ સ્વરે, લલિત તરફ અશ્રુભીની આંખોએ જોઇ બોલીઃ

"ત્યારે હું શું કરૂં?...મારૂં કોઇજ નથી...આખી દુનિયામાં મને તસુભાર પણ જગ્યા આપે એવું કોઇ નથી. તમે તો કોઇ દેવ જેવાજ લાગો છો! આ જગ્યાએ આવનારાઓમાં બધાય મેં પશુઓ જેવા—કેટલાકો તો રાક્ષસો જેવાજ જોયા. તેમને મનુષ્યની કિમ્મત નથી. તેઓ મારા ભૂખ્યા નથી; પણ મારી જુવાની અને ખુબસુરતીના ભૂખીઓ છે..."

" સાચું: તો પછી તું અહિંયા શામાટે આવી ? "

" અરે ! વ્હાલા !..." તે ગદ્ગદ્ થઈ બોલી.

" જો મેના ! તું મને ' વ્હાલા ' કહીને ન બોલાવ. હું તારો વ્હાલો થવાને નથી આવ્યો; પણ તારો સહાયક ભાઈ થવાને આવ્યો છું. મારી પતીત બ્હેન ! દુઃખી ન થા. જો તને આ જીવન જીવવું પસંદ ન હોય તો તારે આ ગંધાતી ગટરમાં રહેવાની કંઈજ જરૂર નથી. તારા આ ગરિબ ભાઇની ઝુંપડીમાં તને સ્વાદિષ્ટ પકવાન તો નહિજ મળે; પણ પ્રમાણિકપણે અને પવિત્ર શ્રમથી મેળવેલો રોટલાનો ટુકડો અને મીઠું તો જરૂર મળશે..." મેનાને લલિત દેવ જેવો લાગ્યો. તેના ચીરાયલા હૃદયપર અતિ લાંબા કાળ પછી આજે પહેલીવાર ઠંડો મલમ લગાડનાર તેને મળ્યો. તેના હતાશ જીવનમાં પ્રથમ આશાની ચીણુગારી પ્રકટી.

તે રડતી રડતી બોલી:

" ભાઇ ! આ નિરાધાર અભાગણીને આવી કંગાળ હાલતમાં દિલાસો દેનાર મારા વ્હાલા દેવ ! શું તમને એમ લાગે છે કે આ પાપી જીવતર મેં રાજીખુશીથી સ્વીકાર્યું છે ? ઓ ! નહિ...નહિ...એવું ન માનશો. હું ભિખારણ હતી. જગતની નજરે દૂષિત હતી. મને ચાર દિવસના કોરડા અપવાસ થયા હતા–છતાં–છતાં વ્હાલા ભાઇ ! મને આ પાપી વિચાર નહોતો આવ્યો. હું નિરાધાર, એકલી, અટૂલી, હાય અન્ન ! હાય અન્ન ! પુકારતી પુકારતી એક જગ્યાએ પડી હતી–તેવામાં મને આ ડોશીએ ખાવાનું અપાવ્યું–મને દીકરી માની–અને હાય ! અંતે અનેક લાલચો બતાવી મને ફસાવી–મારી જીંદગીની

ધૂળધાણી કરી નાખી" મેના નવધાર આંસુ સારવા લાગી. લલિતનું કોમલ હૃદય દ્રવી ગયું.

"મેના! કંઈ ચિંતા ન કર. પાપી પાપમાંજ સબ્બા કરે એવું કાંઇ ઇશ્વરી નિર્માણ નથી. સુધરવાનો સમય જોઇએ ત્યારે આપણાજ હાથમાં હોય છે. ગટરમાં પડેલો દારૂડિયો પણ હંમેશાં ગટરમાં રહેતો નથી; તો બહેન! તું તો સંસ્કારી છે—તારા આત્માનો દિપક હજુ બુઝાઇ ગયો નથી...તેંને જરા વાવાઝોડાની ઝપટ લાગી છે એટલુંજ. તું જો વેળાસર સાવધ થઈ જાય તો મેના! બાજી હાથમાંથી ગઇ નથી. બધાયે મનુષ્યો ગબડી પડે છે—આખી માનવજાતિ ભૂલથી ભરેલી છે,—પણ એક વાર ગબડ્યા પછી માણસ નીચે ને નીચેજ ગબડયા એવું ઇશ્વરી વિધાન નથી. મેના! જો તું સવેળા જાગ્રત થઇશ તો જીંદગી તારાજ હાથમાં છે."

"મારે શું કરવું?" મેનાએ ક્ષમણા સ્વરે પૂછ્યું.

જરાવાર વિચાર કરી લલિત બોલ્યો:

"તને આવી જીંદગી ગાળવી ગમે છે?"

"અરે! રામ! તમે આવું શું પૂછો છો? ભાઇ! આ નરક ખાનામાં રહેવું કોને ગમે? તમે જે બાઇઓને આગલા ખંડમાં જોઇ તે પાપમાં ટેવાઇ ગઇ છે એટલે તેમને હવે ઝાઝું લાગતું નથી: છતાં કોઈ કોઇ વાર એ લોકો પણ શ્રાવણ ભાદરવો વરસાવે છે."

"જો મેના! હું તને અગાઉથી સ્પષ્ટ કહી દેવા માગું છું. હું તને કોઇ પણ જાતની બૂરી ભાવનાથી લઇ જવા ઇચ્છતો નથી. મારે ત્યાં તને હું એક બહેન તરીકે રાખીશ અને તું પ્રમાણિકપણે તારૂં

ગુજરાન કરી શકે એવી વ્યવસ્થા કરી આપવાનો પ્રયત્ન કરીશ. તું જો અહિંના રાક્ષસી વિલાસોથી મોહી ન હો ય તો અહિંજ રહેજે..."

"ઇશ્વરને ખાતર એવું ન બોલો, ભાઈ! બળ્યા આ વૈભવો! લોહી વેચીને મેળાવેલ પૈસાને શું આગ લગાડવી હતી?..." મેનાની આંખમાં આંસુ આવ્યાં.

"હં...પણ મેના!..." એ ત્રણ મિનિટ પછી કાંઇ સ્મરણ કરી લલિત બોલ્યો:

"તું ગર્ભવતી હતીને ?..."

"હા..."

"તારૂં બાલક કયાં?..."

મેનાનું મ્હો ઉતરી ગયું. તેનાં સુન્દર નયનોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

"ભાઈ! જે વ્હાલા બાલકને બચાવવા માટે મેં મારા પાપી ધારને છોડયો, સગાં વ્હાલાંની નિંદા વ્હોરી લીધી, દુનિયાનો માર સહન કર્યો–તેને આ પાપીણીએ મારી નાખ્યું."

"હેં..." લલિતની આંખમાં ક્રોધ ભભૂકી ઉઠયો.

"તમે શાંત થાઓ. મોટેથી ન બોલો. એ રાંડ મહા પાપીની પાપી અને દુષ્ટની દુષ્ટ છે. ઇશ્વર જાણે એ બલાને હાથે કેટલીય બાળહત્યા થઇ હશે! ભાઇ! મેં તમને કહ્યું તેમ હું કેદમાંથી છૂટયા પછી લાચાર થઇ ગઈ–આ બાઇએ મને ભોળીને ભમાવી આશરો આપ્યો. પહેલાં તો મેં એને દયાળુ માની. થોડાક દહાડા એણે મારા તરફ ઘણો ભાવ બતાવ્યો. એવામાં મને તાવ આવ્યો–હું પથા-

રીવશ થઈ. પછી એક દહાડો મને કંઇ દવા આપવામાં આવી. હું તાવની દવા જાણી પી ગઈ અને...અને...તે દહાડે રાતે મેં એક મૃત બાલકને જન્મ આપ્યો..." મેના ડૂસકાં ખાતી ખાતી બોલી.

"ત્યારે તારી સંમતિ વિના એ બલાએ તારા બાલકનું ખૂન કર્યું ખરૂં ?..."

"હા..."

"ઠીક છે. હું આજેજ એને વગર ભાડાની કોટડીમાં પૂરાવીશ..." લલિત ક્રોધને આવરી શકયો નહિ. આવાં અનેક ખૂનો તેની નજર સામે થતાં હોય એવો તેને ભાસ થયો. તે કમકમ્યો. આવા પાપીઓ–ખૂનીઓને સમાજ પોષી શકે અને એક યુવાન વિધવા ગર્ભવતી થતાં સમાજ અભડાઇ જાય, એ વિચારજ સમાજપર અસામાન્ય તિરસ્કાર પ્રકટાવવાને પૂરતો હતો.

"ચાલ હવે. હિમ્મત ધર, મારી સાથે ચાલ..."

"સબુર ! ભાઇ ! તમે તો દેવના માણસ છો. પણ દુનિયાનો મને થોડો ઘણો અનુભવ છે. અહિંયા ઘણા લોહીતરસ્યા પશુઓ આવી ગયા. તેમાંના એક બે મને મારી જુવાની અને ખુબસુરતીથી આકર્ષાઇ ઉપાડી જવાને તૈયાર હતાઃ પણ તેમની પાશવતા હું ઓળખી ગઈ હતી. તમે મને બહેન ગણીને લઇ જાઓછો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશેઃ પણ મારા વ્હાલા ભાઈ! હું કાળમુખી તમારા ઘરમાં રહીશ ત્યારે દુનિયા તમને કેવી નિર્દય રીતે પીંખી નાખશે તેનો વિચાર કર્યો છે? હું તો પડી છું–મારૂં જે થવાનું હશે તે થશેઃ

પણ તમારા જેવા ધર્માત્માને હું વિના વાંકે દુઃખી કરવા માગતી નથી."

"મેના! મારે એક બહેન છે. તેને મારાં માબાપે કૂવામાં નાખી છે. તું પણ મારી બહેનજ છેને? જેવી મારી વીણા તેવી તું! ચાલ, દુનિયા ગમે તે બોલે તેની મને પરવાજ નથી. હું દુનિયા સામે બંડ ઉઠાવવાનેજ જીવું છુંઃ નહિ તો મેં જે ઘોર અન્યાયો જોયા છે તે પછી હું જીવી શકતજ નહિ. ચાલ હવે. આ નર્કાલયને આગ લગાડ..." લલિત આવેશભર્યા સ્વરે બોલ્યો.

"જરા શાંત થાઓ, બાપુ! તમે તદ્દન બીન અનુભવી છો. તમને એમ લાગે છે કે આ નીચ બલા મને તમારી સાથે આવવા દેશે?..."

"કેમ નહિ આવવા દે?"

"એની આવક જાય તેથી..."

લલિત જરા વિચારમાં પડયો.

"ધાર કે તારી આવવાનીજ મરજી હોય છતાં એ અટકાવ કરી શકે ખરી?"

"એ પાપીણીનાં કારસ્તાન તમે જાણતા નથી. એની પાસે ઘણા બદમાસ મવાલીઓ છે. એક બોલ બોલતામાં એ તમને ચોળી નાખશે..."

"અહિંયા એના બાપનું રાજ્ય ચાલે છે?"

"એના બાપનું રાજ્ય ચાલે છે કે નહિ તે તો હું જાણતી નથીઃ પણ એ પોતે તો આ ઘરમાં સત્તા ચલાવે છે ને કોઇ એની સામે ચુંચાં કરી શકતું નથી..."

" તારા બાળકનું એણે શું કર્યું ?"

" આ ઘરની પાછળ રાત્રે દાટી દીધું..."

" ઠીક. ચાલ, હવે ગભરા ના. તારો વિચાર દૃઢ છે ને ?"

" હા...પણ...મને તમારી સલામતીનો ડર લાગે છે."

" તું મારી ચિંતા ન કર. મને એક યુક્તિ સૂઝી છે. એક શબ્દ પણ બોલ્યા વિના એ આપણને જવા દેશે. ચાલ..." લલિત બહાર નીકળ્યો.

મેના પણ દિવાનખાનામાં આવી. તેના વદન પર ભયની લાગણી છવાઈ હતી.

દિવાનખાનામાં આવ્યા પછી લલિત એવે સ્થલે ઉભો કે જ્યાંથી તરત દાદર તરફ જઈ શકાય. મેના તેનાથી એક બે ફુટ દૂર ઉભી હતી.

" બાઈ ..." તે પાપ મંદિરની માલીક ડોશીને સંબોધી લલિત બોલ્યો. તેના સ્વરમાં સત્તા અને દમામની છટા હતી. ડોશી પહેલાજ ગોળાથી જરા ચમકી.

" શું છે શેઠ ?" તે બોલી.

" મેનાને હમણાં ને હમણાં મારી સાથે મોકલી દે."

" ક્યાં ?"

" મારે ઘેર..."

" તમારા બાપની દીકરી છે કે ?" ડોશી વીફરી:

" સીધો રસ્તો માપ; નહિ તો એક હાડકું સીધું નહિ રહે, સમજ્યો ?"

" એમ ? " તિરસ્કારયુક્ત હાસ્ય કરી લલિત બોલ્યો:

" તને એમજ લાગે છે કે તું તારા બાપના અમલમાં વસે છે, પણ બદમાશ ! તું મને ઓળખે છે ? જો ગુપચુપ મેનાને રજા આપવાની ના પાડીશ તો આજે ગતે તારે પોલિસ ચોકીપર સુવું પડશે. સમજી ? "

" શું ? કેદમાં ? તું મને કેદમાં મોકલશે ? શા માટે ? "

" શા માટે ? તારાં કાળાં કામની કોઇનેજ ખબર નહિ હોય એમ ? સાંભળ, જો તું મેનાને અટકાવી રાખીશ તો હું તેના બાળકનું ખૂન કરવાના ગુન્હા માટે તને પોલિસને હવાલે કરીશ. પછી તારા હાલ કેવા થશે તેનો વિચાર કર. સાત વર્ષની કેદ અથવા ફાંસી ? પસંદ કરી લે. તારે શું જોઇએ છે ? મેનાને છોડી દઇ તારે બચી જવું છે કે ખૂની તરિકે અદાલતમાં ઉભા રહેવું છે ? બોલ–જલદી બોલ " લલિતના સ્વરમાં પ્રખરતા આવી.

લલિતનો દમામ–તેની પ્રતિભાસંપન્ન મુદ્રા–તેના સ્વરની કઠોરતા અને પોતાના પાપ પ્રકાશનથી ડોશી ડરી–કમ્પી.

તે જરા ધીમા સ્વરે બોલી:

" શેઠ ! નાહક શા માટે મારા મારી કરવા આવ્યા છો ? તમે જે વાત કરોછો તે તદ્દન ખોટી છે.... "

" એમ કે ? જો તને પોલિસને સ્વાધીન કરીને તારા પાપની સાબીતી માટે હું તારા ઘરની પાછળની જમીન ખોદાવી મેનાનુ મૃત બાળક કાઢી આપું તો ? " લલિતે ડોશીનું પાપ તદ્દન ખુલ્લું કર્યું.

ડોશીનું મ્હો ઉતરી ગયું. મેનાને આંગળીના પ્રશારાથી પોતાની પાસે બોલાવી લલિત બોલ્યો:

" સાંભળ બાઈ! હું મેનાને લઇ જાઉં છું. તારા આ પાપ-સ્થલમાં એ રહેવા નથી માગતી. એને હવે પછી રસ્તે-ઘાટે-કોઇપણ સ્થળે જો તું કદાચ મળે તો એનું નામ શુદ્ધાં લેતી નહિ: નહિ તો શું થશે તે મેં તને કહી દીધું છે. તારે એક ખંડખોર જુવાન સાથે કામ લેવાનું છે તે યાદ રાખજે. તારા મવાલીઓની મને પરવા નથી. તેઓ બહુ બહુ તો મારો જાન લઇ શકશે. પણ તે પહેલાં તું કાળા પાણી જશે તે ધ્યાનમાં રાખજે. ચાલ મેના ! દાદર ઉતરી જા..."

મેના ચુપચુપ દાદર ઉતરી ગઇ. લલિત પણ તેની પાછળ ગયો. પોતાના પાપકર્મથી ડઘાઇ ગયલી પાપીણી લલિતના હાથમાં આબાદ સપડાવાથી એક શબ્દ પણ બોલી શકી નહિ.

અલ્પ સમયમાં મેના સ્વતંત્ર થઇ. ઝેરી વૈભવવિલાસમાંથી છૂટી તે લલિતની વૈભવ હીન પણ પવિત્ર ઓરડીમાં આવી. તે હસતાં હસતાં બોલી:

" એ રાંડ આમ નમણું આપશે એમ હું ન્હોતી ધારતી ભાઈ! તમે એના માથાના મળ્યા..."

લલિત બોલ્યો:

" પાપી હમ્મેશાં ભયભીત રહે છે. અને પાપની સાબીતી સાંભળ્યા પછી તેની હિમ્મત એક પલ પણ ટકી શકતી નથી."

## પ્રકરણ ૧૯ મું.

### માળામાં ખળભળાટ.

પ્રાતઃ કાલ થતાંજ લલિતની ચાલીમાં રહેતા "નીતિના પૂતળા" ઓને ખબર પડી ગઈ કે લલિતના ઘરમાં એક યુવાન સુન્દરી ગઇ રાત્રે આવી છે. આવી ખબર "વાયરલેસ ટેલીગ્રાફી" કરતાં પણ વિશેષ ત્વરાથી ચોતરફ ફેલાઇ જાય છે. ચાલીમાં કેટલાક "મરજાદી" ઓ રહેતા હતા. કેટલીક "મરજાદણો" પણ હતી. શ્રી મહા પ્રભુજીને ચરણે તેમણે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું હતું. એ વૈષ્ણવીઓ પોતાના પતિને અડકતાં પણ અભડાઇ જતી; પણ મહારાજના મંદિરના ગંદા-માતેલા સાંઢ જેવા "જલગરીઆ" અને "ચોબા"ઓની સાથે ઠીઠ્ઠા ઠીઠ્ઠી કરતાં તથા મંદિરના બે બદામના નોકરના હાથના "કોરડા" નો માર ખાતાં તેમને "મહાપ્રભુજી" નું વિમાન નજીક આવતું દેખાતું. કેટલીય મરજાદી વૈષ્ણવાઓ મંદિરમાં અને બહાર ભ્રષ્ટ થઇ આવતી; પણ બહારનો તેમનો ડોળ સતી પદ્મનીને લજાવે તેવો હતો. કેટલાક ડાકોરના ગોર ગોરપદું છોડી મુંબઈના શ્રીમંત યજમાનોના પૂર્વજોને સીધા સ્વર્ગમાં દાખલ કરવાના પરવાના આપવાનું 'ઉદાર' અને 'પરમાર્થી' કામ કરવાને આ ચાલીમાં આવી વસ્યા હતા. તેમની ગોરાણીઓ અને યુવાન દીકરીઓ મંદિરોમાં પરપુરૂષોની મેદનીમાં ભચડાતી-કોઇ લહેરી લાલ મળી જાય તો ઘડીભર તેની સાથે કોઇ સ્થલે જઇ એકાદ બે નોટ કમાઇ આવતી· પણ તે તો બાહ્મણ

કુળમાં જન્મેલી એટલે વશિષ્ઠ અને દ્રોણના પૂણ્યકર્મોના પ્રખર અગ્નિમાં તેમનાં પાપો બળી ગયલાં મનાતાં અને સમાજના નેતાઓ વ્હાલથી તેમની પૂજા ભાવે સેવા કરી પોતાના સ્વર્ગના દરવાજા ઉઘાડા રખાવતા.

કોઈ કોઢી માણુસ તેર વર્ષની નિર્દોષ બાલાને પરણી લાવી તેના જીવનની પાયમાલી કરી નાખે તો તે 'સંસારી' અને 'આબરૂદાર' થયલો કહેવાય; કોઇ ૬૦ વર્ષનો બુઢ્ઢો વાંદરો પૈસાના જોરે; ચોથી કે પાંચમી વાર કોઈ મુગ્ધાનો હાથ પકડી બ્રાહ્મણુના આશિર્વચનથી ગૃહસ્થાશ્રમી થાય તો દુનિયાના લોકો "શેઠને ત્યાં રૂડો દહાડો આવવાની" પ્રાર્થના કરે; નામર્દ શ્રીમંત લક્ષ્મીના પ્રતાપે ત્રણ ચાર પત્નીઓ પરણી લાવે છતાં સંતતી ન થાય ત્યારે ફક્ત પૈસાનેજ પૂજતી દુનિયા તેની નિર્દોષ સ્ત્રીઓને "વાંઝણી" કહી વગોવે; તેર વર્ષની બાલા પર બલજબરીથી માતૃપદ લાદી તેના આરોગ્ય અને સૌદર્યનું ખૂન કરનાર ખુની "વસ્તારી" કહેવાય અને તેના માબાપો "દીકરાના દીકરા"ને જોઇ ગાંડા ઘેલા થઇ જાય; વિધવા સ્ત્રી ગુપ્ત રીતે પાંચ દશ વાર ગર્ભપાત કરે પણ જો તે "મંગળા" ને "રાજભોગ" ના દર્શનાર્થે "જે-જે-જે" કરતી દોડી જતી હોય તો પાપ અને પુણ્યની વાંટણી કરવાનો ઇજારો લઈ બેઠેલા મહારાજો તેને પૂણ્યના દડિયાઓ ભરીને પ્રસાદ આપે અને તે જગતમાં મહા સતી ગણાય; અનેક જાતના દુર્વ્યસનો અને વેશ્યાગમનથી કોઢ, રકતપીત વિગેરે રોગથી પીડાતા માણુસને પણ સમાજ જ્ઞાતિ બહિષ્કારની લાંબી ડાંગ મારી શકે નહિ; શ્રીમંત

કોઠીઆઓને તો ઘણા આબરૂદાર માણસો પોતાની કન્યા આપી તેનો વંશ વધારવાની ઉદારતા બતાવવાને દોડયા જાય; પણ લલિત જેવો યુવાન મેના જેવી યુવતીને બહેન ગણીને ઘરમાં રાખે તો "પવિત્રતા" માટે છાતી ફાડી નાખનારા અને ફક્ત "શ્રીમહાપ્રભુજી" ના ચરણમાંજ જીવન ગાળનારા વૈષ્ણવોની પવિત્ર નજરે દુનિયામાંથી ધર્મ ઉડી ગયેલો જણાય! મેનાને જોતાંજ તેમની આંતરડી કકળી ઉઠી–તેમણે કોલાહલ કરવા માંડયો, "આ છોકરો દેખાતો'તો સાધુ જેવો પણ જોયું? કોણ જાણે કોને ઉપાડી લાગ્યો છે? ...આવું તે કાંઈ આપણી ગૃહસ્થની ચાલીમાં ચાલે? બોલાવો શેઠને! એ સાળો સમજે છે શું એના મનમાં?" આવી આવી વાતો થવા લાગી. સ્ત્રીઓ પણ મેનાને જોઇને મ્હો મરડવા લાગી. લલિત અને મેના ઉભય સમજી ગયાં કે પાપમાંજ રચીપચી રહેલી દુનિયા "પવિત્રતા" ને 'પાપ' ઠરાવી, પોતાનાં ખૂની' અંતરને શાંતિ આપવાનો પ્રયત્ન કરવા મંડી ગઇ છે. બન્ને તોફાન માટે તૈયારજ હતાં. વાત વધી. એક પછી એક ભાડૂત આમ તેમ ડોકિયાં કરી મેનાને જોઇ ગયો. બેચાર યુવાનોએ તેને ઓળખી. પેલા પાપમંદિરના તેઓ પણ વિહારી હતા. મેનાને લલિતના ઘરમાં જોઈ તેમની છાતીમાં "ચમનું તાળું" મારી કેદ કરી રાખેલી બધી પવિત્રતા બહાર નીકળી આવી. "આ શું છે? હડહડતો કલિયુગ આવ્યો! વેશ્યાને તે ચાલીમાં રખાય! બોલાવો માળા વાળાને. એનો સામાન બહાર ખેંચી કાઢો–બેઉને કાઢી મૂકો–આજને આજ ખાલી કરાવો–" આવો

ગણુગણાટ થવા લાગ્યો. લલિતને લાગ્યું કે જરૂર આજે કાંઈ નવાજુની થવાની.

"આ કોણ છે? લલિતભાઇ!–" એક બાઇએ આવીને કાંઇક મ્હોંડે પૂછ્યું.

"મારી બહેન..." લલિત હસીને બોલ્યો.

"એમ કે?..." કહી તિરસ્કારથી હસી તે બાઈ ચાલી ગઇ. આ સ્ત્રીનું વય વીસ બાવીસ વર્ષનું હતું. બાંધો ભરાઉ હતો. ગાલપર રાતી સુરખી હતી અને આંખોમાં કામની ખુમારી હતી. તેનો પતિ એક કાપડિયાની દુકાનમાં તાકા ઉંચકવાનું કામ કરતો ને મહિને વીસ રૂપિયા કમાતો. તેમના ઘરનું માસિક ખર્ચ ઓછામાં ઓછું પચાસ રૂપિયાનું હતું. એ સ્ત્રી–રંભાના શરીરપર બેત્રણ હજારના દાગીના હતા–કબાટમાં ભાતભાતની સાડીઓ અને ચોળીઓ હતી. મુંબઇ આવ્યાં ત્યારે પાસે ખોટી પાઇ પણ ન્હોતી. કોઇ નિંદાખોર જીભડી કહેતી કે રંભાપર "કલ્યાણા શેઠની મીઠી નજર છે. એટલે સહુ સારા વાનાં છે." આવી "પવિત્ર બાઇ" મેના જેવી અપવિત્ર–પાપી સ્ત્રીને જોતાંજ સુગાઈ જાય–અભડાઈ જાય–એમાં કાંઈ નવાઇ છે?

થોડીકવારમાં એક યુવાન આવ્યો. તેણે લલિતને બહાર બોલાવી ધીમે સ્વરે કહ્યું:

"લલિતભાઇ! આ સારૂં ન કહેવાય. તમારે મેનાને રાખવી હતી તો..."

"એને મેં બહેન માની છે..." લલિત તરત બોલ્યો.

"હવે બસ કરોને, ભાઇસાહેબ! એ તો દુનિયામાં એમજ ચાલે છે...પણ..."

"બસ કરો ભાઇ! મારે તમારી શિખામણ નથી જોઈતી. તમે બધાને સરખાજ ગણો છો. દુનિયાની નજરજ હમ્મેશાં પાપી રહે છે. તેને "પવિત્રતા" નું અસ્તિત્વ શકયજ લાગતું નથી..."

"મારા બાપનું શું જાય છે? ફોડોને તમારે જોઇએ તેમ! હમણાં ઉચાળા ભરવા પડશે, સમજ્યા?—" કહી રાજેશ્રી ચાલ્યા ગયા.

લલિત આ લીલા જોઈ વિસ્મીત થઈ, હસતો હસતો ઓરડીમાં ગયો.

"મેના! તોફાનની શરૂઆત થઇ ગઇ—વાવાઝોડું થવા માંડયું છે. હવે વરસાદ કયારે તૂટી પડે છે તે જોવાનું છે..."

"મેં તો તમને પ્રથમથી કહ્યું હતું..."

"ને હું પણ બધું જાણુતો હતો. ભલેને એ કુતરાઓ લવલવ કર્યા કરે. જ્યાં સુધી આપણી ભાવના મલીન નથી થઈ ત્યાંસુધી દુનિયાના લવારાની મને પરવા નથી..."

આજે લલિત મેનાના હાથની રસોઈ જમ્યો. મેના તેના ઘરમાં આવતાંજ બદલાઇ ગઇ. તેના પૂર્વ સંસ્કાર તાજા થયા. પવિત્રતા પર મોહ ઉપજ્યો. અને થઈ ગયલી ભૂલ ધોઇ નાખવાનો તેણે નિશ્ચય કર્યો.

જમીને લલિત આરામ ખુરશીપર પડયો હતો એવામાં માળાના માલીક શેઠસાહેબ ચુનીલાલ હરિલાલ વીમાવાળા આવ્યા. તેની પાછળ

પાંચપચીસ માણસોની ફોજ હતી.

આજુબાજુથી પાંચ દશ સ્ત્રીઓ પણ આ તમાસો જોવાને દોડી આવી.

લલિતે ચુનીલાલને બેસવા એક ખુરશી આપી પણ શેઠસાહેબ ઉભાજ રહ્યા. આમ તેમ નજર ફેંકી મેનાને જોઇ. લલિત તરફ આંખો ફાડી તેણે કહ્યું:

" આ બાઈ કોણ છે ? "

" એ કોણ છે તે હું તમને કહેવાને બંધાયલો નથી. " લલિતે વિનયી સ્વરે જવાબ આપ્યો.

" એટલે ? તમે મારા ઘરમાં રહો અને ગમે તેમ મહાલો તે હું ચલાવી લઇશ એમ ?"

" મારા ચારિત્ર્યપર ટીકા કરવા પહેલાં તમારે મને પૂરતો ઓળખવાની જરૂર છે. "

" જુઓ, લલિત કુમાર ! હું તમારા જેવાથી ડરૂં એવો નથી. સમજ્યા ? નહિ ચાલે આવી અધમતા મારા ઘરમાં ?..."

" શેઠસાહેબ ! જરા મ્હોં સંભાળીને વાત કરો. તમે ભાડું લઇને આ દશ ફીટની ઓરડી મને આપી છે તેમાં મારાપર કોઇ ઉપકાર કર્યો નથી. મારા વર્ત્તનમાં કઇ જાતની અધમતા તમને જણાય છે તે ખુલ્લી રીતે કહો..."

" તો ધરમરાજાના દીકરા ! આ ઘરમાં તારી કઇ બહેનને બેસાડી છે તે જોને !..." શેઠસાહેબને હૈયે સીતા ને દમયંતી યાદ આવી.

મના એક ખૂણામાં સોડિયું વાળી બેસી રહી હતી.

લલિતના ક્રોધનો પાર રહ્યો નહિ. તે બોલ્યો:

"એ મારી બહેનજ છે. એ એના ભૂતકાળમાં ગમે તેવી હોય તેની સાથે મને લેવા દેવા નથી. મેં એને ધર્મની બહેન ગણી છે અને હું એને તમારી તો શું પણ આખી દુનિયાની વિરૂદ્ધ થઇને પણ પાળીશ..."

"તમારે જોઇએ તેમ કરો: પણ તે મારા ઘરમાં નહિ ચાલશે. ચોવીસ કલાકમાં આ ઓરડી ખાલી કરી આપો..."

"તે તો તમારા પૂર્વજો ઉપરથી આવેને તોપણ નહિ બની શકે..." લલિત ક્રોધ પર કાબુ રાખી શક્યો નહિ. તેની આંખ લાલ લાલ થઇ ગઇ.

"તો હું કોર્ટમાં જઈશ..."

"ભલે જાઓ. હું ત્યાં કહીશ કે હું એક નિરાધાર અબળાને પવિત્ર ભાવે આશરો આપવા લઇ આવ્યો છું. પણ એ વાત બાજુએ રાખો. તમે શું એમ કહેવા માગો છો કે તમારી ચાલીમાં રહેતા બધા માણસો દેવના ડીકા જેવા છે? અહિંયાં એવા માણસો છે કે જેમને દારૂ પીતાં, વેશ્યાને ત્યાં જતાં કે પોતાની સ્ત્રીનું સતીત્વ વેચતાં શરમ નથી આવતી. એવા માણસો તમારાથી દેખી શકાય છે અને મેં આ બાઇને બહેન ગણીને આશરો આપ્યો તેમાં તમારી ધાર્મિક લાગણીને જખમ થાય છે. મને અજાયબી ઉપજે છે કે આ સ્ત્રીને એની નિરાધાર દશાને લીધે પતીત થતી અટકાવવાનું પૂણ્યકર્મ તમારાથી જોઇ શકાતું નથી અને "આબરૂદાર"

તથા " ગૃહસ્થાશ્રમી " ગણાનારાનાં પરદા પાછળનાં હજારો દુષ્કૃત્યો તરફ તમે આંખ મીંચામણાં કરો છો. કોઈના છીદ્ર ઉઘાડવાનું હું પસંદ કરતો નથી; પણ મારી નિંદા કરવા ભેગાં મળેલા આ ટોળાં-માંથી હું તમને એવા એવી સ્ત્રીઓ બતાવી શકું એમ છું જેના કરતાં વેશ્યાઓ હજાર દરજ્જે સારી ગણાય..." લલિતકુમાર જુસ્સાભર્યા સ્વરે બોલ્યો.

" બસ કરો. હવે બહુ થયું. તમારી ફીલોસોફી મારી પાસે ચાલવાની નથી. સમજ્યા ? આવો ખુલ્લો અનાચાર હું કદિપણ મારા ઘરમાં ચાલવા દઇશ નહિ. "

" અહિંયા અનાચાર છેજ નહિ. મારી ઓરડીમાં એક પણ પાપી કૃત્ય તો શું પણ પાપી વિચાર શુદ્ધાં થતો નથી. પાપના મૂર્તિમંત પૂતળાં તો મારી નિંદા કરનારા આ બધા લોકો છે..."

આ સાંભળી કેટલાક પાપાત્માઓ બળીને ખાખ થઇ ગયા. તેમના અંતર દાઝી ગયાં પણ બહારથી પવિત્ર ગણાવા માટે લલિ-તને ગમે તેવી ગાળો દેવા લાગ્યા. એક બાઇ તો ' મુઓ છેકજ ફાટી ગયો છે. એનો બાપ બાપ છે કે નહિ ? અંગ્રેજી ભણ્યો એ-ટલે જાણે રાજા થઇ ગયો ' એમ બોલવા લાગી. આ બાઇએ છતા ધણીએ બીજા પાંચ દશ પતિ કરી પોતાનું શરીર અલંકારોથી મઢી દેવાનું મહદ્ પુણ્યકર્મ કર્યું હતું!

" જુઓ શેઠ ! જે થવાનું હશે તે થશે. પણ હું ખાલી કરવાનો નથી. "

" કેમ ? તારા બાપનો માળો છે ? "

"મારા બાપનો માળો તો નથી; પણ આ ઓરડી જ્યાંસુધી હું ભાડું ભરૂં છું ત્યાંસુધી મારી છે-તમારી નહિ—"

"તો હું કોર્ટમાં જઈશ."

"ભલે. રસ્તો ખુલ્લો છે."

"જોજો. પસ્તાશો. હું હજાર રૂપિયા ખરચીશ. પણ આવી નીચતા નહિ ચલાવી લઉં..."

હવે મેનાથી ચૂપ રહેવાયું નહિ. તે ઉભી થઇ—બે ચાર ડગલાં આગળ આવી અને બોલી:

"લલિતભાઇ! તમે ચૂપ રહો. મારે બે બોલ શેઠને કહેવા છે...બોલો શેઠ! હું આ ઘરમાં રહું તેથી આ ઘર ભ્રષ્ટ થઇ જાય એટલા માટે તમે લલિત ભાઇને ખાલી કરવાનું કહો છો ને?"

"હા..."

"હું કેવી છું?"

"ભ્રષ્ટ—પાપી—વેશ્યા—" એક બાઇ બોલી.

"બરાબર છે..." મેના બોલી:

"તમે મને તમારા ઘરમાં ન જોઇ શકો ખરૂં!" તેણે ચુનીલાલ તરફ ક્રોધભરી નજરે જોઇ પૂછ્યું.

"નહિ. કદિપણ નહિ. એવો ભ્રષ્ટાચાર કોઇપણ માણસ ચાલવા ન દે..."

"ખરી વાત છે. તમારા વદનપર પવિત્રતાનું તેજ એટલું બધું ઝગારા મારી રહ્યું છે કે તમે મારા જેવી અપવિત્ર સ્રીને

જોતાંજ અભડાઇ જાઓ..." મેનાના સ્વરમાં તિરસ્કાર અને વ્યંગની છટા આવી.

મેનાને આગળ આવેલી જોઇ ચુનીલાલનું મ્હોં પણ જરા ઉતરી ગયું.

"આ બધા પૂણ્યશાળીઓ મારી સામે ફરિયાદ કરવા આવ્યા છે..." મેના અત્યંત ક્રોધિત થઇ બોલવા લાગી:

"એમના માથાથી પગ સુધી પવિત્રતા ટપકી રહી છે. અહિં આવો ભાઇ !..." મેનાએ ટોળીમાંથી એક યુવાન તરફ જોઇ કહ્યું: "તમે મારા ઓળાથી આજે અભડાઇ જાઓ છો; પણ જમના-ડોશીને ત્યાં પેલી ધાટણથી અભડાતા ન્હોતા. અને તમે શેઠ ! તમને હું આ ઓરડીમાં લલિતભાઈની બહેન તરિકે રહું તે ખૂંચે છે..." તે ચુનીલાલ તરફ ફરી બોલી: "એમાં તમને ધર્મનો લોપ થતો દેખાય છે. તમારી ચાલી અને તેમાંની સતીઓ તથા સતાઓ મારો તિરસ્કાર કરે છે અને તમારી આંખમાં પણ હું ખૂંચી છું. જો ધર્મ, નીતિ અને પવિત્રતા માટે તમારૂં કાળજું આટલું બધું કપાઈ જતું હોય તો ગુલાબને મહિને બસો રૂપિયાનો પગાર આપતી વખતે તમારો ધર્મ કયાં ચરવા જાય છે ! થોડા દહાડાપર રાત્રે બાર વાગે તમારી ગાડીમાં એજ ગુલાબને લઇ ફરવા જતાં તમારી નીતિ મહાબળેશ્વરની હવા ખાવા ગઇ હતી કે ? ગુલાબ પણ મારા જેવીજ છે. હજુય તે એનો એજ પાપનો ધંધો કરે છે. મેં એ પાપનો ત્યાગ કર્યો એ મારો ગુન્હો ! એ માટે તમે મને અને મને બચાવનાર લલિતભાઇને દશ શેરની પાઘડી માથે મૂકી

સજા કરવા આવ્યા છો. તો પછી ગુલાબના શયનગૃહમાં જવા માટે તમે તમારી જાતને શી સજા કરવા માગો છો ?"

મેનાએ દાટ વાળ્યો–પચાસ માણુસની મેદનીમાં ભૂલેશ્વરના "આબરૂદાર, શ્રીમાન અને કુળવાન" ગૃહસ્થના ચારિત્ર્યપર કલંક લગાડવાનો તેણે 'અક્ષમ્ય ગુન્હો' કર્યો. તમાસો જોનારાઓ 'રાંડ કેવી માથા ફરેલ છે ? શેઠની સામું બોલે છે.' એવી વાત કરવા લાગ્યા; પણ શેઠ સાહેબનો દોષ તેમના મનમાં વસ્યો નહિ. ચુનીલાલનું પાપી હૃદય ઝંખવાયું: તેને ગુપચુપ ચાલી જવામાં શ્રેય જણાયું; છતાં ગુપચુપ ચાલી જવામાં તેને પોતાની "મોટાઇ" અને "શેઠાઇ" નું અપમાન પણ જણાયું. તે બોલ્યો:

"તું તદ્દન વીફરેલ બાઇ છે. મારાપર તું જે આરોપ મૂકે છે તે તદ્દન ખોટો છે."

"એમ કે ? તો ચાલો, ગુલાબ પાસે. હું ધારૂં છું કે તમે મને ઓળખવાની ના પાડી શકશો; પણ તમારી દિલરૂબાને તો જરૂર ઓળખી શકશો."

"લલિતકુમાર !...' ચુનીલાલે લલિતને કહ્યું:

"જુઓ, તમે કેવી ઉખડેલ સ્ત્રી સાથે પાનું પાડો છો તે ! તે મારાપર પણ કલંક લગાડતાં ડરતી નથી..."

"એ કયાં જૂઠું બોલે છે ? તમારી "નામદારી" જાહેરમાં મૂકી, તમારી "પવિત્રતા" કેવી છે તે એ બતાવી આપે છે. તેમાં ખોટું શું ?"

"ત્યારે તમે ખાલી નહિજ કરો એમ ?"

"તમારા જેવા સફેદ ઠગના ઘરમાં પડી રહેવાનો મને મોહ નથી; પણ મને જ્યાં સુધી સગવડભરી જગ્યા ન મળે ત્યાંસુધી તો તમે તો શું પણ તમારા "મહાપ્રભુજી" આવશે તોય ખાલી કરવાનો નથી. હું ખાલી કરીશ તો તે મારી પોતાની મરજીથી તે તમારી આજ્ઞાથી નહિ."

"ઠીક છે. હું પણ તમને જોઈ લઇશ."

"ભલે. મને જોવાના હો તે દહાડે જોઇ લેજો; પણ આજે મેનાએ તો તમારૂં ખરૂં સ્વરૂપ મને બતાવી દીધું છે..." લલિતકુમાર તિરસ્કારથી હસ્યો. મેના પણ વ્યંગપૂર્ણ હાસ્ય કરતી ઓરડીમાં જઇ બેઠી.

ચુનીલાલ શેઠ અને તેમના ખાંધીઆઓ વ્હીલે મ્હોડે ચાલતા થયા.



## પ્રકરણ ૨૦ મું.

### તનમનનો પત્ર.

લલિતના માળાવાળાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનું જો ચાલતું હોત તો લલિતને જીવતો ને જીવતો બાળી મૂકત; પણ લાચારીથી તેને મૌન સ્વીકારવાની ફરજ પડી.

બે ચાર દિવસ વહી ગયા. ચાલીમાંના માણસોએ લલિત તથા મેનાની ગમે તેવી નીચ નિંદા કરવામાં કચાસ રાખી નહિ. પણ આવી ક્રૂર નિંદા માટે બન્ને તૈયારજ હતાં એટલે તેમને તેથી વધુ લાગ્યું નહિ.

લલિત સવારે દસેક વાગે મેના સાથે વાત કરતો બેઠો હતો. એવામાં ટપાલ આવી. લલિતના બે પત્રો હતા. એક પત્ર તેણે તરત ઉપાડયો. તે તેની પ્રિયતમા તનમનનો હતો.

રામપુર, તા. ૭–૭–૧૯...

મારા લલિત,

તને શું લખું? ને શું નહિ લખું? તું જાણે છે કે પિતાજી બહુજ ભલા છે. મારી માતા પણ દેવી જેવી છે; તેમને કેમ દુભાવાય? અને છતાં મારા લાડકા લલિત! જે સંકટ આપણા માથાપર ઝઝુમી રહ્યું છે તે કેમ ખમી શકાશે?

તને એ બીના જાણતાંજ અત્યંત દુઃખ થશે. અને તને દુઃખ થાય તે મને પૃથ્વીના પ્રલય કરતાં પણ વધારે દુઃખદ લાગે છે; પણ હવે કાંઈ ઉપાયજ રહ્યો નથી. પિતાજી કાંતિલાલ સાથે મારાં લગ્ન

કરવા માગે છે. કાંતિલાલને તું ઓળખે છે. તારીજ કોલેજમાંથી તે બી. એ. થયલા. એમનો સ્વભાવ પ્રેમાલ, મીલનસાર અને ઉદાર છે. તું પણ તેમની સરલતા વખાણે છે. પિતાજીએ મારે માટે એમની પસંદગી કરવામાં કંઇજ ભૂલ નથી કરી. તેમની ઇચ્છા મને સુખી કરવાનીજ છે. કાંતિલાલની વિરૂદ્ધમાં પણ મારાથી એક બોલ બોલી શકાય તેમ નથી. તેઓ અતિ ભલા, પ્રેમાળ અને ચારિત્ર્યશીલ છે. જે તેમની પત્ની થશે તે આ દુનિયામાં સાચું સુખ ભોગવશે. પણ મારા લલિત! હું તેને શી રીતે વરી શકું? એક ચુંબેલી કુમારિકા બીજાની પત્ની થાય એવું જગતમાં તો બનતું હશેઃ પણ આપણા જગતમાં એવું બની શકે ખરૂં વ્હાલા?

હજુ આ વાત જાહેર નથી થઇ. પણ હવે થોડા દહાડામાંજ દુનિયાને તેની ખબર પડશે. હમણાં વિમલા બહેન, કાંતિલાલ અને તેમનાં માતપિતા અમારે ત્યાં સગાઈ નક્કી કરવા આવેલાં છે. મારી બા તો ગાંડી ગાંડી થઇ ગઈ છે. પિતાજીનો દોષ પણ કેમ કાઢી શકું? તેમણે લગ્નમાં મારી સંમતિ ન માગી એટલુંજ. તેમને ક્યાંથી ખબર કે હું તારી થઇ ચૂકી છું?

મારૂં મગજ ઠેકાણે નથી રહેતું. હું ભ્રમણામાં ભમ્યા કરૂં છું. શું થશે? લલિત! જે દુનિયા મને પ્રભુના બાગ જેવી લાગતી હતી તે હમણાં હમણાં મરૂભૂમિ જેવી લાગે છે. જે જીવનને મેં તારી સાથે અનંત વસંત અને અનસ્ત ઉષા સમું બનાવવાનાં મનોરથો ઉછળતે હૈડે ઘડેલા તે હમણાં તો ખારૂં ખારૂં લાગે છે. લલિત! આપણી જાત જુદી—સમાજમાં એવાં વિજાતીય લગ્ન કરવાની છૂટ

નથી. પણ શું એ બંધન અન્યાયી અને જુલમી નથી? પ્રેમને મર્યાદામાં રાખી શકાય? આપણા આત્માનું એકીકરણ થઇ ગયું છે. હવે સમાજને તેમાં વિઘ્ન નાખવાનો શો હક્ક છે? પ્રાચીનકાલમાં બ્રાહ્મણો ક્ષત્રિય કન્યાને પરણતા તો આ કાળમાં આપણાં લગ્ન શામાટે ધર્મવિરૂદ્ધ ગણાવાં જોઇએ?

ગમે તેમ હો. હું ધર્મશાસ્ત્રોના ઉંડાણમાં ઉતરી નથી. પણ મને મારા અંતરમાંથી અનાહત નાદ સંભળાય છે કે કાંતિલાલ ગમે તેવા સારા હોવા છતાં તેમની સાથે પરણવું તે પાપ છે. અને મારા લલિત! રોહિણીને કિનારે, ચમ્પક વૃક્ષ નીચે, સૂર્યનાં બાલરશ્મિઓની સાક્ષીમાં આપણા આત્માનાં લગ્ન થયા પછી મને પ્રભુ એવો ગેબી નાદ સંભળાવે એમાં શી નવાઇ?

મારૂં અંતર દ્દઢ છે. તારે માટે હું સઘળું સહી લેવા તૈયાર છું. સમાજની કે દુનિયાની નિંદા સામે થવાની મારામાં શક્તિ છે: પણ મારાં વ્હાલાં માતપિતાની આંતરડી દુભાવતાં મારી છાતી ચીરાઈ જાય છે. આ બાબતમાં મેં ખૂબ વિચાર કર્યો છે પણ પિતાજીને મારા અંતરની વાત કેવી રીતે કહેવી તે મને સૂઝતું નથી. આવો વખતે મને મારા લલિત સિવાય કોણ સલાહ આપે?

લલિત! ભલે આભ અવનિ એક થઇ જાય: પણ હું પ્રભુના ગેબીનાદની અવગણના કરવાની નથી. પિતાજી જો સમાજનો નિયમ તોડી આપણા લગ્નમાં સંમતિ આપવાની ના જ પાડશે તો હું બ્રહ્મચારિણી થઇશ. તારા નામની માલા જપી સેવામાં જીવન પૂરૂં કરીશ. પણ આત્માનો સ્વામી એક અને શરીરનો બીજો-એવું તો કદિપણ નહિ કરૂં.

વ્હાલા! જો કદાચ એવોજ વખત આવે તો પણ આપણે સ્નેહી મિત્રો રહી શકીશું. વાસનાનાં આપણે ભૂખ્યાં નથી. મારા લલિત! સ્નેહલગ્ન સ્વર્ગના સાક્ષાત્કાર સમું છે એટલે આપણે આપણા સંસારમાં સ્વર્ગ જોઇ શકીએ તેમ છીએ. છતાં જો પિતાજી ન માને તો પવિત્ર ભાવે, પ્રેમાળ મિત્રો તરિકે આપણે રહીશું તે સ્વર્ગના સાક્ષાત્કાર જેવું તો નહિ પણ સ્વર્ગના સ્વપ્ન સમું તો થશેજ કની, મીઠા!

પણ એક વાત કહું? તું અહિં આવી પિતાજી પાસે મારી માગણી કરે તો? મને લાગે છે કે પિતાજી આપણને છેક નિરાશ નહિ કરે. હું જો સ્પષ્ટ રીતે પિતાજીને કહું કે "મારે કાંતિલાલ સાથે લગ્ન નથી કરવાં" તો તેઓશ્રી મને બળજબરીથી પરણાવે એવા તો નથી. પણ મારા લલિત! જે પ્રેમાલ પિતાએ બાલપણથી મારી એક પણ ઇચ્છા અતૃપ્ત નથી રાખી તેને હું કેમ દુભવું? અને એમ હોવા છતાં પણ માતપિતાને દુભાવવાનો વખત તો આવવાનોજ. આ કલ્પના મને અસહ્ય થઇ પડી છે. તું આવે તો સારૂં. મને કૈંક આશ્વાસન તો મળે. પરિણામ ગમે તે આવે પણ તું નજીક હોય છે ત્યારે મારામાં નવું ચેતન આવે છે. આવી શકીશ મીઠા?

લી. તારીજ,

તનમન.

આ પત્ર વાંચતાં લલિતને આનંદ પણ થયો અને શોક પણ થયો. તનમનનું મરી નોતરતું હૃદય આખા પત્રમાં ટપકી રહ્યું હતું

તેથી લલિતને હર્ષની ઘેન આવી. સમાજ સામે ખરો બળવો કરવાનો વખત હવે નજીક આવ્યો. તે માટે તો તે તૈયારજ હતો. પણ ગુલાબરાયજી જેવા મહાપુરૂષને દુભવીને તેની ગમે તેવી તનમન મેળવવામાં તેને આનંદ જણાયો નહિ. ગુલાબરાયજી સમજશે કે કેમ એ પ્રશ્ન હવે તેને મુઝવવા લાગ્યો. પણ અંતે તેણે તનમનની ચીઠ જો રાયજી નહિ માને તો કૌમારવ્રત પાળવાનો નિશ્ચય કર્યો. " પ્રેમ એકજવાર પરણે છે " એવો તેનો નિશ્ચિત મત હતો. તનમનની છેલ્લી વિનંતી " આવી શકીશ મીઠા ? " થીતે અત્યંત મલકાયો. આવી સ્નેહાળ, પવિત્ર કુમારિકાનો પ્રેમ જીતવા માટે તે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. જરાજરા વારમાં તનમનનો ઉછળતો પ્રેમભાવ તેને મલકાવતો. તરતજ બીજી શીહા કલ્પના તેને ગંભીર બનાવતી.

" હરકત નહિ હોય તો મને કહેશો ભાઇ ! કે કોનો કાગળ છે ? "

" મારી તનમનનો. " લલિત ઉછળતા [illegible] બોલ્યો.

" મેના ! તું જો એને જુએ કની તો ગાંડી ગાંડી થઇ જાય ! બાલક જેવી નિર્દોષ અને સ્નેહાળ ! એ આ પૃથ્વીનો નિવાસી હોય એમ લાગતુંજ નથી. જાણે કોઇ ભૂલી પડેલી દેવબાલા કંઈ ખોળતી ખોળતી પૃથ્વીપર આવી પડી હોયની એવી મારી તનમન છે..."

"ઇશ્વર તમારૂં જોડું અખંડ રાખે, ભાઇ ! —— "

"તારા' મ્હોંમાં સાકર, બ્હેન ! પણ અમારા માર્ગમાં મહાન વિઘ્ન છે ... "

" શું ? '

" અમારી ન્યાત જુદી છે ... "

મેના ચૂપ થઇ ગઇ. તે આ બાબતમાં સલાહ આપી શકે તેમ ન્હોતું.

લલિતે બીજો પત્ર—તેના પિતાનો પત્ર ખોલ્યો. બે ચાર લીટી વાંચતાંજ તે ભડકયો:

ચી. ભાઇ. લલિત !

રામપુરથી લી. શુભેચ્છક માણેકલાલના આશિષ. બીજું લખતાં ઘણોજક્રોધ ઉપજે છે કે તેં તારી ઓરડીમાં કોઈ જુવાન સ્રીને રાખી છે એવી મને ભરોસેદાર ઠેકાણેથી ખબર મળી છે. આપણી ન્યાતના શેઠ આપણા સંબંધી છે એટલે એ બાબતમાં હજુ તેમણે કાંઈ પગલું લીધું નથી પણ જો આ વાત ખરી હોય તો તેં આપણી સાત પેઢીપર કલંક લગાડયું છે. તારા જેવો કુલાંગાર પુત્ર મને ન હોત તો હું લઈ ચલાવત. એ રાંડને તારી ઓરડીમાં રાખી મારી આબરૂના કાંકરા કરતાં તને કાંઇશરમ ન આવી ? શું તું એટલો બધો સ્વચ્છંદી થઇ ગયો છે ? મેં તારે માટે ઘણી ઉંચી આશા રાખી હતી પણ તે બધી ધૂળમાં મળી છે. ગમે તેમ હોય પણ હવે જો તું તારૂં ભલું ચાહતો હોય તો કોઇપણ ઉપાયથી એ બલાને કહાડી મૂક અને સીધો રામપુર ચાલ્યો આવ. અહિંયાં બે ચાર મહિના રહેશે એટલે બધું ભૂલાઇ જશે અને અર્થદાસ શેઠ આપણા સંબંધી હોવાથી કાંઈ નહિ કરે. અર્થદાસ શેઠે તારા લગ્ન એક સારે ઘેર કરી આપવાનું માથે લીધું છે તે સાંભ

ગીને તું ખુશી થશે. હવે જલદી જલદી એ બાઇને કહાડી મૂકી અહિંયાં આવતો રહેજે. વધારે શું લખું ? તારા દુષ્કૃત્યથી મારા અંતરમાં એવું થાય છે કે જાણે તારૂં મ્હોડુંજ નહિ જોઉં. હાલ એજ ...

આ પત્ર વાંચતાં લલિત અત્યંત ગંભીર થઇ ગયો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

" શું છે ભાઇ ? " મેના મમતાળુ સ્વરે બોલી.

" મેના ! તારે વિષે કોઈ બદમાસે મારા પિતાને ભંભેર્યા છે."

" અરે ! રામ ! તમને ધર્મ કરતાં ધાડ નડે છે. મુઈ રાંડ હું અભાગણી... " કહી મેનાએ ભીની આંખ લૂછી.

" તું ના રડ. મેના ! હું તને તારા આંસુ લૂછવા માટે લઇ આવ્યો છું—રડાવવા માટે નહિ... "

મેના શાંત થઈ.

"આજે રાત્રે મારે રામપુર જવુંજ જોઇએ... મારી ગેરહાજરીમાં તારાથી એકલાં અહિં રહેવાશે નહિ. ચાલ, કપડાં પહેરી લે. હું તને એક મિત્રને ત્યાં મૂકી આવું–..."

મેના અલ્પ સમયમાં તૈયાર થઇ. લલિત તેને લઈ ભાડાની વિકટોરિયા કરી કુમુદવીલામાં ગયો. નટવરલાલ ધંધાર્થે બહાર ગયા હતા. માલતી દિવાનખાનામાં બેઠી બેઠી એક પુસ્તક વાંચતી હતી.

લલિતને એક સુન્દર યુવતી સાથે આવેલો જોઇ માલતી જરા ચકિત થઇ. તેણે લલિતને સસ્મિત આવકાર આપ્યો. મેનાને પણ વગર ઓળખાણે માલતીએ વધાવી લીધી.

"માલતી! તમારે આજે મારાપર એક ઉપકાર કરવાનો છે..."

" જાઓ લલિત ! એવું શું બોલો છો ? તમારૂં કામ કરવાની શું મારી ફરજ નથી ? માલતીએ કહ્યું:

"તમારી મારા પ્રત્યેની આટલી બધી લાગણી માટે હું તમારો અત્યંત આભારી છું. માલતી ! આ બહેનને તમે તમારે ત્યાં આઠ દિવસ રાખી શકશો ? "

"આઠ દશ દિવસ તો શું પણ તમે કહો તો જીંદગી સુધી ?" માલતી હસીને બોલી.

" હું આજે રાત્રે રામપુર જાઉં છું. "

" કેમ એકાએક ?"

" અતિ અગત્યનું કામ છે. તમારાથી મારે કંઇ છૂપાવવાની જરૂર નથી. હું એક પવિત્ર બાલિકાને ચાહું છું. તેના પિતા તેના લગ્ન એક બીજા યુવાન સાથે કરવા માગે છે. એટલે મારૂં નાવ હમણાં જીવન મરણ વચ્ચે ઝોલા ખાય છે..." લલિતનો સ્વર ભરાઇ આવ્યો.

" પ્રભુકૃપાએ તમે વિજયી થઇ, મારાં મનગમતાં ભાભી સાહેબને લઇ સત્વર પાછા આવો એવી મારા અંતરની આશિષ છે, લલિત !..." માલતી પોતાની મનોવ્યથા દાબી દઇ લલિતને ઉત્સાહ આપતી બોલી.

" તે વખતે તમારા મ્હોમાં શેર સાકર !..."

" બસ. એટલીજ ?..."

" એટલીય તમારા મ્હોંમાં નહિ શમાય !..."

ત્રણે જણ હસી પડયાં.

" મેના બહેનની તમે જરાપણ ચિંતા કરશો નહિ. લલિત !..."

" તમારી મીઠી છાંયામાં મેના હોવા છતાં મને ચિંતા રહે એ સંભવિતજ નથી..."

એજ દિને રાત્રે લલિતકુમાર રામપુર જવા માટે ગ્રાન્ટરોડ સ્ટેશને ટ્રેનમાં બેઠા.



# પ્રકરણ ૨૧ મું.

## પવિત્ર પ્રેમ.

સાંજ પડવા આવી હતી. વરસાદની એક ઝડી હમણાંજ વરસી ગઇ હતી એટલે ભૂમિ ઠંડી પડી હતી. ગ્રીષ્મની ભેગી કરેલી ઉષ્મા ઠંડી કરવાનો વર્ષા પ્રયત્ન કરી રહી હતી. વનસ્પતિઓ ભેજવાળી થવાથી પ્રફુલ્લ થઇ હતી. પશુઓ પણ મનગમતો ચારો મળવાથી આનંદિત થયલાં જણાતાં હતાં. ગોવાળિયાઓ વાંસની બંસરી બજાવતા ઢોર ચરાવી ઘર તરફ પાછા ફરતા હતા. પક્ષીઓ એકમેક સાથે ગેલ કરતાં માળા તરફ ઉડી જતાં હતાં. કોકિલના નાદ હવે બંધ પડી ગયા હતા. અને રામપુરમાં મયૂરોની વધુ વસ્તી નહોતી. રાયજીના બાગમાં એક મયૂર અને ઢેલ હતાં. તે મેઘદર્શને મગન થનગન નાચી મધુર ટહુકા કરી રહ્યાં હતાં.

વિમલા તનમનનો હાથ ઝાલી નદિ કિનારા તરફ જતી હતી. વિમલા યોવન વસંતમાં મહાલતી હતી. તેના અંગ પ્રત્યંગમાંથી યોવનનો મદ ઝરી રહ્યો હતો. મગનજીના પતિની લાડકી પ્રિયતમા હોવાથી તેની નસે નસે મસ્તી ભરી હતી. સંસ્કારી માતપિતા અને વ્હાલસોયા ભાઇના સહવાસમાં તેની બુદ્ધિ ખીલી હતી. રસિકતા જીવનમાં વણી લેવા સાથે તેણે જીવનને પ્રભુમય બનાવ્યું હતું. પ્રેમ એજ પ્રભુ છે એ મહામંત્ર તે જીવનમાં ઉતારી રહી હતી તથા તેનો અણમોલ આનંદ લૂંટી રહી હતી. તનમન જો તેની ભાભી થાય

તો તેના ભાઈનું જીવન પણ સ્વર્ગિય બને એવી લાલસાથી તે તનમનને જીતવાને મથી રહી હતી. પણ તનમનના હૃદયપર વજ્રાઘાત થયો હતો. તેનું ધર્મશાસ્ત્ર પ્રેમ–તેનો જીવનમંત્ર પ્રેમ–તેની ભાવનાઓ પ્રેમમય–તેની કલ્પના પણ સ્નેહભરી! તેણે લલિતના પ્રેમમાં પોતાની ભાવના–કલ્પના–મનોરથ–આશા તથા ધર્મ શમાવી દીધાં હતાં. આમ હોવાથી તે સરલ હૃદયે વિમલા સાથે વાત કરતી; છતાં કાંતિલાલની–લગ્નની–પ્રેમની વાત નીકળતાંજ મૌન ધારણ કરી ગંભીર થઈ જતી. તેની આંખોમાં સ્નેહ ઝબકી રહ્યો હતો. તેનું હૃદય અનેક મનોરથોથી ઉછળી રહ્યું હતું. તેની સર્વ ભાવનાઓ કોઈક મહાકવિની રમ્ય કલ્પના સમી હતી. પણ તેનો સાક્ષાત્કાર લલિત સાથે કરવાને તે પવિત્ર પ્રતિજ્ઞાથી બંધાઇ ચૂકી હતી.

તનમન પંદર સોળ વર્ષની–યૌવન પ્રભાતનાં રમણિય કિરણો જોતી મુગ્ધા હતી. વિમલા યોવનના પૂર બહારમાં હતી. એક અસ્ફૂટ હતી–મુગ્ધભાવથી લજવાતી; બીજી જીવનની મસ્તીથી પરિચિત હોવાથી ડગલે ડગલે મસ્તી કરતી. તનમનના હૃદયમાં ઘા થયેલો હતો–તેની આંખોમાં ચિંતા હતી–છાતી ધડકતી હતી. વિમલા એવા ભાવથી મુક્ત હતી તે તનમનનું હૃદય ખોલાવી તેને કાંતિલાલ સાથે પરણાવવાને ઉત્સુક હતી. વિમલા ન્હોતી જાણતી કે તનમન લલિતની થઇ ચૂકી છે! વિમલા એમ પણ ન્હોતી જાણતી કે તનમન દેવબાલા છે–તે પૃથ્વીના રિવાજોને નમે એવી નથી. પ્રેમ એકજવાર પરણે છે અને પ્રેમીઓ સાથેજ જીવે છે તથા મરે છે. તનમન આ રમણિય કાવ્ય જીવનમાં ઝીલી રહી હતી.

ઉભય સખીઓ સાદી, સરલ, સ્નેહાળ અને નિર્દોષ હતી. ફેર એટલોજ કે વિમલાના અંગપ્રત્યંગમાંથી યૌવનનો મદ ઝરી રહ્યો હતો. તે તેના પ્રિયતમની માનીતી દિલારામ હતી એટલે પળે પળે સ્નેહ જીવનની મસ્તીનું સ્મરણ તેની છાતીમાં તોફાની તરંગ ઉપજાવતું. તનમન કંઇ ઓછી મસ્તીખોર નહોતી; પણ તેની મસ્તી-તેના દીલના ઉછાળા હમણાં શાંત થઈ ગયા હતા. તેની નિર્દોષતા-તેના વદનપર ઝગારા મારની જ્યોત-તેની દિવ્યતા તેની તેજ હતી; પણ ચિંતાને લીધે તેનાં નયનો જરા ફીક્કાં પડયાં હતાં. હજુય તેના અધરપર સ્મિત તો વારંવાર ફરકયા કરતું; પણ એ સ્મિતમાં તે કામણ ન્હોતું કે જેણે લલિતને બેભાન બનાવી એ બેભાનીમાં એક જાતના અનિર્વાચ્ય આનંદનો લ્હાવો ચખાડયો હતો.

હંસણી સમાન ડગલાં ભરતી બન્ને ચાલી જતી હતી. ચિત્રકારની પીંછી અથવા કવિના કાવ્ય માટે એ એક અનુપમ દૃશ્ય હતું. તનમનની પ્રિય મેના સાથેજ હતી. તે તનમનની કોમલ હથેલીપર બેસતી—નાચતી, તેના ખભાંપર નૃત્ય કરતી. અનેક લીલાઓથી પોતાની વ્હાલી સખીને રીઝવવા મથતી પણ તનમન રીઝતી નહિ.

બન્ને નદિ કિનારે જઇ એક શિલા પર બેઠી. રોહિણીના જલમાં પવનની લહરીઓ તરંગ ઉપજાવી રહી હતી. તનમનનું ચીરસ્મરણીય ચમ્પકવૃક્ષ ત્યાંથી નજરે પડતું હતું. એજ રમણિય ભૂમિપર—એજ રોહિણીના કિનારાપર, એજ ચમ્પકવૃક્ષ નીચે લલિત તનમનનો થયો હતો અને તનમન લલિતના આત્મા સાથે જડાઇ

ગઇ હતી. એની એજ રોહિણી—એજ જલતરંગ—એજ ચમ્પકવૃક્ષ—એજ ભૂમિ—આજે હતી; પણ તનમનને લાગ્યું કે કંઇક નથી—કંઇક ઉણપ છે. જે ઝરણે તેનાં લગ્નગીત ગાયાં હતાં, જે પર્વતે તેને આશિષ આપી હતી, જે સૂર્યકિરણો તેના સ્નેહસંબંધ વેળાએ નૃત્ય કરવા આવ્યાં હતાં, જે વૃક્ષવલ્લરીઓને સમીર લહરીએ તે સમયે હસાવી હતી—તે બધાંય આજે તનમનની નજરે ગંભીર લાગ્યાં. સૃષ્ટિમાં આજે તે સૌન્દર્ય ન્હોતું—સૌન્દર્યમાં આજે પહેલાંનું આકર્ષણ ન્હોતું. તેનું વ્હાલું ચમ્પકવૃક્ષ પણ જાણે આંસુ સારતું હોયની એવું બાલાને આજે લાગ્યું.

"તનમન કેવી રમણિય કુદરતની લીલા છે ? ..." વિમલા હસીને બોલી.

તનમન કંઇજ બોલી નહિ. તેણે એક નિઃશ્વાસ નાખ્યો. આ શિલાપર તે લલિતની સાથે બેઠી હોય, નદિનું ઝરણ તેને પ્રેમભાષા શીખવતું હોય અને લલિત તેના કાનમાં કંઇ કંઇ મીઠા બોલો કહેતો હોય—એવું ચિત્ર બાલાની દૃષ્ટિ સામે ખડું થયું. તેના વદન પર ગંભીરતાની છાયા આવી.

"તે ભાભી સાહેબ ! તમને આમ જીભ સીવીને બેસતાં ક્યારથી આવડ્યું ? ..." વિમલા તનમનની હડપચી પકડી બોલી.

„વિમલા બ્હેન !" કંઇક દુઃખદ સ્વરે તનમન બોલી;

"આપણે બે બ્હેનો થઇએ તેમાં મઝા છે કે નણંદ ભોજાઇ થઇએ તેમાં ?"

"નણંદ ભોજાઇનો સંબંધ બહેનોના સંબંધ કરતાં શું કાંઇ

પણ રીતે ઉતરતો છે ? " વિમલાએ સામો સવાલ કર્યો.

" નહિ. હું એમ કહેતી નથી; પણ આપણે બ્હેનોજ રહીએ તો કેમ ? "

" આમ મર્મમાં ન બોલ, મીઠી ! શું તારા દિલમાં કંઇ દર્દ છે ? તું મારી ભાભી થવા નથી માગતી ? " વિમલાએ વાત છેડી.

" વિમલા બ્હેન ! કાંતિલાલ જેવા સરલ હૃદયી પુરુષ બહુ ભોળા હોય છે. તમારા ભાઇ પુરુષોમાં રત્ન સમા છે. તેમની સામે મારાથી એક બોલ પણ બોલાય એમ નથી..." તનમન વધુ બોલી શકી નહિ. તેની સુંદર આંખો ભીની થઇ. તેનો કંઠ ભરાઇ આવ્યો અને સ્વર ધ્રુજ્યો.

" શું છે, તનમન ? તું કેમ મુઝાય છે ? શું હું તારી બ્હેન નથી ?... જો, પેલો કાંતિ આવે છે..." વિમલા કાંતિલાલને આવતો જોઇ બોલી. કાંતિલાલનું નામ સાંભળતાંજ તનમને આંખો લૂછી નાખી

" તું ક્યાંથી આવ્યો, કાંતિ ? " વિમલા અજાણી થઇ બોલી.

" હું ફરવા નીકળ્યો હતો. તેમાં તમને જોયાં એટલે અહિં આવ્યો ... "

" ઠીક થયું. બેસ. "

કાંતિલાલ એક પત્થરપર બેઠો. તનમન લજ્જાથી નીચું જોઇ ચુપચુપ બેસી રહી.

" કાંતિ ! હું બે ચાર ચમ્પાનાં ફૂલ ચુંટી લાવું—બેસજે હં, તનમન ! ચાલી ન જતી— " કહી વિમલા હરિણીને વેગે ચાલી

ગઈ. તનમન ચકિત થઈ. જાણી જોઇને વિમલા ખસી ગઇ એમ તેને લાગ્યું.

વિમલા ગયા પછી કાંતિલાલ તનમનની સહેજ નજીક ગયો. તનમન દયામણા વદને બેસી રહી.

" તનમન ! તમે મારાં થવા નથી ચાહતાં ? " કાંતિલાલના સ્વરમાં તેના હૃદયનું કરૂણ રૂદન હતું.

તનમને આ પ્રશ્ન સાંભળી ઉંચું જોયું. તેની કરૂણ આંખોએજ કાંતિલાલના પ્રશ્નનો જવાબ આપી દીધો.

"તનમન ! તમારા હૃદયનો માલીક થવાનું સદ્દભાગ્ય મારા નસિબમાં નથી લખાયું એમ મને તમારી આંખો કહેછે. પણ હું તમને સરલ હૃદયે એક પ્રશ્ન પૂછવા માગું છું. તમારી ઇચ્છા વિરૂધ્ધ, તમારૂં દીલ દુભવીને મારી ગમે તેવી તનમનને હું બળજબરીથી મારી કરવા નથી માગતો. તનમન ! બોલો, ખુલ્લા દીલે મને કહી દો. તમારૂં દીલ કોઈ બીજા ભાગ્યશાળીપર ચ્હોંટયું છે ? "

" કાંતિલાલ ! ... " તનમન બોલી:

" વડીલોએ વડીલનું કામ કરી નાખ્યું છે. હવે આવી વાતોથી ફાયદો શો ? હુ મારા નસિબને શરણે થવાને તૈયાર છું. "

" તમે મને અન્યાય કરો છો. " કાંતિલાલ ચીરાતા હૃદયે બોલ્યો:

" જો તમે મારી સાથેના તમારા લગ્નમાં અસંમત હો તો હું વચન આપું છું કે હું લગ્ન કરવાની મારા પિતાજીને સાફ ના પાડીશ ... "

" હેં !તમે ના પાડશો ? "

" હા. તનમન ! હું ના પાડીશ. તમને ગયા ઉન્હાળાથી મેં મ્હારા હૃદય મંદિરમાં દેવી તરિકે સ્થાપ્યાં છે. તમારા સહચારમાં મેં આ જગતમાં સ્વર્ગ ઉતારવાનાં મનોરથો ઘડયા છે; પણ જો મારી દેવી મારી થવા ન માગતી હોય તો તેના કોમલ હૃદયપર બલાત્કાર કરવાનો મને કશો હક્ક નથી. તનમન ! બોલો. શું હું તમારે માટે નાલાયક છું ? "

" નહિ. કાંતિલાલ ! તમે કોઈ પણ રીતે નાલાયક નથી. ઉલટું તમે કોઈપણ સ્ત્રીને સુખી કરી શકશો એવી મારી માન્યતા છે. હું સરલ હૃદયે કહું છું કે તમારા જેવા આદર્શ ભરથાર હિંદુ સંસારમાં કોઇ ભાગ્યશાળી યુવતીનેજ મળે છે ... "

" તો પછી તનમન આપણી સગાઇની વાત થવા માંડી ત્યારથી તમારૂં દીલ રડી રહ્યું છે તેનું કારણ ? "

" તે હું તમને નથી જણાવી શકતી ... "

" તનમન ! શું તમને મારાપર વિશ્વાસ નથી ? હું તમને વચન આપું છું કે તમારા પિતાજીને કે કોઇને પણ હું તમારી વાત નહિ કહું. કહો, મારી દેવી! તમે શા માટે મારાં થતાં નથી ? "

" તમે વચન આપ્યું છે અને મને તમારા વચનપર વિશ્વાસ છે. સાંભળો, કાંતિલાલ ! પ્રેમ એકજવાર પરણેછે. ખરૂં કે નહિ ? "

" હા. તદ્દન ખરૂં. એ સત્ય પ્રભુએ શીવેલુંછે. એ સત્યને જ્યારથી હિંદુઓ ભૂલ્યા ત્યારથી પાયમાલ થતા ગયા—" કાંતિલાલ બોલ્યો.

"ખરી વાત. તો પછી જે દિલ એક વાર એકને અપાઇ ગયું હોય તે તમને હું શીરીતે આપી શકું?";

"નજ આપી શકો. તનમન! હું તમને એજ વાત કહેવા આજે આવ્યો છું. મે, વિમલાને આજેજ સવારે કહ્યું કે તમારા દીલમાં કંઇક છૂપું દર્દ છે—તમે મારાં થવા નથી માગતાં અને તમને હું ગમે તેવા પ્રબલ પ્રેમથી ચાહતો હોઉં છતાં બલજબરીથી મેળવવા નથી માગતો..."

"આ...હ! કાંતિલાલ! મારા વ્હાલા મિત્ર! તમારા શબ્દો મારી છાતી પરનો અસહ્ય ભાર આજે દુર કરે છે. તમારા આ આભાર હું શી રીતે વાળું?"

"આમાં આભાર જેવું તો કંઇ છેજ નહિ. છતાં જો તમને તેવું કંઇક લાગતું હોય તો મને હમ્મેશાં તમારો મિત્ર થવા દેશો તો હું મારા જીવનને ધન્ય માનીશ..."

"તમારા દીલની લાગણી હું સમજી શકું છું. કાંતિલાલ! તમે મહાન્ આત્મભોગ આપો છો. પણ હું લાચારીથી તમારા દીલપર ઘા કરૂં છું. મને માફ કરશો?"

"એમાં માફ કરવા જેવું છેજ શું? તનમન! તું મારી પ્રિય બહેન થઇ રહેશે—મારી મિત્ર બની રહેશે—એ લ્હાવો કાંઇ જેવો તેવો છે?"

તનમનના દિલમાં લ્હાસ ઉભરાયું.

"મારા વ્હાલા ભાઇ! હું તમારી જન્મોજન્મ ઋણી રહીશ."

કાંતિલાલની આંખમાંથી બે અશ્રુબિંદુ ટપકી પડયાં. તનમનના મનોહર કપોલો પણ ભીંજાયાં.

"કાંતિ! મીઠા!..." તનમન પોતાના રૂમાલથી કાંતિલાલનાં આંસુ લુછતી બોલી:

"તને દુઃખ થાય છે તે જોઈ મારી છાતી ચીરાઇ જાય છે. પણુ મારા વ્હાલા મિત્ર લૌકિક સંબંધ કરતાં આપણી વિશુદ્ધ મૈત્રી શું ઓછી કિંમતી છે?"

"નહિ. બ્હેન! તારી મૈત્રી મારે મન સ્વર્ગ સુખ સમી છે. ચિંતા ન કરતી. હું આજેજ પિતાજીને ના પાડી દઈશ અને તને તારા પ્રિયકર સાથે પરણેલી જોઇ આનંદ પામીશ ..."

તનમને નયનોદ્વારા પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી. તેના અધરપર સ્મિત ફરકયું.

"બસ. આજ મારો આનંદ! તારા વદનપર સ્મિત ફરકયા કરે–તું આનંદમાં રહે એજ મારૂં સ્વર્ગ, તનમન!"

"અને તમને હું મારાં ભાભી સાહેબ સાથે..."

"એ શું બોલે છે? તનમન! તારા ભાગ્યશાલી પ્રિયતમને આપેલું દીલ તું મને આપી શકતી નથી. તો પછી જે દીલ મેં તને સમર્પી દીધેલું તે હું બીજીને આપીશ, એમ?" કાંતિલાલ તનમનને બોલતી અટકાવી બોલ્યો.

"ત્યારે?..."

"ત્યારે શું? તનમન! શારીરિક વાસનાની તૃપ્તિ કરતાં પ્રિયતમાની વિશુદ્ધ ભક્તિમાં શું વધારે મઝા નથી? હવે હું એ દૈવી મઝામાં મસ્ત રહીશ અને મારી તનમનને નિષ્કામ ભાવે પૂજીશ."

કાંતિલાલથી વિશેષ બોલાયું નહિ.

તનમન પણ કાંતિલાલને વિશેષ દુઃખ થશે એમ ધારી વધુ કંઇ બોલી નહિ. થોડીજ વારમાં કાંતિલાલે પોતાના શોકને આવરી લીધો. તેણે તનમનના મિત્રનું પદ સ્વીકાર્યું. તનમન પણ હર્ષિત થઇ ઉભય ભૂતકાળ જાણે ભૂલી ગયાં હોયની તેમ મલકાઇ મલકાઇને વાત કરવા લાગ્યાં.

"વિમલા બહેન!..." તનમને બૂમ મારી. વિમલા આવી.

"કેમ? અમને એકલાં મૂકી દેવાં છે કે?"

"તમે ક્યાં એકલાં છો? એકલાં હોવા છતાં..."

"વિમલ!..." કાંતિલાલે વિમલાને અટકાવી.

"અમે હવે પ્રિય મિત્રો થયાં છીએ." તે હસ્યો.

"એમ?..." વિમલા કંઇક દુઃખી થઇ બોલી:

"કંઇ ફીકર નહિ...તો પણ મારાં અભિનંદન!..." વિમલા બોલી.

બીજેજ પલે ત્રણેના વદન હાસ્યથી ખીલી રહ્યાં.



# પ્રકરણ ૨૨ મું.

## કાંતિલાલનું ધર્મકર્તવ્ય.

કાન્તિલાલે નિઃસ્વાર્થી, દૈવી પ્રેમ કેવો હોય તેનું જીવંત દૃષ્ટાંત પૂરૂં પાડયું. દિલવિનાની તનમનને તેનું પ્રેમાળ હૃદય જખમ કરવા તૈયાર થયું નહિ. તનમન જતાં-તનમન બીજાની થતાં તેના જીવનના સઘળા મનોરથો હવામાં ઉડી જતા હતા-તેની આશાઓની ધૂળધાણી થઈ જતી હતી-તેનાં સર્વ સ્વપ્નો અધુરાં રહેતાં હતાં-તેની આશાનો મ્હોર કચડાઇ જતો હતો-તેના જીવનની જ્યોતિજ બુઝાઇ જતી; છતાંય વીર યુવાન અડગ રહ્યો. 'મ્હાવું અને સહેવું' એ મહામંત્ર તે શીખ્યો હતો.

'અહા! મીઠું સુખ નકી હશે પ્રેમીને દાઝવામાં:'

આ કવન તે જીવનમાં અનુભવવા તૈયારજ થયો. તેણે તનમનને પોતાના જીવનની સહચરી બનાવવાની આશા રાખી હતી. તનમન લલિતની સહચરી બની. વીર યુવાન આત્મભોગ આપવા તૈયાર થયો. તેણે તનમનને નિષ્કામ ભાવે પૂજવાનો નિશ્ચય કર્યો. તનમનને-પોતાની હૃદયરાણીને સુખી કરવામાંજ તેણે પોતાનો ધર્મ જોયો. પ્રેમ બલાત્કારથી-દુનિયાના રિવાજથી-કુળની મ્હોટાઈથી કે વિદ્યાના ભંડારથી મેળવાતો નથી. દીલ દીલને આકર્ષે-આત્મા આત્માને મળે-કો ધન્ય પલે બે આત્માનું એકી કરણ થાય-ઉ . એકમેક વિના એક પળ પણ ન જીવી શકે એવી ભાવના અંતરમાં દૃઢીભૂત થઇ જાય તેનું નામ પ્રેમ! નિર્મળ પ્રેમ જીવનને જ્યોતિર્મય બનાવે

છે. પ્રભુની નિકટ દમ્પતીને લઇ જાય છે. આવાં પ્રેમીઓ સંસારના દુઃખો અને પાપ પ્રપંચોથી પર રહે છે. તેમની જીવન વસંત કદિપણ પૂરી થતી નથી. તેમની ઉષાનો અંતજ આવતો નથી. ચંદની રાતે પ્રિયતમાના સહવાસમાં પ્રેમીને ચંદ્રકિરણોમાં પ્રભુનુ અદ્ભૂત તેજ જણાય છે. પ્રત્યેક વસ્તુમાં તેને પ્રેમનો-પ્રભુનો વાસ જણાય છે. આ જાદુગરી પ્રેમના બંસરીનો મધુર સ્વર જે યુગલ સાંભળે છે તે આ પૃથ્વીમાં એવું રમણિય સ્વર્ગ ઉતારે છે કે જ્યાં દેવો આવીને વસવા ચહે. આવું સ્વર્ગ ઉતારવાની કલા તનમનમાં હતી. કાંતિલાલ એ જાદુગરી કલાકારને પોતાની કરવા માગતો હતો: પણ એની વીણાનો તાર તનમનના સૂર સાથે એક થાય તે પહેલાં તનમન અને લલિતનાં દીલ પરસ્પર આકર્ષાયાં-એકરૂપ થઇ ગયાં. કાંતિલાલને ઘા થયો-તેનું દીલ ભાંગી ગયું; પણ તે બહાદુર મર્દ હતો. પ્રેમના ઘા ઝીલવાની તેના દીલમાં તાકાત હતી. વાસનાનો તે ભૂખ્યો ન્હોતો. તનમન લલિતની થઇ તેથી કાંતિલાલ તનમનનો પ્રિયતમ થઇ શક્યો નહિ: પણ ઉભય પ્રિય મિત્રો તરિકે રહેવાને કબૂલ થયાં હતાં; અને કાંતિલાલને પોતાની દિલદારની મિત્રતા શારિરિક વિલાસ કરતાં વિશેષ મીઠી, મોહક અને દૈવી જણાઈ. તેણે તનમનને નિષ્કામ ભાવે પૂજવાનો-ચાહવાનો નિશ્ચય કર્યો.

રોહિણીને કિનારે તનમને લલિતનો સ્વીકાર કર્યો હતો. એજ પવિત્ર સ્થળે કાંતિલાલે પોતાની વાસનાનો ભોગ આપ્યો. તનમનને તેણે ખાત્રી આપી કે તે તેની ઇચ્છા વિરૂદ્ધ, બલાત્કારથી તેનો થવા નથી માગતો. આવો દૈવી ત્યાગ કોણ કરી શકે ? જગતના શરીરભૂખ્યા

માનવીઓ જે દિને વાસનાના નહિ પણ દીલના ભૂખ્યા બનશે ત્યારેજ સંસારમાં શાંતિનાં ઝરણાં વહશે.

તનમને કાંતિલાલ પાસે જરાય સંકોચ વિના પોતાનું દીલ ખાલી કર્યું. લલિતને કાંતિલાલ ઓળખતો હતો. એવા વીર, ઉદાર, પ્રેમાલ યુવાન તરફ તનમનનું દીલ ઢળ્યું તેમાં તેને કંઇ પણ અયોગ્ય જણાયું નહિ તેની વિચારસૃષ્ટિ અતિ વ્યાપક હતી. સંસારીઓના સંકૂચીત-મર્યાદિત રિવાજો કરતાં તે પ્રભુના અભંગ કાયદાઓને વધુ માન આપતો. તેનો ધર્મ વિશ્વધર્મ હતો તેનો જીવનમંત્ર પ્રેમ હતો. તનમને લલિત સાથે લગ્ન કરવામાં રાયજી સંમત ન થાય તો કૌમારવ્રત પાળવાનો દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો.એ વાત પણ તેણે કાંતિલાલને કહી. કાંતિલાલે તનમનને રાયજી જેવા ઉદાર વિચારક કદિપણ પોતાની વ્હાલી કન્યકાનું દીલ તોડી નાખી, સમાજના અન્યાયી કાયદાને વશ થશે નહિ એવુંઆશ્વાસન આપ્યું અને પ્રસંગ-વશાત વર્ણાંતર લગ્નની વાત કાઢી રાયજીને એ દિશાએ ખેંચવાનો પ્રયત્ન કરવા માટે તનમનની સંમતિ માગી લીધી.

બીજે દિને રાયજી એકલાજ પોતાના વાંચનગૃહમાં બેઠા હતા ત્યારે કાંતિલાલ તેમની પાસે ગયો. તેના વદનપર કૈંક શોકની છાયા હતી: પણ તે સાથે નિશ્ચલતા પણ હતી. પોતાના સુખને ભોગે પોતાની પ્રિયતમાને સુખી કરવાના ખ્યાલમાં તેને એક જાતનો અનિ-ર્વાચ્ય દૈવી આનંદ થતો હતો. એ આનંદની છટા તેના માનવદુઃખનો નાશ કરતી હતી.

"શું વિચારમાં છો, કાંતિલાલ?" રાયજીએ કાંતિલાલ એક ખુરશીપર બેઠા પછી હસીને પૂછ્યું.

" મારે આપને એક અરજ કરવાની છે. "

" ખુશીથી કહો..."

" મારે આજથી તનમન બહેન સમી છે..."

" હે..."

" હા... "

" પણ એમ કરવાનું કંઇ કારણ ?"

" કારણ તમે જોઈ શકયા નથીઃ પણ હું જોઈ શકું છું. "

" મહેરબાની કરી સ્પષ્ટ બોલશો ?"

" હા. હું સ્પષ્ટ બોલીશ. પણ તે પહેલાં આપને હું સવિનય પૂછવા માગું છું કે આપ સ્નેહલગ્નને સત્કારો છો કે આપણા સંસારમાં જેમ ભટકાવી મારવામાં આવે છે તેમ ગમે તેમ કુમાર અને કુમારિકાને જોડી દઈ કુંળાં દીલ ચીરવા માગો છો... "

" મારી ભૂલ હું કબુલ કરૂં છું, કાંતિલાલ! તનમનના વિવાહ તમારી સાથે કરવામાં મેં એની સંમતિ માગી નથી. હું મારા ધર્મમાં એટલો ભૂલ્યો..." રાયજીએ ખુલ્લા દીલે પોતાની ભૂલ કબૂલી.

કાંતિલાલના દિલમાં આશા ઉત્પન્ન થઇ.

" તમારા જેવા ઉદાર પિતાઓ જો બધી કન્યકાઓને મળતા હોય તો આજેજ આપણે ત્યાં સોનાનો સૂર્ય ઉગે... "

રાયજી મૌનજ રહ્યા. થોડીવાર પછી તેમણે કહ્યુંઃ

" કાંતિલાલ! મેં ધાર્યું હતું કે તનમન તમારી સાથે સુખી થશે... "

" એ વાત સાચી છેઃ પણ માબાપોની સારામાં સારી ધારણા કોઇકવાર તેમનાં બાલકોના દીલપર વજ્રપ્રહાર કરે છે... "

" તમારી દલીલ મારાથી ખોટી પડાય એમ નથી..."

" વડીલશ્રી! હું આજે તમારી પાસે મારૂં દીલ ખોલવા આવ્યો છું. તનમનને મેં આ હૃદય મંદિરમાં પધરાવી દેવી તરિકે પૂજી છે અને પૂજીશ. પણ જ્યારથી મારા વિવાહની વાત થવા લાગી ત્યારથી તેની આંખો રડી રહી છે. આ કરૂણુ પરિવર્તન તમે જોઈ શક્યા નથી–ગંગાબા કે મારી બાની નજરે પડયું નથી. પણ હું જોઇ શકયો છું. તનમન બીજા એક કુલીન યુવાનને ચાહે છે..."

" હેં..."

" ચોંકો છો શા માટે? શું તેને ચાહવાનો અધિકાર નથી? દીલ દઇને દીલ લેવાની કયા ધર્મશાસ્ત્રની આણ છે?"

" તમે તનમનની વકીલાત કરવા આવ્યા છો."

" હા. હું તનમનની વકીલાત નહિ કરૂં તો કોણ કરશે? એને સુખી કરવામાં–એને આનંદી જોવામાંજ મારા પ્રેમની કસોટી છે."

" પણ તનમન કોઇને ચાહે છે એવું હજુસૂધી મને માલૂમ પડયું નથી. એ બાબત છૂપાવવામાં તનમન પોતાનો ધર્મ ભૂલી છે..."

" નહિ જી. તનમન જેવી દેવ બાલા ધર્મ ભૂલેજ નહિ. તે પોતાના ધર્મનેજ વળગી રહી છે. તેના હાથે કંઇ પણ અયોગ્ય થયું નથી. અને તે પોતાનો પિતૃધર્મ કેટલો બધો સમજે છે તે એટલા પરથીજ સમજાશે કે તમારા દીલને જરાપણ દુઃખ થાય તેના કરતાં પોતાના પ્રેમનું બલિદાન આપી તે તમારી ઇચ્છા પ્રમાણે વર્તી તે પોતાના જીવનને હોમવા તૈયાર હતી–હજુય તૈયાર છે –પણ હું તેનો ભોગ લેવા નથી માગતો."

" કાંતિલાલ ! તમે મને એક ગંભીર ભૂલ કરતો બચાવ્યો તેં માટે તમારો હું ઋણી છું. મારી એકજ ભૂલ મારી લાડકી દીકરીના જીવનની પાયમાલી કરી નાખત ...." રાયજી ગદ્‌ગદ્‌ સ્વરે બોલ્યા.

" હું ઇચ્છું છું કે તમારા જેવા પિતા સર્વ હિંદુ બાલિકાઓને મળે ..." કહી કાંતિલાલ ત્યાંથી ચાલી ગયો.

રાયજી ગંભીર વિચારમાં પડયા. થોડીકવારમાં તનમન હસતી હસતી તેમનાં પુસ્તકો ગોઠવવા આવી.

" તનમન ! ... " રાયજીએ તનમનને બોલાવી:

" એક વાત તને પૂછું, દીકરા ! ... "

" શું છે બાપુજી ? પૂછોને ? તમે આટલા ગંભીર કેમ છો ?" તનમનના મુખમાંથી ફૂલડાં ખર્યાં.

" કંઇ નહિ. તારે કોને પરણવું છે ? "

" જાઓ ? એવું શું પૂછોછો, બાપુજી ? " તનમન ભૂમીપર નયન ઢાળી બોલી.

" તનમન ! આ વખત શરમાવાનો નથી. તું મોટી થઇ છે-સમજણી છે-તને મેં સારૂં શિક્ષણ આપ્યું છે; એટલે તારા જીવનો સાથી તારેજ પસંદ કરવો જોઇએ. બહેન ! શરમાના-સંકોચ ન રાખ. મારી તનમને કંઈપણ અયોગ્ય ન કર્યું હોય એવી મારા અંતરાત્માની ખાત્રી છે. બોલ બ્હેનાં ! તારે તારી જીવનનૌકા કયા સુકાનીને સોંપવી છે. ? ....."

' તમે એ સુકાની તો પસંદ કર્યો છે ... "

## અંધકાર પર પ્રકાશ.

"કોણ ! કાંતિલાલ ! હા-પણ એમાં મેં તારી સંમતિ લીધી નહોતી એ મારી ભૂલ ! તનમન ! હિંદુ સંસારમાં કન્યાની કંઇજ કિમ્મત નથી; પણ મારી તનમન મારે મન દુનિયાનાં તખ્તો કરતાં વધારે છે. બોલ બ્હેનાં ! ...."

તનમનના મોહક ગાલોપર શરમની રાતી સુરખી આવી. તેનાં નયનો નીચાં નમી ગયાં. તે અતિ મંદસ્વરે પોતાની ચોળીમાંથી એક કાગળ કાઢી બોલી:

" આ વાંચો, બાપુજી ! ... "

ગુલાબરાયજીએ કંઇક ધ્રુજતા સ્વરે પત્ર વાંચવા માંડયો:

**પ્યારી તનમન,**

તારો પત્ર મળ્યો. વાંચી હર્ષ પણ થયો અને શોક પણ. વડીલની આજ્ઞા વિના તારે કંઇ પણ પગલું ભરવું એવી સલાહ મારાથી તને કેમ અપાય ? હું આજે રાત્રે મુંબાઇથી ઉપડીશ. રામપુર આવી વડીલને મળીશ અને તેઓશ્રીને જે યોગ્ય લાગશે તેમ કરશે. પણ જો તેમને આપણો યોગ અશકય કે અયોગ્યજ જણાશે તો મેં તારા જેવોજ નિશ્ચય કરેલો છે. હું જીવભર અવિવાહિત રહીશ. તનમનના પ્રેમનું ભૂખ્યું મારૂં દીલ બીજીનો ખ્યાલ કરે, એના જેવું ભયંકર પાતક મને બીજું કોઇજ જણાતું નથી. ઉતાવળને લીધે વધુ લખતો નથી: તથા દીલ પણ એટલું બધું ગભરાઇ ગયું છે કે વધુ લખાતુંયે નથી.

લી. ત્હારોજ,

લલિત.

તનમન થરથર ધ્રૂજતી પિતાનો ન્યાય જાણવા આતુર થઈ ઉભી હતી. અંતે રાયજીની આંખ છેલ્લી લીંટીપર ફરીવળી. થોડીવાર ગંભીર વિચાર કર્યા પછી તનમનને પાસે ખેંચી તેના માથાપર વ્હાલથી હાથ ફેરવી રાયજી બોલ્યા:

" તનમન ! બહેન ! તારા નાવનો એજ સુકાની થશે ... "

તનમનને હર્ષની ઘેન આવી. તે પોતાના ઉદાર પિતાને વળગી પડી–ઉભયની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં.

હર્ષનો પ્રથમ ઉભરો શમી ગયા પછી તનમન બોલી:

" પણ બાપુજી ! બા આ વાત માનશે ખરી ? "

" તેને હું મનાવીશ દીકરી ! તું હવે ચિંતા ન કર. પ્રભુ તને સુખી રાખે ... "

અલ્પ સમયમાં વિમલા અને કાંતિલાલને તનમને આ વધામણી સંભળાવી. ઉભય હર્ષ પામ્યાં.

" આમ જો ! વિમલા ! આજે લલિત આવવાનો છે. આ વાત તેને કહેવાની તને આણ છે ... " તનમને વિમલાને એકાંતમાં કહ્યું.

" કેમ ? બિચારાપર અત્યારથીજ જો હૂકમી ચલાવવા માંડે છે ? "

" બિચારો શાનો છે જો ! તું જોજે તો ખરી–એ આવે ત્યારે ! ભલભલાને બિચારા કરે એવો છે ! લડવા બેસેને તો જાણે તોફાની વાઘ ! ... " તનમન ઉછળતે અંતરે બોલી.

" એમ કે ? તે એ વાઘને તેં બકરો બનાવવાનો વિચાર રાખ્યો છે કે ? "

" એ મારી પાસે તો હમ્મેશાં ગરિબ ગાય જેવોજ રહે છે ...એની કરડાકી કંઇ આપણી પાસે નહિ ચાલે, સમજી કે ? "

" શાની ચાલે ? ને તેમાંય તારા જેવી ઉર્વશી પાસે એ બિચારા પુરૂરવાના શા ભાર ?... " વિમલાએ તનમનના ગાલપર ધીમો તમાચો મારીને કહ્યું.



# પ્રકરણ ૨૩ મું.

## સત્ય ધર્મ.

મળશકે પાંચેક વાગવાનો સમય હતો. હજુ રાત્રિનો પરદો ચીરાયો ન્હોતો પણ તેને ચીરવાનો થોડો થોડો પ્રયત્ન શુક્રનો તારો કરી રહ્યો હતો. આ વખતે લલિત એક ટાંગામાં બેસી રામપુરની હદમાં દાખલ થયો. તે ઘેર આવ્યો ત્યારે અરૂણોદય થવાની તૈયારી થઇ હતી. મરઘાઓ કૂકડેકૂક અવાજથી ગામની શેરીઓ ગજાવી રહ્યા હતા.

લલિતે આંગણામાં પગ મૂકતાંજ દીવાળી સામી મળી.

"કેમ ભાઇ ! પેલીનું શું કર્યું ? ..." દીવાળીએ પહેલો ગોળો ફેંકયો.

"કોનું ?" કંઇક ધિક્કારની અને કૈંક ક્રોધની લાગણીથી લલિત બોલ્યો.

"કોનું વળી ? એમ અજાણ્યો શાનો થાય છે ? તેં જેને ઘરમાં રાખી હતી તેનું ? અહિં તો તારા બાપને ને અમને ખાવાનું ભાવતું નથી — "

" એમાં ખાવાનું નહિ ભાવવા જેવું શું થયું છે ? "

" શું થયું છે ? તને શું છે ભાઇ ? અહિં તો ગામમાં મ્હોડું દેખાડવું ભારી પડેછે. જે સાંભળે છે તે બધા થુ થુ કરે છે. પરમ દહાડા સુધી તો અર્થદાસ કોઇને આપણું નામ દેવા દેતા ન્હોતા. પણ પરમદહાડાથી તેમની તબીયત એકદમ બગડી ગઇ છે.

ત્યારથી મુઆ લોકો ગમે તેવી વાતો કરેછે. કૂવાને મ્હોડે ઢાંકણું હોય-કંઇ લોકોને મ્હોડે તાળાં દેવાય ?" દીવાળીએ પોતાનો ઉભરો બહાર કાઢ્યો.

" તું નકામી ગભરાય છે, બા ! લોકો આપણને શું કરવાના છે ? મેં કયાં તેમના હાથી ઘોડા માર્યા છે ? ... " લલિત કપડાં કાઢતો બોલ્યો.

" ત્યારે બધા વાત કરે છે તે ખોટી ? મુઆઓ કહે છે કે લલિતે તો એક વંઠેલી જુવાન બાઇને ઘરમાં રાખી છે ... "

" જો બા ! ખરી વાત એ છે કે એ બાઇ ઉંચા કુળની છે-સંસ્કારી છે. નિરાધાર થવાથી તે એકવાર ગબડી પડી હતી. તે પવિત્રતાને ચાહે છે. ધર્મને ઓળખે છે. તેને મેં આશરો આપ્યો, મારી બહેન માની ને પાપ કરતી અટકાવી તેમાં મેં લોકોનો કે ઇશ્વરનો શો ગુન્હો કર્યો ? "

" હાય ! હાય ! ત્યારે તેં એને ઘરમાં રાખી છે એ વાત ખરી કે ? લલિત ! ભાઇ ! તું તો અંગ્રેજી ભણીને છેકજ વંઠી ગયો. આપણા બાપદાદાની આબરૂનો તો વિચાર કરવો હતો ... "

" મારા કામથી બાપદાદાની આબરૂ કલંકિત થવાની નથી ઉલટી વધશે "

" કપાળ તારૂં ! તારી તો બળી અક્કલજ જાંગલા જેવી થઇ ગઇ છે. નાતજાત-ધરમકરમ-કંઇનું ભાનજ નથી- " કહી દીવાળી બબડતી ફફડતી ઘરમાં ગઇ.

સાતેક વાગે માણેકલાલે બાજીનાનો ત્યાગ કર્યો. લલિતને જો-

તાંજ તેણે તેને ઉધડો લેવા માંડયો. લલિતે ખુલાસો કર્યો—પોતાની પવિત્ર ભાવનાની ખાત્રી આપી; પણ પત્થરપર પાણી !

" હશે. હવે જે થયું તે. તું હમણાં અહિંજ રહેજે. તારા લગ્નની વાતો ચાલે છે ને બનતાં સુધી નક્કી થઇ જશે. હમણાં અર્થદાસની તબિયત બહુ બીમાર છે. તેમને જોવા જજે ... "

" વારૂ. " કહી લલિતે પતાવ્યું.

તેના દીલપર ઘા પર ઘા થવા લાગ્યા. રાયજી તનમનના લગ્ન કરવાની તઇયારીમાં હતા. હવે તે યુદ્ધક્ષેત્રમાં આવી ઉભો હતો. એક બાજુ કર્ત્તવ્ય બજાવવાનું હતું. બીજી બાજુએ માતપિતાની લાગણી સાચવવાની હતી. સમાજનો ઘોર તિરસ્કાર સહન કરવાનો હતો, સમાજની મર્યાદાની બહાર એક ડગલું ભરનારને કેવી ઘોર સજા કરવામાં આવે છે તેનો મુંબાઇમાં મેના આવી તેને બીજેજ દહાડે લલિતને સાક્ષાત્કાર થયો હતો. પણ તે સમયે તેને અપરિચિત દાનવો સામે લડવાનું હતું. આજે તે પોતાનાં માતપિતા—સગાં વ્હાલાંની સામે વિગ્રહ જગાવવાની નાજુક સ્થિતિમાં મૂકાયો હતો. ઘરમાં પગ મૂકતાંજ તેની માતાએ મ્હોં ચઢાવ્યું હતું. તેના પિતાએ તેની ધૂળ ઝાટકી નાખી. એ ઉપરાંત તેના હાથમાંથી તનમન જવાનો ભય ઉત્પન્ન થયો હતો. બધા કરતાં આ ખ્યાલ તેને વધુ કમકમાવતો. તનમન ગઈ તો કેમ જીવાશે—જીવન દીપકજ તનમન જતાં બુઝાઇ જશે—એવી તેની માન્યતા હતી. તેણે મેના રાખી તેનો તેના પિતાએ ઉંધોજ અર્થ લીધો હતો. " દીકરો હવે મોટો થયો. તેને પરણાવવો જોઇએ " આવો વિચાર માણેકલાલને આવ્યો; અને

મેના સાથે રહી લલિત નર્કના ખાડામાં સડી જશે એવી ચિંતા ઉત્પન્ન થવાથી ગમે તેવી કોઇ માંસની પૂતળી લલિતને રમકડાં રૂપે આપવા માટે તેણે ખટપટ કરવા માંડી. આ બાબતમાં માણેકલાલ-ના જમાઇરાજ અર્થદાસે બહુ હોંસભર ભાગ લીધો. તેણે એક દશેક વર્ષની, મ્હોડાપર શીતળાના ડાઘવાળી, ચુસ્ત વૈષ્ણવ ધર્મી પિતાની અભણ કન્યા લલિત માટે શોધી કાઢી: એવામાં રાજેશ્રી બિછાને પટકાયા અને લલિતની સગાઈ થવી રહી ગઇ.

એક બે કલાક આરામ લઈ લગભગ દશેક વાગ્યે લલિત રા-યજીને મળવા ગયો. રાયજીએ તેનો વ્હાલથી સત્કાર કર્યો. કાંતિલા-લ પણ તેને મળ્યો. ઉભય એકમેકને વિશેષ ઓળખી શક્યા. તન-અને પણ નયનોદ્વારા લલિતને વધાવી લીધો. બધાંએ સાથે મળી થોડાંક ટોલ ટપ્પાં માર્યાં પછી લલિતે રજા માગી.

બપોરે તે અર્થદાસને જોવા ગયો. અર્થદાસની માંદગી ગંભીર જણાઇ. તેને ઇન્ફ્લ્યુએન્ઝા લાગુ પડયો હતો અને ન્યુમોનિયાનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં. છાતીપર અલસીની પોલ્ટીશ રાખવાની અને શેક કરવાની ડૉકટરની સખત તાકીદ હોવા છતાં મણી મહા પ્રભુજીને આશરે રહી અર્થદાસની થોડી થોડી સારવાર કરતી હતી. દૂધ શિવાય કંઇ પણ ખોરાક ન લેવાની ડૉકટરની સૂચના અર્થદાસે પોતેજ અભરાઇપર મૂકી દાળભાત ને કઢી ઉડાવ્યાં હતાં. આ બધાં કારણોને લીધે લલિત ગયો ત્યારે તેને સખત તાવ ચઢયો હતો—ખાંસી વધી પડી હતી—દમને લીધે હાંફણ આવતી હતી. લલિત એકજ દષ્ટિપાતમાં સમજી ગયો કે અર્થદાશ શેઠ નવી દુનિયામાં જવાની તૈયારી કરી રહ્યા છે !

વીણા બિચારી શરમની મારી એક ખૂણામાં બેસી રહી હતી. બિછાનાપર પડેલા માણસના જીવન અથવા મરણપર તેના નિર્દોષ જીવનનો આધાર હતો. અર્થદાસનું અરધું શરીર સ્મશાનમાં જઇ પહોંચ્યું હતું. તેને સ્મશાનમાંથી પુનઃ જગતમાં લાવવાપર વીણાના " ચાંલ્લા ચુડા " નો આધાર હતો. અર્થદાસ જીવે તો વીણા જીવી શકે—મોજમઝા કરી શકે. અર્થદાસ મરે કે જયનારાયણ ! પછી તેનાથી સારાં વસ્ત્રાલંકાર પહેરાયજ નહિ—જીવનના લ્હાવા લેવાયજ નહિ—સંસારનું સ્વપ્ન જોવું તે પણ પાપ ગણાય—તે અપશુકનીયણ ગણાય ! લલિતે વીણાનું કરૂણ ભાવી જોઇ લીધું. તેણે મણીને અર્થદાસની સારવાર વિષે એક બે અગત્યની સૂચના કરી: પણ મણીએ તરતજ મ્હોં ચઢાવ્યું. તેને પણ લલિતની " નામદારીની " ખબર પડી ગઇ હતી. આવો અપવિત્ર માણસ તેના ઘરમાં આવ્યો તેથી તેનું ઘર અભડાઇ ગયું હતું અને તે તેને લીંપી નાખી તુલસીપત્ર તથા ગોપીચંદનથી પવિત્ર કરવાનો વિચાર કરતી હતી. અર્થદાસની પવિત્ર બહેન મણી—પ્રેમનાથજી મહારાજની માનીતી ગોપી હતી. ગમે ત્યારે ચરણસ્પર્શ કરવા જવાની તેને છૂટ હતી. બીજા વૈષ્ણવો માટે મંગલા, આરતી કે રાજભોગ વખતે મંદિરનાં દ્વાર ખુલતાં; પણ મણી માટે આઠે પહોર ખુલ્લાં રહેતાં. તેને પ્રેમનાથજી મહારાજે પોતાની ચરણ કીંકરી બનાવી સ્વર્ગમાં જવાનો પરવાનો પોતાના ખાનગી ઓરડામાં આવવાની અધિકારી બનાવીને આપી દીધો હતો અને મણી ખાત્રીપૂર્વક માનતી હતી કે, તેને લેવા માટે વિમાન મોકલવામાં હવે મહાપ્રભુજી વિલંબ લગાડ-

શાના નથી ! સીતા અને દમયંતીને પડખે બેસવાની અધિકારી મણી જેવી પવિત્ર સતી લલિતકુમાર જેવા ઉદ્ધત, અપવિત્ર અને ભંડખોર યુવાનના ઓળાથી પણ અભડાઈ જાય તેમાં નવાઇ નથી !

એક બે દિવસમાં અર્થદાસની બીમારી વધી પડી. માણેકલાલ અને દીવાળીની ચિંતાનોય પાર રહ્યો નહિ. તેમણે ખડે પગે પોતાના જમાઇની સારવાર કરી. લલિતના દુઃખનો પાર ન્હોતો. તેને જે દુઃખ થતું હતું તે એકે અર્થદાસ મરણ પામતાં વીણાના જીવનનું શું થશે ? " પણ એ જીવે તોય વીણા શું સુખી થવાની છે ? એ મરે અથવા જીવે એમાં વસ્તુતઃ કંઇજ ફેર નથી. વીણા અર્થદાસની પત્નિજ નથી. પત્ની એટલે અર્ધાંગના ! જેને શાસ્ત્રો અર્ધા અંગની ઉપમા આપે તેનો આત્મા પતિના આત્મા સાથે મળ્યા વિના લગ્ન કરવાં તે પાપ છે– વ્યભિચાર છે ... અર્થદાસનું મૃત્યુજ નક્કી થયું હશે.તો તે મરી જશે: પણ વીણાને વિધવા બનાવવામાં આવશે–તેના સુંદર બાલ કાપી નાંખવામાં આવશે તે મારાથી કેમ ખમાશે ? અરે ! રામ ! આવા ઘોર અન્યાય અમે કેમ કરી રહ્યા છીએ ? ક્રૂર, ઘાતકી, નિર્દય રાક્ષસી જેવાં કૃત્યો અમે ધર્મને નામે કરીએ. નિર્દોષ સુકુમાર બાલિકાઓને બાલવયે વૃદ્ધો સાથે પરણાવી તેઓ વિધવા થતાં તેમને જીંદગીભર કઠીન વ્રત પાળવાની આજ્ઞા કરીએ તો આવાં ફરજિયાત આત્મદમન કરતાં સરકારની દમનનીતિ કઇ રીતે વધુ જૂલમી ગણી શકાય ? અમે પોતે અમારી બહેનોને–પત્નીઓને સ્વતંત્રતા ન આપીએ–તેમના આત્મનિર્ણયના હક્કને ઘોળીને પી જઇએ તો અમને " આત્મનિર્ણય "

ની બાંગ મારવાનો શો અધિકાર છે ? " આવાજ વિચાર તે કર્યાં કરતો. રાયજીને ત્યાં દિવસમાં એક બે વાર જતો. ત્યારે પણ આ વાત નીકળતી અને લલિત તે વખતે સ્પષ્ટ કહી દેતોઃ

" વીણા પત્નીજ નથી. તેનું જે લગ્ન થયલું તે તો ફારસ હતો–જૂલમ હતો–અન્યાય હતો. જે ધર્મ પ્રમાણે પત્નીજ નથી થઈ તેને વિધવા કહેવી એના જેવી રાક્ષસી પ્રથા ક્યાં હશે ? "

રાયજી અને કાંતિલાલ લલિતને તેની સરલતા માટે માન આપતાઃ પણ ઉભયને લલિતની બંડખોરવૃત્તિ ભયભરી લાગતી. " આ યુવાનની પ્રચંડશક્તિ જો જરા અવળી વહેશે તો એ સત્યાનાશ વાળી નાંખશે " એવો ભય રાયજીના દીલમાં ઉત્પન્ન થયો હતો. કાંતિલાલને લલિતના હૃદયમાં સળગતા સમાજ સામેના પ્રચંડ ધિક્કારમાંથી એક દહાડો જરૂર આગ લાગવાની એમ લાગતું હતું. કાંતિલાલે એકવાર કહ્યુંઃ

" આપણા લોકો અન્યાયી છે, જૂલમી છે, વહેમી છે, અંધ છે, ધર્મને નામે પાખંડ, અધર્મ, પાપ અને પ્રપંચ લઈ ચલાવ છે .... "

" અરે ! એ લોકો રાક્ષસ બની ગયા છે. તેમનામાં મનુજત્વનું નામ નિશાનજ નથી. " લલિત બરાડયો.

" કબૂલ ! એ પણ હું માની લઉં; તો પણ તમે ભૂલી જાઓ છો કે એ ગમે તેવા છે પણ આપણાજ માણસો છે–એકજ વિરાટ્ પ્રભુના અંશ છે–"

રાયજીના હૉલમાં આ ચર્ચા ચાલી. કાંતિલાલના પિતા, તેની

માતા તથા બહેન વિમલા પણ હાજર હતાં. ગંગાની બાજુમાં તનમન બેઠી હતી.

" શું આ બધા શેતાનો ઇશ્વરના અંશ છે? જો એ લોકો ઇશ્વરના અંશ હોય તો ઇશ્વર આપણે જેને શેતાન કહીએ છીએ તેજ હોવો જોઇએ—"

" તમારી ભૂલ થાય છે. આપરથી તમે એમ કહોછો કે લોકોમાં દૈવી અંશ નથી?"

" દીવા જેવું સ્પષ્ટ દેખાય છે કે લોકો નિર્દોષ જીવન કચડી નાખવામાં એક જાતનો આનંદ માને છે. મારાં માતપિતાએ મારી વીણાને ધગધગતી આગમાં હોમી દીધી અને ન કરે નારાયણ ને અર્થદાસ જો મરી જશે તો એ બિચારી જીવનભર બળી બળીને ઝૂર્યા કરશે. મેં મુંબઇમાં મેના નામની એક પતીત સ્રીને આશરો આપ્યો છે. તે વિધવા હતી–યુવાનીને લીધે વિકારવશ થઇ ગર્ભવતી બની. જો તે ગર્ભપાત કરત તો સમાજ, તેના સગાંવ્હાલાં કે તેનો પ્રેમી–બધા તેને વ્હાલી ગણત: પણ તે પ્રભુથી ડરી–તેણે પોતાના બાળકને બચાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે બધાએ તેને તજી દીધી. અંતે તે પતીત વેશ્યા બની. તે જ્યારે વેશ્યા થઈ ત્યારે મુંબઇના ઘણાય ખાનદાન, આબરૂદાર 'ગૃહસ્થો તેના ગુલામ થવામાં નીચું' જોતા ન્હોતા. મેં તેને એ પતીત દશામાંથી બચાવી–મારે ત્યાં આશરો આપ્યો ત્યારે જે બદમાસો તેનું ખૂન પીતા હતા તેઓજ પવિત્રતાનો ઇજારો લઈ મને ચાલીમાંથી બહાર કાઢવા આવ્યા. કાંતિલાલભાઈ! આપણે સ્વરાજ્ય માગીએ છીએ, આપણને સ્વાધીનતા

જોઇએ છે; પણ આપણે કેવા હીન-અધમ-પાપી થઇ ગયા છીએ તેનું આપણને ભાન નથી. ગરિબનાં બાળકો દૂધ વિના ટળવળે છે, સ્ત્રીઓ ગુલામગીરીમાં ચગદાય છે. અને પુરૂષો વેઠ કરીને પેટ ભરે છે. હું એમ નથી કહેતો કે અમુક વર્ગજ ગુનેહગાર છે. બધા ગુનેહગાર છે. પણ સૌથી મોટી ગુનેહગાર સમાજ છે. સમાજે લગ્નને નામે હાલની રાક્ષસી વેશ્યાવૃત્તિ ચાલવા દઇને હિંદુ સમાજના બલ વીર્યનું નિકંદન કાઢી નાખ્યું છે..." લલિતકુમાર બોલતાં બોલતાં લાલચોળ થઇ ગયો.

"કારણ ગમે તે હો: પણ લલિતકુમારને જે તિરસ્કાર આવે છે તે ખોટો નથી." રાયજી શાંત સ્વરે બોલ્યા:

"હું વૃદ્ધ થયો છું. છતાં મારૂં દીલ ઉકળી આવે છે. તો લલિતના યુવાન હૃદયનાં બંડખોર તત્વો એના મગજને ખળભળાવી મૂકે તે તદ્દન સ્વાભાવિક છે. મને લાગે છે કે આમાંથી social anarchism નો જન્મ થશે..."

"હા. તેમ થવાનો સંભવ છે." કાંતિલાલ બોલ્યો:

"પણ social anarchism-સામાજિક અંધાધુંધી શું પસંદ કરવા જેવી છે?"

"જો એક વસ્તુ સડી ગઇ હોય તો તેનો નાશ થવોજ જોઇએ..."

"તે વસ્તુ આખી સડી ગઈ હોય તો: પણ જો અમુક ભાગ સડી ગયો હોય તો તેટલોજ કાપી નાખવો જોઇએ..."

"આપણી સમાજ આખી સડી ગઈ છે..."

" અહિંયા તમારી ભૂલ થાય છે. સમાજ જો આખી સડી ગઈ હોત તો તે કયારની રામશરણ થઇ ગઈ હોત..."

" મૃત અવસ્થામાં અને આપણી હાલની કંગાળ દશામાં તમને શું ફેર જણાય છે ? તમે કહેશો કે જમાનાઓના પ્રહાર સહન કરી હિંદુ સમાજ ટકી રહી છે. હું કહું છું કે કૂતરાઓ પણ એઠા ટૂકડા ખાઇ જીવે છે તેથી શું આપણે કૂતરાના જીવનને જીવન કહીશું ?"

" હું તમારા અંતરને ઓળખી શકું છું; પણ બાપુ ! જે માણસોને તમે સત્પથે દોરવા માગો છો, જેનાં જીવનોમાં રસ રેડવા માગો છો તેને ધિક્કારવાથી પરિણામ કેવી રીતે સારૂં આવશે ? લલિત કુમાર ! હું હાલનાં લગ્નોને તમારી પેઠે કાયદાસર વેશ્યાવૃત્તિજ કહું છું: પણ તેટલા માટે હું એ રિવાજને વળગી રહેનારા માણસોને ધિક્કારતો નથી. તેઓ અંધારામાં અટવાયા કરે છે..."

" નહિ. તેઓ છતી આંખે દીવો લઈ કૂવામાં પડે છે..." અમારો બંડખોર નાયક બોલ્યો.

તન્મન આ સાંભળી હસી. વિમલાએ તેને ચૂંટી ભરી.

" જો ! તારો નાવલીયો મારા ભાઈ સાથે લડી રહ્યો છે..." વિમલાએ તનમનના કાનમાં કહ્યું.

" જો. જો. સાંભળ હમણાં." તનમને વાત ઉડાવી દીધી.

" તમારી મુખ્ય ફરિયાદ લગ્ન વિષે છે..." કાંતિલાલ બોલવા લાગ્યો.

" હા. આપણી પ્રાચીન પ્રણાલીને આજે એવી વિકૃત કરી નાખવામાં આવી છે કે તેમાં કોઈ પણ જાતનો ધર્મ હું જોઇ શકતો નથી. એકમેકનાં દીલ મળ્યા વિના કુમાર અને કુમારિકાને લગ્નની અતૂટ સાંકળથી જોડી દેવા એના જેવો ઘોર અપરાધ બીજો કોઈજ નથી. એક મનુષ્યને તલવાર યા ખંજરથી જખમ કરી નાખવો તે તેને જીવનભર રીબાવી રીબાવીને મારી નાખવા કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે; પણ આપણી સમાજ તો હજારો–લાખો સ્ત્રી પુરૂષોને જીવનભર રીબાવી રીબાવીને કંગાળ રીતે મારી નાખે છે. આવાં ઘોરતમ પાપો માટે–આવાં ઘાતકી ખૂનો માટે આપણને ગુલામગીરીમાં સબડવું પડે તો તે સામે ફરિયાદ કરવાનો આપણને શો હક્ક છે ? પણ મારી ફરિયાદ ફક્ત લગ્ન પદ્ધતિ સામેજ નથી. ટૂંકી ટૂંકી જ્ઞાતિઓના વાડાઓ સામે પણ મારો પ્રચંડ વિરોધ છે "

" આપણી જ્ઞાતિઓ તે આ નવા જમાનાની સોસાઈટીઓ તથા એસોસીએશનો જેવી છે. એ જ્ઞાતિઓને લીધે કલા, વ્યાપાર, અને જ્ઞાનનું સંરક્ષણ થાય છે ... "

" જ્યારે જ્ઞાતિઓ દેશોદ્ધારક સંસ્થાઓ બને ત્યારેઃ પણ હાલમાં તો ન્યાતના પટેલીઆઓ વિલાયત જઈ આવનારને પ્રાયશ્ચિત આપવામાં અને કોઇ વિધવા વિવાહ કરનારને ન્યાતબ્હારની ડાંગ મારવામાંજ પોતાના કાર્યની ઇતિશ્રી માને છે... "

" એ વાત ખરી છેઃ પુષ્પના બાગમાં એકાદ ઉંદર મરી જાય તો આપણે મરેલા ઉંદરો ફેંકાવી દઇએ છીએ. પણ આખા બાગનો નાશ કરતા નથી... "

" તમે આવી ગંભીર બાબતમાં રૂપક આપીને વાત ન કરો– બુદ્ધિપુરઃસર દલીલ કરો...આપણી જ્ઞાતિઓને બગીચા જેવી માની લઈએ તો પણ મારે કહેવું જોઇએ કે તેમાંના એકે એક છોડને સળો લાગેલો છે. તેને ખોદી નાખી નવો બાગ બનાવ્યેજ આપણો છૂટકો રહ્યો..." લલિતે કહ્યું.

" તમે જ્ઞાતિઓનું નિકંદન કાઢીને શું સાર કાઢશો ? "

" આપણા લગ્ન ક્ષેત્રો તેમ કરવાથી વિશાલ થશે ... "

" જ્ઞાતિઓ હોય તો પણ લગ્નક્ષેત્ર વ્યાપક બનાવી શકાય લલિત ! ... " રાયજી બોલ્યા.

" કેવી રીતે, વડીલ ? "

" જ્ઞાતિઓ સંસ્થાઓ છે. તેને પોતપોતાની કલા યા વિદ્યા સાચવી રાખવાની છે. પણ તેટલા માટે આંતરજાતિય લગ્નનો પ્રતિબંધ કરવાની જરૂર નથી. પૂર્વે આપણા ઋષિમુનીઓના કાલમાં પણ આંતરજાતિય લગ્નો થતાં હતાં. પરાશર અને માછીની કન્યાના સંયોગથી વ્યાસ ભગવાન જનમ્યા હતા. મત્સ્યગંધાને શંતનુ રાજા પરણ્યા હતા. અને અર્જુને પાતાળની નાગકન્યાનું પાણીગ્રહણ કર્યું હતું. એવાં એવાં તો અનેક દૃષ્ટાંતો છે ... "

" પણ હલકી ન્યાતો સાથે ઉચ્ચ જ્ઞાતિઓ કન્યાવ્યવહાર રાખે તો સમાજનું પતન નહિ થાય ? "

" ખરી વાત તો એ છે કે કોઈ પણ ઉચ્ચ જ્ઞાતિ પોતાનાથી તદ્દન હલકી અને ભ્રષ્ટ જ્ઞાતિ સાથે કોઇ કાળે વ્યવહાર રાખતીજ નથી. એક શુદ્ધ બ્રાહ્મણ, આંતરજાતિય લગ્નની તદ્દન છૂટ હોય

છતાં કોઈ ઢેડ યા ભંગીની કન્યાને પરણવા તૈયાર થશે એમ તમે માની શકો છો ? યુરોપ અમેરિકામાં એકજ જાતિ છે; છતાં કોઇ વિદ્વાન, કુલીન ઉમરાવની કન્યા ત્યાંના ઝાડુવાળા યા હલકા મજુર સાથે પરણી હોય એમ સાંભળ્યું છે ? મનુષ્ય જેમ જેમ વિકાસ ક્રમમાં આગળ વધતો જાય છે તેમતેમ તે પોતેજ પોતાની મેળે પોતાના વિકાસમાં સહાયભૂત થઇ પડે એવાં પાત્રોનો સંગ રાખે છે અને બાકીનાથી અળગો થાય છે..." રાયજીએ ગંભીરસ્વરે કહ્યું.

" તમારા મત પ્રમાણે આખી હિંદુ જાતિ એક થવી જોઈએ ... " લલિત બોલ્યો.

" હા. રાયજીના મત સાથે હું મળતો થાઉં છું. એમ થશે તોજ આપણામાં સંઘટ્ટન બળ આવશે અને આપણે એકજીવ થઇ શકીશું ... "

" બરાબર છે. મારો મત પણ એવો છે કે નાની નાની જ્ઞાતિઓના કુંડાળાં બાંધીને આપણે આપણું રાષ્ટ્રીયત્વ મારી નાખ્યું છે."

" હા. એ જ્ઞાતિઓ જો અમુક વ્યાપાર, કલા, અથવા વિદ્યા સાચવી રાખનાર સંસ્થાઓ જેવી થઇ જાય તો આપણને કાંઇ હાનિ નથી; પણ પોતાનું મુખ્ય કર્ત્તવ્ય ભૂલી જઇને " આ વાણીઆ, " " આ બ્રાહ્મણ, " " આ દશા–આ વીશા " એવા અર્થહીન મારામારીથી આપણી શક્તિનો જે વ્યય થાય છે તેમાં આપણા મૃત્યુનો ભય શમાયલો છે ... "

" પણ એ જ્ઞાતિઓને ઉપયોગી સંસ્થાઓ કેવી રીતે બનાવી શકાય ?" રાયજીએ પ્રશ્ન કર્યો.

" બંડથી બંડ ઉડાવ્યા વિના—સામાજિક અંધાધુંધી વિના જ્ઞાતિઓના ઉંડા મૂળીઆં ખોદાવાનાં નથી–" લલિત બોલ્યો:

" તમે શું કહો છો, કાંતિલાલ ?"

" બંડ શબ્દજ મને ખૂંચે છે. રાજકીય અથવા સામાજિક ક્રાંતિ માટે જ્યાં જ્યાં વિપ્લવ થયા છે ત્યાં પરિણામ ઘણાં ઘોર આવ્યાં છે... "

" હાલમાં આપણે દિવસ ઉગતાંજ જે લાખો મનુષ્યોનાં ખૂન પીવાતાં જોઇએ છીએ તેના કરતાં અલ્પ સમયની અંધાધુંધી–અલ્પ સમયનો અંધકાર–અને પાછળથી ઉષાની રમણિય જ્યોતિ શું ઇ-ચ્છવા યોગ્ય નથી ?"

" તમારી દલીલ બધા ક્રાંતિકારોના જેવીજ છે. પરંતુ ઉષાની રમણિય જ્યોતિ નીહાળવાની ખાત્રી સાથે જો આપણે પ્રગતિવંત વિપ્લવ કરાવી શકીએ એમ હોઇએ તો અલ્પ સમયના અંધકારને નિમંત્રવા કરતાં ધીમે ધીમે એક પછી એક પ્રકાશના કિરણ જોવા અને ઉષાની રમણીય જ્યોતિના દર્શન માટે જરા વધુ વાર ધીરજ રાખવી–એ શું ખોટું છે ? તમને મેઘની ગર્જના જેવી વિનાશક ક્રાંતિ જોઇએ છે. મને વિચારોની ક્રાંતિ જોઇએ છે. તમારી યોજનાથી સેંકડો મનુષ્યોના રક્તની નદિઓ વહેશે. મારી યોજના મનુષ્યોના નહિ; પણ તેમના વિચારોનાં ખૂન કરશે.

" તમે કોકડું બહુ ગૂંચવી નાખો છો. માર્ટીન લ્યુથરે જો યુરો-

ચના પોપો સામે બંડ ન ઉઠાવ્યું હોત તો પોપના જૂલમમાંથી યુરોપ બચત ખરૂં ? ફ્રાંસના લુબ્ધ રાજાઓની જુહાકી સામે ફ્રેન્ચ પ્રજાએ વિપ્લવ વિના બીજું કોઈ શસ્ત્ર વાપર્યું હોત તો ફ્રાંસમાં આજે પ્રજાસત્તાક રાજ્ય હોત કે ? ..."

"નહિ હોત એમ ? પ્રજા હમ્મેશાં જૂલમની ચક્કીમાંજ પીસાયા કરે અને પ્રભુ તેને વિના કારણે પીલાવા દે એમ તમે માનો છો ?"

"મારી ઇશ્વરપરની આસ્થા દિવસે દિવસે ડગતી જાય છે..." લલિત જરા ગદ્ ગદ્ થઈ બોલ્યો.

"ઈશ્વર પરની આસ્થા ડગે છે, લલિત ?" તનમન દયામણા સ્વરે બોલી:

"મને વેદના મંત્રો નથી આવડતા—જૂદા જૂદા ધર્મનાં કથનો પણ હું નથી જાણુતી; પણ લલિત ! સંધ્યા, ઉષા, વસંત ને ચંદની, મારી મેનાનું મનોહર ગાન, આંબાવાડીમાં ટહુકતી કોકિલા, રોહિણીનું મધુર સંગિત અને પેલા ચમ્પક વૃક્ષની શીતલ છાયા—એ બધું જોવા છતાં તારી શ્રદ્ધા ડગમગે છે ?..."

"શ્રદ્ધા ડગમગે છે એટલે એમ કે સમાજના ઘોર અત્યાચારો જોઇ પ્રભુ કે જે પૂર્ણ સૌન્દર્ય અને કલાનો સ્વામી છે તે આવું આવું કેમ ચાલવા દે છે, એવો વિચાર મને આવે છે..."

"પણ એમાં પ્રભુ શું કરે લલિત ? પ્રભુ ક્યાં એમ કહે છે કે તમે જાતિ જાતિમાં—રાષ્ટ્ર રાષ્ટ્રમાં ભયંકર સ્પર્ધા કરી વૈર બાંધો..." તનમનની રૂપેરી ઘંટડી વાગી.

"તનમન તદ્દન સત્ય કહે છે. લલિત ! મનુષ્ય પોતેજ પોતાના વર્ત્તમાન માટે જવાબદાર છે...

લલિત ગુપચુપ સાંભળી રહ્યો. તેને અંતરમાં એવો અનાહત નાદ સંભળાયો કે રાયજીની વાત સાચી છે.

"કબૂલ આપણેજ આપણી હાલની સ્થિતિમાટે જવાબદાર છીએ તો પછી એમાંથી ઉગરી જવાનો ઉપાય શો?"

"તમે શોધી કાઢોને?" રાયજીએ હસીને કહ્યું.

"મારૂં તો મગજ જ બંડખોર બની ગયું છે; એટલે મને બંડ શિવાય કંઇ સુઝતું નથી..." લલિત બોલ્યો;

"તમે શું સૂચવો છો, કાંતિલાલ ?"

"શિક્ષણ—જ્ઞાન ! જ્ઞાન વિના—યોગ્ય શિક્ષણ વિના ગમે તેવા સખત કાયદાઓ ઘડવા છતાં પણ જંગલી અને અન્યાયી રિવાજોનો નાશ થવાનો નથી. જુલમ અન્યાય કે વહેમ સામે પોકાર કરનારો શિક્ષિત વર્ગ છે. અભણો જ ચાલુ ચીલામાં ચાલવામાં ધર્મ માને છે. આપણી પ્રજાનું અધઃપતન અજ્ઞાનતાને આભારી છે. આપણામાં જે લાગણી છે, સ્નેહભાવ છે, મિલનસારપણું છે તે જગતની કઇ પ્રજામાં છે? આપણી સ્ત્રીઓના જેવી ત્યાગવૃત્તિ, તથા દિવ્ય સહનશીલતા પશ્ચિમની કઇ પ્રજામાં છે? હુ તો એમ માનું છું કે આપણી સ્ત્રીઓમાંથી અજ્ઞાન કાપી નાખવામાં આવે તો ફરીથી આજ દેશમાં ઘેરઘેર સીતા ને દમયંતી જન્મે—ઘેરઘેર અભિમન્યુ ને લવ કુશ અવતરે. આપણે વિધવાઓ માટે દુઃખી થઇએ છીએ; પણ લલિત કુમાર ! તેમનાં માબાપો શું તેમને અંતઃકરણની

ઇચ્છાથી નાલાયક, રોગી યા વૃદ્ધ પતિને પરણાવે છે ? નહિ. અજ્ઞાનને લીધે તેમની બુદ્ધિ બહેર મારી ગઇ છે, અંતર બુઠ્ઠાં થઇ ગયાં છે—તેમનો આત્માજ મરી ગયો છે. એ બિચારાઓ ધિક્કારને નહિ પણ દયાને પાત્ર છે. આપણને ત્રણ ચીજની જરૂર છે. ગરિબોનાં બાળકો માટે દુધ, મજુરોને પુરતો ખોરાક અને વસ્ત્ર તથા સર્વને શિક્ષણ. હું તો એટલે સુધી કહું છું કે અરધી ભૂખે રહીને, ફાટયાં વસ્ત્રો પહેરીને પણ આપણે જ્ઞાન મેળવવા તૈયાર થવું જોઇએ. જ્ઞાનની જ્યોતિ તરતજ અંધકારને ચીરી નાખે છે. જ્ઞાન અનેક તર્ક-વિતર્કોને—શંકા કુશંકાને જન્મ આપે છે—તેમાંથી થોડા ઘણા બખેડા પણ થાય છે; પણ તેનાથી પ્રજામાં ચેતન આવે છે. અને રવિંદ્રબાબુના શબ્દોમાં કહીએ તો Peace is good; but Life is better. આપણને Lifeની—ચેતનની જરૂર છે. આપણા સંસારમાં હાલમાં જે શાંતિ જણાય છે તે મરૂભૂમિની શાંતિ છે—સ્મશાનની શાંતિ છે; આપણને કબ્રસ્તાનની શાંતિ જોઈતી નથી; પણ ચેતન જોઇએ છે, ઉત્સાહ જોઇએ છે, જીવનમાં થનગનાટ જોઇએ છે..." કાંતિલાલે અભંગ દલીલો રજુ કરી.

"પણ આખી પ્રજાને શિક્ષિત કરતાં તો કેટલો કાળ વહી જાય ?"

"અધીરા ના થાઓ. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત બનાવવામાં આવે તો પ્રજા અલ્પ સમયમાં તૈયાર થઇ જાય; અને ઉચ્ચ વિચારો માટે, પ્રજાની ભાવના સૃષ્ટિને વ્યાપક બનાવવા

માટે તો તમારાને મારા જેવાએ ભેખ લેવો જોઇએ...”

“મેં તો ભેખ લીધેલોજ છે...”

“તો હું તમારો સાથી થવા તૈયાર છું.”

“લલિત! મારો વિચાર સુરતમાં જઇને એક આશ્રમ સ્થાપવાનો છે...”

“તેનો ઉદ્દેશ...”

“ધાર્મિક અને સામાજિક શિક્ષણ પ્રચારનું કાર્ય આપણે કરવાનું છે. આપણે પ્રજાને વ્હાલથી સમજાવવું પડશે કે હાલમાં આપણે જેને ધર્મ કહીએ છીએ તે ધર્મ નથી, પણ દમ્ભ છે, અજ્ઞાન છે. જુદી જુદી જાતિઓ સ્પર્ધા કરવા માટે નથી; એક બીજાને ઉંચા નીચા ગણવા માટે નથી; પણ સમાજને સુવ્યવસ્થિત રાખવા માટે છે. આખી આલમ પ્રભુના કુટુંબરૂપ છે અને પ્રેમ તથા સત્ય એ બેજ માનવ નૌકાને મુક્તિને કિનારે લઈ જનારા દૈવી ભોમિયા છે...” રાયજી બોલ્યાઃ

આ વિચારો સાંભળીને લલિતને હર્ષની ઘેન આવી. તે બોલ્યોઃ

“ત્યારે હાલમાં જે વર્ણાશ્રમ પદ્ધતિ વિકૃત થઈ છે તે તો ખોટીજ છે...”

“અલબત્ત ખોટી. આપણા લોકોએ સુંદર વર્ણાશ્રમ પ્રણાલીને એટલી બધી વિકૃત કરી નાખી છે કે હાલની પ્રણાલીને વર્ણાશ્રમનું નામ આપવું તે મનુમહારાજનું અપમાન કરવા સમાન છે...'

જીવાત્મા બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, વૈશ્ય નથી તેમ શૂદ્ર પણ નથી*"

"ત્યારે કોણ છે, બાપુજી ?" તનમને ટહુકો કર્યો.

"મનષ્ય પ્રભુનો અંશ છે. જેને આપણે નીચા ગણીએ છીએ તેમનો આત્મા ઓછો વિકસીત થયેલો છે. એક દિવસ તે પણ ઉન્નત થશે અને અંતે એક દિવસ વિરાટ સ્વરૂપ પરમાત્મામાં મળી જશે..."

"ત્યારે વર્ણાશ્રમ ખોટા છે ?" લલિતે પૂછ્યું.

"વર્ણાશ્રમ ખોટા નથી; આપણી સમજણ ખોટી છે. વર્ણાશ્રમ વિકાસક્રમના પગથિયાં છે. શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ એ શબ્દો જીવાત્માનો ક્રમશઃ વિકાસ દર્શાવે છે હાલમાં આપણે એ દિવ્ય કાયદો ભૂલી ગયા છીએ તો પછી વર્ણાશ્રમની વાતજ ક્યાં રહી ?"

---

* Then the world-honoured shake:
"pity and need
Make all flesh kin. There is
No caste in blood,
Which runneth of one hue, nor
Caste in tears,
Which trickle salt wilh all;
Neither comes man
To birth with tilka-mark stamped
on the brow,
Nor sacred thread on neck.
Light of Asia.

લલિતના અંતરમાં આશાનાં કિરણો પ્રકટયાં. તનમન તો હર્ષઘેલી થઇ ગઇ.

"જોજે હં ! ગાંડાઓની ઇસ્પિતાલમાંજ મોકલી દઈશ જો!", વિમલાએ તનમનના કાનમાં ફૂંક મારી.

"મોકલી દેને ! મારો લલિત પણ ત્યાં આવશે..." તનમને અતિ મંદ સ્વરે વિમલાને કહ્યું.

"ચાલો હવે ફરવા જઇએ." કાંતિલાલ બોલ્યો.

"હા. હા. ચાલ તનમન !–" વિમલા ઉભી થઈ બોલી.

"જા, દીકરા ! લલિત ! તું પણ જા..." ગંગા બોલી.

રાયજી હસ્યા. લલિત આ અજબ પરિવર્તનનું કારણ સમજી શકયો નહિ. તે બધાં સાથે મનમાં મલકાતો મલકાતો બહાર નીકળ્યો.

"હવે મોટો મુની ના થઇ જાને, લલિત ?" લલિતને મૌન રહેલો જોઇ, થોડેક દુર ગયા પછી તનમન બોલી.

"હું એમ વિચાર કરૂં છું..."

"વિચાર કીધા હવે...": વિમલા વચમાં પૂરાઇ. લલિત ગભરાયો. આ કોકડું તેને ભેદ ભર્યું લાગ્યું.

"તનમન ! તારા પત્રમાં તેં લખ્યું હતું..."

"હવે એતો ભુતકાળની વાત થઈ–ઇતિહાસનાં પાનાંપર લખાયલું હોય તે કંઇ જીવનમાં હમ્મેશાં બન્યા કરે કે ?" તનમન હસતી હસતી બોલી.

"શું બાપુજી સંમત થયા ?"

"તેતો હું નથી જાણતી, બા !–" નયન નચાવતી તનમન બોલી:

" એ વાત તમારા ગોરમહારાજને પુછો..." વિમલા મસ્તી ભર્યા સ્વરે બોલી.

" મારા ગોર..."

" હા...જી ! તમારા ગોર !...ક્યાં છે ? બતાવું ?" વિમલાએ લલિતને બનાવવા માંડયો:

" જુઓ—આ તમારા ગોર !..." વિમલાએ કાંતિલાલ તરફ આંગળી તાકી. તનમન શરમથી નીચું જોઇ ચાલતી હતી.

" શું કાંતિલાલ ? તમે રાયજીને સમજાવ્યા ? અહા ! હું તમારો આભાર કેવી રીતે માનું ?" લલિતની આંખમાં કૃતજ્ઞ-ભાવ આવ્યો.

" મેં મારી ફરજ બજાવી...ને રાયજી જેવા મહાનુભાવને સમજાવવાનું હતુંજ શું ?" કાંતિલાલ હસીને બોલ્યો:

" અહા ! મને હર્ષની ઘેન આવે છે..."

" જો જો ! અહિંયા બેભાન થઇ જશો તો ઉંચકીને લઇ જવા પડશે." વિમલાએ મશ્કરી કરી.

" ચુપ રહેને ! ચીબાવલીજ રહી ગઇ–" તનમન વિમલાના કાન આગળ મ્હોં લઇ જઇ બોલી.

પ્રત્યુત્તરમાં વિમલાએ તનમનને ચુંટી ખણી દુર ન્હસાડી મૂકી.

# પ્રકરણ ૨૪ મું.

## વિધવા વીણા.

આકાશ ઘનઘોર વાદળાંઓથી ઘેરાયેલું હતું. વીજળીના ચમકારા થોડી થોડીવારે રાત્રીના ઘોર અંધકારને ચીરી એક પલ દિવ્ય જ્યોત પ્રસારી જતા હતા. મેઘના કડાકા કાયરોના હાડ કમ્પાવે એવા હતા. પશુપંખીઓ મેઘરાજાના કોપથી બચવાને પોતપોતાને સ્થાને ભરાઇ બેઠાં હતાં.

રામપુરના રસ્તાઓ નિર્જન હતા. કોઈ પહેરેગીર પણ નજરે ન્હોતો પડતો. રામપુરવાસીઓ બારણાં બંધ કરી ક્યારના ઘરમાં ભરાઇ બેઠાં હતાં; ફક્ત અર્થદાસનું ઘર ખુલ્લું હતું. ઓટલાપર ત્રણ ચાર માણસો ચિંતાગ્રસ્ત ચહેરે બેઠા હતા. માણેકલાલ અને લલિત પણ ત્યાંજ હતા. દીવાળી બૈરક મંડળમાં જઇ બેઠી હતી. મણી અને દીવાળી અર્થદાસની પથારી પાસે દયામણે મ્હોડે બેઠી હતી. ન્હાની વીણા–તેર વર્ષની મુગ્ધ બાલિકા નિદ્રાદેવીને શરણે થઇ ગઇ હતી.

રાતના અગિયારેક વાગ્યાનો વખત હતો. હજુય વરસાદ મુશળધાર વરસી રહ્યો હતો. અંધકારનું સામ્રાજ્ય ચોતરફ વ્યાપી ગયું હતું. સર્વત્ર ભયભીતતા પ્રસરી ગઇ હતી. અંધારામાં દુર દુર ઉભેલાં વૃક્ષો ભૂત યા પલીત જેવાં લાગતાં. સૌન્દર્ય ક્યાંય જણાતું ન્હોતું. અર્થદાસના ઘરમાં નો વાતાવરણ શોકથી ઉભરાઇ જતું હતું. તેને ત્રિદોષ થઇ ગયો હતો. છાતીમાં ભારી અમુજણ થતી હતી. નાડી

તથા શ્વાસોશ્વાસ મંદ ચાલતાં હતાં આજની રાત કાઢગે કે કેમ તે વિષે બધાને શંકા હતી. ડૉકટરે આશા મૂકી હતી એટલે સ્વાભાવિક રીતે બધાના પેટમાં ધ્રાસ્કો પડયો હતો.

વરસાદના તોફાનને લીધે અતિ નિકટના સ્નેહીઓજ આવી બેઠા હતા. માણેકલાલની ચિંતાનો પાર ન્હોતો. હજુ પુત્રોને પરણાવ્યાને પુરા ત્રણ માસ ન્હોતા થયા એટલામાં જમાઇરાજને યમરાજાનું નિમંત્રણ આવવાથી તે બિચારાના હોંસકોંસ ઉડી ગયા હતા.

લલિતને શોક થતો હતો; પણ તેના શોકમાં તોફાની–બંડખોર ભાવોનું મિશ્રણ પણ હતું. વીણા વિધવા થાય એમાં નવાઇજ શી? સોમલ ઝેર છે એમ જાણવા છતાં ફાકી જવું અને પછી શરીરના સાંધા તુટી જાય–મૃત્યુ થાય ત્યારે કર્મનો દોષ કાઢવો, એ કેવી મૂર્ખાઇ? અર્થદાસ સાથે વીણાને પરણાવવામાં આવી એજ ઘોરતમ પાતક હતું. એ પાપનું પ્રાયશ્ચિત કરવાને તેના માતપિતાની તૈયારી હોવીજ જોઇએ. એવા લલિતકુમારના વિચાર હતા. તે પોતે તો વીણાને પરણેલીજ માનવાની ના પાડતો હતો. વીણાનું લગ્ન ધર્મપુરઃસર ન્હોતું. તે એક જાતનો શરમ ભર્યો ફારસ હતો, ફારસમાં નાટકની રંગભૂમિપર ગમે તે પતિ પત્ની થાય છે. તે જીવનભર પતિ પત્ની મનાતાં નથી. તેવોજ આ પણ ફારસ હતો. વીણાને એ ફારસમાં નવવધુનું પાત્ર ભજવવા શોધી કાઢવામાં આવી હતી. તે બિચારીએ અજાણતાં એ ફારસમાં ભાગ લીધો પણ આવા ફારસમાં ભાગ લેનારની જીંદગીનુંજ બળિદાન દેવાનો ચાલ હિંદુઓએ ઘડી રાખેલો છે તેની તે બાપડીને ખબર ન્હોતી.

માણેકલાલની જ્ઞાતિના ગોરમહારાજે વીણાના લગ્ન થયા ત્યારે માણેકલાલને અર્થદાસ જેવો ખાનદાન વર શોધી કાઢવા માટે અનેક વાર શાબાશી આપી હતી. તે પણ શેઠની તબિયત જોવાને બહાને આવીને બેઠો હતો. અને શેઠ સાહેબ જો માયાથી મુક્ત થઈ પરલોકમાં સીધાવી જાય તો તેને સ્વર્ગમાં દાખલ થવામાં કોઇપણ જાતની મુશ્કેલી ન નડે તે માટે કેવી જાતના પુણ્યદાન કરાવી શેઠને સીધા સ્વર્ગમાં મોકલી આપવા તે વિષે ગંભીર ચહેરે મનમાં વિચાર કરી રહ્યા હતા.

દીવાળીના શોકનો પણ પાર ન્હોતો. પોતાનો જમાઈ આશાભર્યો આમ ચાલ્યો જાય એ વિચારજ તેને અસહ્ય થઇ પડતો હતો. તે અંતઃકરણ પૂર્વક ઇચ્છતી હતી કે વીણા મરી જાત તો સારૂં થાત! વીણા વિધવા થાય–તેના સૌભાગ્યનો સ્વામી ચાલ્યો જાય–તેના કરતાં તે પોતેજ કુંકુંમ ઉછાળતી ચાલી જાય તો વધારે ભાગ્યશાળી, એવી ઘણી સ્રીઓની માન્યતા હતી. વીણાને બિચારીને આ બધા અટપટા શાસ્રોનું ભાન ન્હોતું. તે નિર્દોષ ભાવે શાંતિથી નિદ્રાદેવીની ગોદમાં લપાઈ હતી. ઉંઘમાં પણ તેના વદનપર હાસ્ય ફરકી રહ્યું હતું. તે ન્હોતી જાણતી કે પથારીપર મરવા પડેલો માણસ સ્મશાનમાં જતાં તેની જીવતી કબર ખોદાવવામાં આવશે. તે એમ પણ ન્હોતી જાણતી કે અર્થદાસનું મરણ થતાં તેના જીવનની બધી આશાઓ છુંદી નાખવામાં આવશે.

બાર વાગ્યા. અર્થદાસની નાડીની ગતિ અતિ મંદ થઇ ગઇ બધા તેના બિછાનાની આસપાસ વીંટાઇને બેઠા હતા. શ્વાસ પણ

ફેંધાવા લાગ્યો. માણેકલાલે છાતી કઠીન કરી " શ્રીરામ—જમના મૈયા—શ્રીનાથજી બાવા "ના નામના ઉચ્ચાર કરી મરણને આંગણે ગયેલા અર્થદાસને છેલ્લી ઘડીએ ઇશ્વરનું સ્મરણ કરાવવા માંડ્યું. અર્થદાસનો અંતકાળ નજીક આવ્યો. તેને સ્નાન કરાવી ભૂમિપર સુવાડવામાં આવ્યો અને એકાએક બૈરાંઓમાં કાકારોળ થઈ રહી. વીણા આ અવાજથી જાગી ઉઠી એકદમ દીવાળીને આવી વળગી પડી. દીવાળીએ તેને છાતી સરસી ચાંપી પોતાની પાસે બેસાડી. વીણા પણ બધાને રડતાં જોઇ રડવા લાગી. અર્થદાસ મરી ગયો તે તે સમજી. ઘણા માણસોને મરી જતા તેણે જોયા હતા. મરનારના સગાંવ્હાલાં રડતાં તે પણ તે જાણતી હતી તેમને ત્યાં તેની માતા રડવા જતી એ બીનાની પણ વીણાને ખબર હતી. આજે દીવાળી એજ કારણુ સર રડવા આવી હશે એમ તેણે માની લીધું અને સર્વ ભેગી તે પણ રડવા લાગી.

મળસ્કે પાંચેક વાગે રામપુરની વણિક જ્ઞાતિના શેઠને વાંસની ટઠ્ઠીપર બાંધી કઠીન છાતીનો પુરૂષવર્ગ સ્મશાન લઇ ગયો. મણી અને દીવાળીએ મરનારની પાછળ છાજીયાં લેવામાં કોઈ જાતની મણા રાખી નહિ. રોવા કૂટવાનું રાતના એક વાગ્યાથી શરૂ થયલું તે સ્હવારે છ વાગ્યા છતાં ચાલુજ હતું. વરસાદ બંધ પડી જવાથી ગામની સ્ત્રીઓ પણ આવી પહોંચી હતી. બે ત્રણ રાજીયા ગવાડનારી બાઇઓ પણ હાજર હતી. અતિ કરૂણ સ્વરે રાજીયા ગવાયા. તાલ સૂર સાથે રોવાયું—કૂટાયું. અર્થદાસ ભરજુવાનીમાં મરી ગયો—તેની આશાઓ અધૂરી રહી ગઈ—તે દેવતાઇ પુરૂષ હતો—તેને ઉચકી

લેવામાં યમરાજાએ ભૂલ કરી—એવા એવા વચનો કૂટતી વખતે ઉચ્ચારાયાં. વીણાની વાત પણ અંદર આવતી.

હાય પરણ્યાને,—હાય હાય !
ત્રણ મહિના તો—હાય હાય !
નથી થયા ને—હાય હાય !
છોડી ચાલ્યા—હાય હાય !
હાય રે પરોણા !—હાય હાય !

જોસથી છાતી પર પ્રહારો કરતી, કૂદી કૂદીને કરૂણ સ્વરે દીવાળી ગવડાવતી હતી. મણી તેની સાથે સ્પર્ધા કરતી. આમ કૂટવામાં પણ દ્વંદ્વયુદ્ધ શરૂ થયાં. બીજી બાઇઓ પણ તાલ સૂર સાથે મરનારની પાછળ કાવ્ય બનાવવામાં પારંગત હતી. તેમને આજે પોતાની કલા બતાવવાનો અચ્છો પ્રસંગ મળ્યો.

છેવટે બૈરાંઓ રડતાં રડતાં તળાવે ન્હાવા ગયાં. ત્યાં વીણાની બંગડી ફોડી નાખવામાં આવી. તેના કપાળપર ચાંદલો હતો તે ભૂંસી નખાયો. તેના બીજા અલંકારો પણ એક વૃદ્ધાએ ઉતરાવી નાખ્યાં. કાળી ઓઢણી પહેરવા આપી. આ વાત વીણાને ન ગમી.

"તે બા ! મારા દાગીના કેમ ઉતારી લે છે ?..." તે રડતી રડતી બોલી.

"રાંડ ! તારો માટી મુઓ..." પેલી વૃદ્ધા બોલી. તે બાળવિધવા હતી. અને વિધવા થયા પછી અનેક બાળાઓના દાગીના તેણે ઉતરાવ્યાં હતાં. ન્યાતના રીતરિવાજનું અદ્વિતિય જ્ઞાન ધરાવવામાં તે પ્રખ્યાત થઈ હતી. લોકો તેને "મોટી માશી" કહીને બોલાવતા. મોટી માશીમાં લાગણી જેવું કાંઇ તત્વ હોય એમ અમને

લાગતું નથી. મરૂભૂમિની રેતાળ જમીન જેવું તેમનું હૃદય થઇ ગયું હતું. આવા હૃદયવાળાંને દુનિયા "અનુભવી" "શાણા" અને "પાકટ" માણસો કહે છે.

નવ દિવસ જોત જોતામાં વહી ગયા. દશમે દિને વીણાના સૌન્દર્યનું ખૂન થવાનું હતું–તેના વાળ કાપી નાખી તેને વિરૂપા બનાવવાનું પાપ થવાનું હતું. નવે દિવસ લલિતને આ જ ભયંકર બનાવના વિચારો આવ્યા હતા. રાયજી–કાંતિલાલ અને તનમનને તેણે પોતાની મુઝવણ જણાવી હતી. બધા લલિતના વિચારમાં સંમત હતા. પણ માણેકલાલ અને દીવાળી મેરૂ ચળે તોપણ ચળવાનાં નથી એવી તેમની ખાત્રી હતી.

"કાંતિલાલ !–" લલિત બોલ્યો:

"બોલો, હવે ! આ વખતે મારે બંડ કરવું કે ઉપદેશક બનવું."

"તમે તમારા પિતાને કંઇ કહ્યું..."

"અરે ! મેં તેમને પગે પડીને વિનવ્યા–માને પણ સમજાવવામાં કંઈ બાકી રાખી નથી–પણ પ્રભુ જાણે, તેમના હૃદયપર કેટલાય યુગના પડ બાઝયા છે..." લલિત અત્યંત દુઃખી હૃદયે બોલ્યો.

"રાયજી ! મારા પૂજ્ય પિતાજી ! મારાથી એ કમકમાટ ઉપજાવનારૂં દશ્ય નહિ જોઇ શકાય. મારી બહેનના સૌંદર્યનું મારી દૃષ્ટિ સામે ખૂન થાય તે હું નહિ જોઇ શકું. તમે મને ઉદ્ધત ગણુશો બંડખોર કહેશો; પણ દયા કરી મને કોઇ રસ્તો બતાવશો ?..." લલિતની આંખમાં પાણી આવ્યાં.

"લલિત ! દીકરા ! છાનો રહે..." રાયજી લલિતના માથાપર હાથ ફેરવી મહામહેનતે અશ્રુ ખાળી બોલ્યા.

તનમનની આંખો તો દડદડ આંસુ રેડી રહી હતી.

"લલિત! દીકરા! હું તને બંડખોર નથી કહેતો. તું વીર યોધ્ધો છે. યોદ્ધા પેઠે તું યુદ્ધ કરે છે. તારું યુદ્ધ બંડ નથી. બોલ, તું શું કરવા માગે છે?..."

"હું વીણાને આજે મુંબઇ લઈ જવા માગું છું."

"તેનું પરિણામ?..."

"પરિણામની મને દરકાર નથી. જ્યાં આવા ખૂનો થાય ત્યાં આપણે જો મૌન ધારણ કરી લાચાર થઇ જઇએ તો જુલમીઓ જુલમ કર્યાજ કરવાના. નહિ. એવા જાલીમો સાથે પ્રાણની પરવા રાખ્યા વિના લડવેજ છુટકો છે. હું મારી વીણાને કાલાંતરે પણ વિરૂપા નહિ બનવા દઉં..."

"કાંતિલાલ! તમે શું વિચાર કરો છો?" રાયજીએ કાંતિલાલને પુછ્યું.

"આવી વેળાએ બંડ કર્યા વિના છુટકોજ નથી. સહિષ્ણુતાની પણ હદ હોય છે." કાંતિલાલ બોલ્યો.

"શાબાશ! મારા વ્હાલાભાઇ!..." લલિત કાંતિલાલને ભેટી પડયો;

"જુલમો લાચારીથી સહન કરીને, જુલમીઓના દોર છુટા રાખીને, આપણે આપણાં અંતરો બુઠાં બનાવી દીધાં છે. કાંતિ! મારા વ્હાલા મિત્ર! તારા જેવા આત્મભોગની, રાયજી જેવા પિતાની અને તનમન જેવી દેવાંગનાઓની આપણી સમાજને જરૂર છે..."

"ને તારા જેવા બંડખોરો તો બહુજ કામના, લલિત!..." રાયજીથી હસી દેવાયું.

"પિતા! તમારી ઉદારતાએ તો મને જીવન અર્પ્યું છે; નહિ તો હું ક્યારનો અર્થદાસનો સાથી થયો હોત..."

"ચુપ રહે હવે. બહુ બોલ બોલ કરે છે!..." તનમને લલિતને ધમકાવ્યો: પણ પ્રિયતમાની આવી ધમકી કયા પ્રિયતમને નથી ગમતી, વાંચનાર?

"લલિત! વીણા તારી સાથે આવશે ખરી?" રાયજીએ પૂછ્યું.

"અરે! એ બિચારી તો દેવની દીકરી જેવી છે. એની નિર્દોષતા જોઈને હું મારૂં બધું દુ:ખ ભૂલી જતો. હવે એજ કુસુમકલિને સમાજનો ક્રૂર રિવાજ છુંદી નાખવા માગે છે. હું એ શીરીતે જોઈ શકું?..."

"નહિજ જોઇ શકાય. દીકરા! જા, ખુશીથી વીણાને લઇજા. મારી એ કામમાં સંમતિ છે..."

લલિત હર્ષ પામ્યો. વીણાને સમાજના જુલમથી બચાવવાને તે શક્તિવંત થશે એ બીનાથી મલકાયો. તેની તનમન પણ પ્રિયતમની હિમ્મત જોઈ મગરૂર થઇ.

વિમલા અને કાંતિલાલ બીજા ઓરડામાં ગયાં. રાયજી હજુ ત્યાંજ બેઠા હતા. લલિત ધીમે પગલે તનમન પાસે ગયો. તનમનનો હાથ પકડી તે રાયજી પાસે આવ્યો. તનમન શરમથી નીચુંજ જોઇ રહી. લલિત રાયજીને ચરણે પડયો સાથે તનમન પણ.

"સુખી થાઓ, મારાં બચ્ચાં!..." રાયજી ઉભયને આશિષ આપતા બોલ્યા.

તનમન અને લલિતને સ્વર્ગ નીચે ઉતરી આવતું હોય એમ લાગ્યું.

---

# પ્રકરણ ૨૫ મું.

## લલિતનું બંડ.

---

રાયજીની આશિષ મળતાંજ લલિતને જગ જીત્યા જેવું લાગ્યું. પુલકિત હૃદયે તે ઘેર ગયો. એકવાર પુનઃ તેણે માણેકલાલને શાંતિથી, વિવેકથી વીણાને વિરૂપા ન બનાવવાની વિનંતી કરી.

"એમાં તારૂં કાંઇ વળવાનું નથી લલિત ! જે બાપદાદાનો રિવાજ હોય તે પાળવોજ જોઇએ. વીણાનું કરમ ફુટયું હવે તે બાલ રાખે તોપણ શું ને ન રાખે તોપણ શું ? બાલ વિધવાના વાળ એકવાર તેના પતિના દશમાને દિને કાપી નાખવામાં આવે છે. પછી પાછા વાળ રાખવામાં હરકત નથી..."

"પણ પિતાજી ! હજુ તો એ બિચારીએ દુનિયાનું મ્હોંજ જોયું નથી. સંસાર કેવો હોય તેનું એને ભાન નથી. આવી સુકુમાર અને નિર્દોષ બાલાપર આવો ભયંકર જુલમ ગુજરતો તમે કેમ જોઇ શકશો ?..." લલિતની આંખમાં પાણી આવ્યાં.

"તારા જેવા જુવાનીયાઓજ બે પાંચ ચોપડી અંગ્રેજી ભણીને આપણા ધાર્મિક રિવાજોને જુલમ જુલમ કરી વગોવી મુકે છે. એમાં જુલમ જેવું કંઇ નથી. ધણી મરી ગયા પછી દરેક સ્ત્રીએ વૈરાગ્યજ ધારણ કરવું જોઇએ. આપણા સંસારની પવિત્રતા આવા વિરાગી ત્યાગને—આવા આત્મ દમનને આભારી છે..." માણેકલાલે તાત્વિક દલીલ કરી.

"હું કબૂલ કરૂં છું કે સ્ત્રી જો પોતાના મનમાન્યા પતિને, ધર્મવિધિથી પરણી હોય તો તે પોતાના પ્રિયતમની પાછળ વિરાગી બને–ઝુરી ઝુરીને મરી જાય અથવા સતી થાય. તે તેનો અનંત પ્રેમ બતાવે છે. પ્રાચીન કાલમાં આપણી મહાસતિઓ પતિ પાછળ જીવતી બળી મરતી તેનું કારણ એ હતું કે તેઓ આત્મ લગ્નથી પરણતી હતી. હાલમાં તો આપણે ત્યાં પશુ લગ્ન થાય છે. વીણા અર્થદાસને પરણવાને રાજી હતી? નહિ. અર્થદાસ વીણા જેવી નાદાન બાળકીને પરણવા યોગ્ય હતો? નહિ, આવાં લગ્નો જ્યાં થતાં હોય ત્યાં આપણા ધર્મના આદર્શો લાગુ પાડવા તે એક જાતનો દમ્ભ છે. વીણાને અર્થદાસ સાથે પરણાવીને તમે મોટું પાપ કર્યું છે. એ પાપનું પ્રાયશ્ચિત કર્યા વિના તમે છટકી શકવાના નથી..." લલિત હિમ્મતથી બોલ્યો. પિતા સામે આટલા શબ્દો બોલતાં તેના કોમલ હૃદયને લાગી આવ્યું; પણ હવે તેમ કર્યા વિના છુટકોજ રહ્યો ન્હોતો.

"બસ કર, લલિત! નાને મ્હોડે મોટા બોલ બોલતાં જરા શરમા–શરમા!..." માણેકલાલનું મગજ ગુસ્સાથી તપી ગયું.

"મારે શરમાવા જેવું શું છે? પિતાજી!..."

"હવે બેસને મોટો! બાપને શિખામણ આપવા આવ્યો છે..." દીવાળી લલિતપર ઉખડી:

"મુંબઈમાં કોઈ રાંડને ઘરમાં રાખીને આબરૂ વધારી આવ્યો; હવે બહેનની વારે ધાવા આવ્યો છે.

વીણા ગરિબડી બની એક ખુણામાં બેસી રહી હતી. તેને કાને ભણકારા વાગતા હતા કે આવતી કાલ તેને માટે "કાળ"

લગી હતી. આવતી કાલે તેના સુંદર–રેશમી વાળોનું અર્થદાસની મૃત દેહને બલિદાન અપાવાનું હતું.

લલિતને ખૂબ લાગી આવ્યું. દીવાળીનું સ્રીહૃદય પણ આ વિષયમાં આટલું બધું કઠોર થઇ ગયલું જોઈ તેને અત્યંત શોક થયો.

વીણા ગુપચુપ પોતાના ભાઇપર વરસતો વરસાદ જોઈ રહી હતી. તે બ્હીતી બ્હીતી માણેકલાલ પાસે આવી બોલીઃ

" બાપુજી! ભાઇને કેમ વઢો છો ? "

" તું એમાં નહિ સમજે, દીકરી ! " માણેકલાલ જરા વ્હાલભર્યા સ્વરે બોલ્યો.

" ચાલ, બેસ છાનીમાની !..." દીવાળીએ બંદુકની ગોળી છોડી. " મોટા ભાઇનો પક્ષ લેવા આવી છે ! ભાઈ રોટલા નથી નાખવાનો સમજી ? "

વીણા ડઘાઈજ ગઇ. તે જેમ તેમ રડતાં રડતાં બોલીઃ

" તે બા ! કાલે મારા બાલ કાપી નાખશે કે ? "

" હારતો ! રાંડ ! તારેય તારા ભાઇ સાથે વંઠી જવું છે કે શું ? તારો માટી મુઓ ! હવે તારે સેંથા પાટલી પાડીને ક્યાં મહાલવા જવું છે ? " દીવાળી બોલી.

વીણાની આંખમાંથી દડ દડ આંસુની ધારા વહેવા લાગી.

" જા, તું વીણાને લઇ અંદર જા..." માણેકલાલે દીવાળીને બીજા ઓરડામાં મોકલી.

" જો, લલિત ! તારી આવી ઉદ્ધતાઇ મારી સાથે નહિ ચાલે, સમજ્યો ! તેં પેલી બલાનું શું કર્યું ? "

" તે મારી સાથેજ રહેશે." લલિત દૃઢ સ્વરે બોલ્યો.

" એટલે ? તું મારી આબરૂના કાંકરા કરવા માગે છે ?"

" બાપુજી ! તમે નકામા ગભરાવ છો. હું તમારી આબરૂ પર બટ્ટો લગાડતો નથી, પણ તમારી કીર્તિ સુવર્ણાંકિત કરૂં છું..."

" વાહ ! બહુ મઝાની વાત. માણેકલાલના દીકરાએ ઘરમાં રાંડ રાખી છે એવી વાત દુનિયા કરશે એટલે મારી આબરૂ વધશે કે મારે જગતને મ્હો બતાવવું ભારી થઇ પડશે ?" માણેકલાલનો પીત્તો ઉકળી આવ્યો.

" જુઓ બાપુજી ! મેં જો કોઇ પણ પ્રકારની વાસનાથી મેનાને રાખી હોય તો હું તમે કહો તેવા કસમ ખાઉં. તેને મેં મારી બહેન માની છે અને તે બહેનજ રહેશે..."

" લલિત ! તું છેક વંઠી ગયો છે. તને ધર્મ કર્મનું જરા પણ ભાન નથી. તું જો મેનાને છોડી નહિ દે તો તારે મારે નહિ બને..."

" બને કે ન બને તેનો આધાર તમારી ન્યાયપ્રિયતાપર છે. મેં મેનાને અંધારી ખાઇમાંથી ઉગારી લીધી છે તે તેને પર્વતના શિખર પરની નિર્મલ હવાનો મધુર સ્વાદ ચખાડવા માટે–વેરાન જંગલમાં અધવચ તજી દઇ રખડાવી મારવાને નહિ..."

" ઉદ્ધત છોકરા ! તું મરી જશે..."

" મોત એકજવાર આવે છે, પિતાજી ! અને એક પતીત, નિરાધાર સ્ત્રીનો ઉદ્ધાર કરવા જતાં જો મોત આવવું હોય તો તેને વ્હાલથી આલિંગવાને તમારો પુત્ર તૈયાર છે..."

" તો જા ! આજથી તું મારો પુત્રજ નથી..." કહી માણેકલાલ ગુસ્સાભર ત્યાંથી બહાર ચાલી ગયો.

લલિત એકલો પડ્યો. દીવાળી ઘરકામમાં ગુંથાઇ હતી. વીણા વચલા ખંડમાં બેઠી બેઠી રડતી હતી.

" વીણા..." લલિતે નિર્દોષ બાલાને બોલાવી.

વીણા દોડતી દોડતી તેની પાસે આવી.

" શું છે મોટા ભાઇ ? "

" તું જાણે છે કે કાલે તારાપર કેવી આફત આવવાની છે ?"

" હા. પણ હવે હું શું કરું ? કૂવામાં પડું..."

" નહિ ગાંડી ! તારી જીંદગી બહુ મોંઘી છે..."

" બા તો કહે છે કે તુંજ કેમ ન મરી ગઇ ! મોટા ભાઇ ! પેલો વાંદરો મરી ગયો તેમાં મારાપર બા કેમ રીસે ભરાઇ છે ? "

" તે તું પછી સમજી શકીશ. બોલ, બ્હેનાં ! તારે તારી તનમન બહેનનું કહ્યું માનવું છે કે બાનું ?"

" તનમન બહેનનું. " વીણાના વદનપર તનમનનું નામ સાંભળતાંજ સ્મિત ફરક્યું.

" તનમન કહે છે કે તારે તારા વાળ કપાવવા નહિ. "

" પણ બા મારશે તે ? "

" હું છું કની ! જો, આજે રાતે બાર વાગે મુંબઈની ટ્રેન અહિંથી ઉપડે છે. તું મારી સાથે મુંબઇ આવીશ ? "

" આજે ? "

" હા. આજેજ. કાલે સવારે તો બધું સત્યાનાશ વળી જશે."

" પણ બા કે બાપા જાણી જાય તો ?"

" તું ગુપચુપ બા ઉંઘી જાય કે મારી પાસે આવી રહેજે. પછી આપણે તુરત રાયજીને ઘેર જઇશું; ને રાયજીની ગાડીમાં બેસી સ્ટેશનપર ચાલ્યાં જઇશું. બોલ, તું આવીશને મીઠી ?"

" બા જાગી જાય તો ?"

" અરે ! બા તો અઘોરી છે. એ જાગેજ શાની ?"

વીણા હસી. તેણે હા પાડી. લલિત રાયજીને ત્યાં જઇ ગાડી તૈયાર રાખવાની તનમનને સૂચના કરી આવ્યો.

રાત પડી. અગિયાર વાગે તો માણેકલાલ અને દીવાળી ગાઢ નિદ્રાને આધિન થઇ ગયાં. લલિત અને વીણા જાગતાં હતાં. વીણાએ નાદાન વયે પણ બહુ હિમ્મત રાખી. તે ચાલાકીથી લલિત પાસે હળવે પગે ગઇ. લલિત તૈયારજ હતો. બન્ને અતિ સાવધાનીથી ઘરમાંથી બહાર નીકળ્યાં. રાયજીના બંગલાના દ્વાર પાસે ગાડી તૈયારજ હતી. તનમન, રાયજી, વિમલા અને કાંતિલાલ તેમને ઉત્સાહ આપવા દરવાજા પાસે ઉભાં હતાં.

" જા દીકરા ! ફતેહ કર..." રાયજી બોલ્યા.

લલિતે તેમને પ્રણામ કર્યા.

" વીણા ! હવે તો તું મુંબઇવાસી થવાની..."

" પણ તનમન બ્હેન ! મને એકલીને નહિ ગમે જો ! તમે ક્યારે આવશો ?" વીણા તનમનને વળગી નિર્દોષ ભાવે બોલી.

" આમ જો, વીણા ! હવે તનમન પણ તારી સાથેજ રહેવા આવશે." વિમલા હસિત વદને બોલી.

" ત્યારે તો બહુ મઝા ! પછી મને ગીત શીખવશોને તન-મન બહેન ?" વીણાએ તનમનને પૂછ્યું.

" હા..."

" તનમન ભાભી કહેને, ગાંડી ! " વિમલાએ વીણાને પાસે બોલાવી કહ્યું:

" તે હેં લલિતભાઈ ! આ વિમલા બહેન કહે છે કે તન-મનને ભાભી કહે-કહું કે ? " નાદાન વીણાએ છબરડો વાળ્યો. બધાં ખડખડ હસી પડયાં.

" કહે દીકરા ! તનમન તારી ભાભીજ થાય..." રાયજીએ સર્વના આનંદમાં પૂર આણ્યું.

લલિત વીણાને લઈ ગાડીમાં બેઠા અને કોચમેને ગાડી સ્ટેશન તરફ હાંકી મૂકી.

સ્હવાર થતાંજ રામપુરમાં હાહાકાર વર્તાઈ ગયો. લલિત વીણાને લઈને નાસી ગયો, સનાતન ધર્મની ઘોર ખોદાઈ ગઈ, પૃથ્વી રસાતળ ગઈ, શ્રીમહાપ્રભુજી ધર્મનું સત્યાનાશ વળેલું જોઈ બોર બોર જેવડા આંસુ સારવા લાગ્યા. મણી, માણેકલાલ, દીવાળી તથા અર્થ-દાસના પૈસાને પૂજનારા ભક્તો લલિતને ગમે તેવી ગાળો દેવા લાગ્યા. 'માણેકલાલ જેવા દેવાંશી પુરૂષનું એ બદમાસ છોકરાએ નામ બોળ્યું. શ્રી મહાપ્રભુજીનો ઘોર અપરાધ કર્યો. એનો તો નરકમાં પણ ઠાર થવાનો નથી. એ બધા અંગ્રેજી ભણાવવાના પ્રતાપ ! અમે તો અગાઉથીજ કહેતા'તા કે બી. એ. ફીએની મોહિનીમાં મ્હોકાણુ વળી જશે; અંતે તેમજ થયું. વીણા પણ કંઈ નાની કીકી

હતી કે ? આવડી મોટી છોકરી, શ્રી નાથજી બાવાની કૃપા હોત તો એક દીકરાની મા થાત! એને પણ એના વડેલ ભાઇએ વંઠાવી મૂકી.' આવી આવી વાતો પવિત્રતાને મુઠીમાંજ રાખીને ફરનારા માણસો કરવા લાગ્યા. માણેકલાલના ક્રોધનો પાર રહ્યો નહિ. દીવાળી તેને ચઢાવવા લાગી. 'મારી દીકરીને લઇ આવો. પાતાળમાંથી શોધી લાવો. એ મુઆને જ્યાં જવું હોય ત્યાં જાય-જેમ કરવું હોય તેમ કરે; પણ મારી સોના જેવી દીકરીને લઇ આવો. એ તો સુધરેલો છે. મુઓ નાતરૂં કરાવી દેશે તો મારૂં તો જીવતા જીવત મોત થઇ જશે.' દીવાળી પોતાની છાતી આ પ્રમાણે ખાલી કરવા લાગી. અર્થદાશના દશમાને દિને પેટ ભરીને રડવા અને કૂટવાની કલામાં પોતાની ઉસ્તાદી બતાવવા આવેલી બાઇઓ નિરાશ થઈ; પણ તેમને નિંદા કરવાનો સારો ખોરાક મળી ગયો. " શ્રી પ્રેમનાથજી બાવાને અરજ કરોને. જો જો બે કલાકમાં મુઆને પકડી મગાવશે. એ સમજે છે શું એના મનમાં ? ફાટયો ફાટયો તે છેકજ ફાટી ગયો. ધરમ, નાત, જાત, રિવાજ-બધું-કંઇનુંજ ભાન નહિ " આવી ગંભીર શાસ્ત્રીય ચર્ચા બૈરાંઓમાં થઇ રહી. આવી વાત કરનારીઓ મુંડન વિધિનો લ્હાવો લઈ ચૂકી હતી; અને વીણાને પોતાના સંઘમાં મેળવવાની તેમની ખાસ ઇચ્છા હતી. 'તેમણે પોતાનાં વાળનો ભોગ ભરજુવાનીમાં આપેલો તો વીણા કયા દેવની દીકરી આવી કે આમ છટકી જાય ?'

આખા રામપુરમાં આ વાત ચર્ચાઇ રહી. બધાએ લલિત બદમાસ-બંડખોર-ધર્મ દ્રોહી-ઉદ્ધત-પાપી-સનાતન ધર્મનો ગુનેહગાર

જણાયો. આવા ગુનેહગારને જો તેમની સત્તા ચાલતી હોત તો તેઓ જીવતો ને જીવતો બાળી નાખત; પણ તેમની સત્તા ન્હોતી એટલે તેમને પોતાની નિંદાખોર જીભ ગમે તેમ વટાળીને સંતોષ લેવો પડતો.

અંતે થાકીને બધાં વીખરાયાં. માણેકલાલ ગંભીર વિચારમાં પડયો. દીવાળીના મગજની વરાળ વધી પડી હતી. તે તો "ગમે તેમ કરીને મારી વીણાને લઇ આવો" ના બંબગોળા ફેંકયા કરતી હતી. મણી તેને ટેકો આપતી હતી. તે દીવાળીને ઉશ્કેરતી: "બહેન! આજકાલના અંગ્રેજી ભણેલા છોકરાને તમે નહિ ઓળખો. જુઓ તો ખરાં! કેવું નાક કાપી ગયો. મારો ભાઈ જીવતો હોત તો આકાશ પાતાળ એક કરી નાખત. એ મુઓ તો જરૂર નાતરૂં કરાવશે, સમજ્યાં! તમે સમજુ છો. માણેકલાલને કહી વીણાને અહિંયાં તેડાવી લો; નહિ તો જુવાન દીકરી સાપનો ભારો કહેવાય! એક વાર બટ્ટો લાગ્યો કે જીંદગી ધૂળ થઈ જાય મા! વીણા જો હેમ-ખેમ પાછી આવે તો શ્રી નાથજી બાવાને સાકરનો પડો ચઢાવશું ને મહાપ્રભુજી પાસે દેહશુદ્ધિ કરાવશું." આ શબ્દો મણી "પવિત્રતા" શિવાય જીવીજ શકે નહિ એવી ખાત્રી આપવાને પૂરતા છે.

ચારપાંચ દિવસ રામપુરના નવરા લોકોએ આ બનાવની ચાલુ ચર્ચા કર્યા કરી. માણેકલાલ તો લલિતનું બંડ જોઇ ડઘાઇ જ ગયો. હવે તેને તેના ઉદ્ધત છોકરામાં આત્મબળ કેટલું છે તેનું કંઇક ભાન થયું.

---

## પ્રકરણ ૨૬ મું.

### માલતીના પ્રેમ.

લલિત વીણાને લઇ મુંબઈ આવ્યો. તરત તેણે મેનાને પણ માલતીને ત્યાંથી બોલાવી લીધી. માલતીએ મેનાની કરૂણ કથા તેનેજ મ્હોડે સાંભળી હતી. મેનાએ કંઇ પણ છૂપાવ્યું ન્હોતું. તે સાચા દીલથી પોતાની એકજ ભૂલનું પ્રાયશ્ચિત કરવા માગતી હતી. માલતીએ જ્યારે લલિતની બહાદૂરીની બધી હકીકત મેનાને મ્હોડે સાંભળી ત્યારે લલિતના ઉદાર ધર્મ માટે તેના દીલમાં પૂજ્ય ભાવ પેદા થયો. આ ભાવ સાથે, તેના દીલના લલિત પ્રત્યેના ભાવનું સંમ્મીલન થતાં માલતી મૂઝાઈ. તેના દીલની વ્યથા વધવા લાગી. તેના પ્રણયી દીલનું આકર્ષણ તેને લલિત તરફ ખેંચતું; પિતાની આજ્ઞા-સમાજનો રિવાજ તેને ચંદ્રવદનની થવા કહેતાં. દુનિયાની નજરે તે ચંદ્રવદનની થઇજ ચૂકી હતી. હવે એ જાળ-માંથી બચવાનો કોઇ ઉપાયજ ન્હોતો. બ્રહ્માના લેખ મટે પણ હિંદુ સમાજનો રિવાજ ન મટે. માલતી ચંદ્રવદનની થાય એવી કેટલાક વડીલોની ઇચ્છા થઇ અને માલતીનું ભાવી ઘડાઇ ગયું. બાળા લા-ચાર થઇ રડમસ બની ગઈ.

લલિત તેને હજુયે ભણાવવા આવતો હતો પણ માલતીનું દીલ હવે અભ્યાસપર ચ્હોંટતું ન્હોતું. વીણાને હિંદુ સમાજના અમાનુષી જૂલમમાંથી ખૂંચવી લાવ્યા પછી લલિત જ્યારે માલતીને ભણાવવા ગયો ત્યારે સ્વાભાવિક રીતે વીણાની વાત નીકળી. લલિતે પોતાના

બંડની વાત ટૂંકામાં સંભળાવી. માલતીનું દીલ અનિર્વાચ્ય ભાવથી ઉછળી રહ્યું. તે પુસ્તકનાં પાનાં સાથે રમત કરતી કરતી બોલી:

"લલિત! આવા જૂલમો ક્યાં સુધી થશે?"

"જ્યાં સુધી બંડખોરો પાકે નહિ ત્યાં સુધી." લલિત હસીને બોલ્યો:

"જ્યાં સુધી આપણાં યુવાનો અને યુવતીઓ અંધકાર યુગના જૂલમી રિવાજોને લાચારીથી નમતું આપી જાલીમોને યથેચ્છ મહાલવાની સરલતા કરી આપે છે ત્યાં સુધી જાલીમોના જૂલમો કાયમજ રહેવાના..."

"તમારા મત પ્રમાણે તો બધાએજ બંડખોર બનવું એમ કહું..." માલતી મંદ સ્મિત ફરકાવી બોલી

"હા..."

"પણ આપણે આપણાં અતિ વ્હાલાં સ્નેહીઓ સાથે કેવી રીતે વિગ્રહ જગાવવો? લલિત! તમને નથી લાગતું કે માત પિતા યા અન્ય પ્રિયજનોની લાગણીપર ઘા કરવા કરતાં સ્વેચ્છાથી આત્મદમન કરવું તે પ્રભુને વધારે પ્રિય છે..." માલતીના સ્વરમાં ગાંભીર્યની છાયા આવી.

"માલતી! મારો મત એવો છે કે માતપિતાની આજ્ઞાઓ ગમે તેવી અન્યાયી હોય તો તે બાળકોએ પાળવી જોઇએ; પણ જો એવી આજ્ઞાના પાલનથી આત્માનું ખૂન થતું હોય, સત્ય ધર્મ—પ્રભુનો પ્રેમધર્મ જખમાતો હોય તો માબાપોની આજ્ઞાનો સવિનય નિરાદર કરવામાં કાંઈજ ખોટું નથી. વીણાને પરણાવી, એ મારા

આબાવનું પહેલું પાપ ! તેજ સમયે મારે બળવો કરવો જોઇતો હતો. પણ મારા હૃદયની નિર્બલતા મને નડી. આ વખતે સમાજ મારી વીણાને વિરૂપા કરવા માગતી હતી. મારી નિર્બળતા હઠી ગઇ. પ્રભુએ મને બળ આપ્યું અને મેં બંડ કર્યું..."

"એનું પરિણામ શું આવશે ?"

"બહુ બહુ તો મને ન્યાત બહાર મૂકશે. થોડીક ગાળો દેશે, મારી નીંદા કરશે; એ શિવાય વિશેષ કરવાની શક્તિજ તેમનામાં નથી...અને મારી બહેનને માટે હું એટલું ખમી લઉં તો તેમાં હું શું મોટો ઉપકાર કરૂં છું ?" લલિત શાંત હૃદયે બોલ્યો.

"લલિત ! આપણી સમાજના પતનનું મુખ્ય કારણ તમે કયું માનો છો ?"

"આપણી હાલની ફારસ સમી લગ્ન પદ્ધતિ. જ્યાં ઢીંગલા ઢીંગલીના-લાગણી હીન-પ્રેમહીન અથવા ભગ્નાશ દીલોનાં જોડલાં જોડાતાં હોય ત્યાં પ્રભુની કૃપા કદિપણ ન વર્ષે...આપણે પતીત થતા જઇએ છીએ, સંસ્થાનોમાં-વિદેશોમાં આપણને અસ્પર્શ્ય ભંગી જેવા ગણવામાં આવે છે, જ્યાં ત્યાં આપણું ડગલે ડગલે અપમાન થાય છે, સરકાર આપણી વિનંતીઓ પર જરાય લક્ષ નથી આપતી તેનું કારણ એકજ છે અને તે એ કે આપણને અન્યાય કરનારાઓ સારી પેઠે જાણે છે કે આ નિર્માલ્ય જાતિ શું કરવાની છે ? આપણામાં બંડ ઉઠાવવાની તાકાત નથી, લાકડી ફેરવવાની શક્તિ નથી, તાપમાં બે ગાઉ ચાલતાં આપણા યુવાનો હાંફી જાય છે; આવી નિર્બલ દશામાં આપણે જાણી જોઇનેજ સડયા કરીએ છીએ. જ્યાં

સુધી યોગ્ય, નિરોગી, શિક્ષિત યુવાનો તથા યુવતીઓનાં યુગલો આપણે ત્યાં સ્નેહ સાંકળથી બાંધવામાં ન આવે ત્યાંસુધી પ્રજા નિર્બળ, રોગી અને બીકુજ રહેવાની..."

"પણ જે વાત્ત દીવાની જ્યોત જેવી ચોકખી છે તે આપણા વડીલો શામાટે સ્વીકારતા નથી ?".

"કેમકે તેમની આંખે યુગયુગના પડ બાઝેલાં છે. વડીલોની વાત શામાટે કરો છો ? મારા અનેક મિત્રો એવા છે કે જેઓ સંસારમાં પડયા પછી જુની ધરેડમાં ચાલવાને ટેવાઈ ગયા છે. કૉલેજનું શિક્ષણ લેવા છતાં કેટલાક મિત્રો આ કેળવણીના કટ્ટા દુશ્મન બન્યા છે, કેટલાકને સનાતનીઓ હિંદુ ધર્મના કિલ્લાના બહાદૂર સંરક્ષકો સમા લાગ્યા છે."

"એમ થવાનું કારણ ?"

"કારણ એજ કે તેમની રગોમાં ગુલામગીરી વ્યાપી ગઇ છે—તેમની નસે નસે લાચારીનું રક્ત દોડી રહ્યું છે—તેમણે પોતાની મરદાઇજ ગૂમાવી દીધી છે એટલે સત્ય સુધારણામાં તેમને સમાજની છીન્ન ભિન્નતા અને સનાતન ધર્મની કબર ખણાતી દેખાય છે..."

"લલિત! આપણે ત્યાં દેહલગ્ન થાય છે—આત્મ લગ્ન નહિ..."

"નહિ..." માલતીને બોલતી અટકાવી લલિત બોલ્યો:

"દેહ લગ્નમાં ય દેહનું આકર્ષણ હોય છે. આપણે ત્યાં તો પાશવ લગ્ન થાય છે. પશુની પેઠે પતિપત્ની જીવન ગાળે છે—નિર્માલ્ય સંતતી પેદા કરે છે અને ટૂંકી વયે રામશરણ થાય છે. આ કારણને લીધે આપણને એક જાતનો ભયંકર ક્ષય લાગુ પડયો છે. એ

ક્ષયરોગની કાતિલ અસર ક્યારની શરૂ થઇ ગઇ છે અને જો કોઇ આહોશ વૈદ્ય નહિ મળે તો સ્મશાન શિવાય ક્યાંય પણ આપણો ઠાર થવાનો નથી..."

"તમે આવા નિરાશાજનક ઉદ્ગારો કેમ કાઢો છો ? તમને ભારત વર્ષ માટે અનંત અભિમાન છે. તમારાજ શબ્દોમાં કહું તો રામકૃષ્ણની લીલા ભૂમિનો એવો કરૂણ અંત આવશે એમ ?"

"મારા શબ્દોમાં નિરાશાવાદ નથી; પણ પ્રખર આશાવાદ છે. હું સંભવિત મોત તરફ આંગળી તાકી તેનાથી બચી જવાનો શંખ ફુંકી રહ્યો છું. મારે ગુજરાતી આલમને તેની નિદ્રામાંથી જગાડી સ્પષ્ટ રીતે કહી દેવું છે કે મૃત્યુ યા જીવન ! પસંદ કરી લો. જો આપણી સમાજના સંચાલકો અંધારામાં—ગલીચીમાં—પતીતાવસ્થામાંજ મઝા માણવાના રસિયા હશે તો તેઓ નર્કમાં સડીસડીને અંતે મોતને વશ થશે; પણ જો તેમનામાં આપણા પૂર્વજોના ગૌરવનું લેશ પણ અભિમાન રહ્યું હોય, તેમનું મનુષ્યત્વ પૂર્ણરીતે નાબુદ નહિ થઇ ગયું હોય તો મારા જેવા અનેક જુવાનોના પોકાર તેમના બહેરા કાનને ભેદી શકશે; તેમનાં જુઠાં અંતરોને આળાં બનાવશે. મારી એટલી તો ખાત્રી છે કે આપણા લોકોનાં અંતરની બધીય મુલાયમ લાગણીઓ મરી નથી ગઇ. તેમના દીલના કુંળા ભાવો પર જમાનાના થર બાઝેલા છે. તે થરનો નાશ કેળવણીથી થશે અને જેઓ તેમના જુલમોના કે તેમની જુલમી યા અન્યાયી માન્યતાના ભોગ થઇ પડે છે તેમનો બચાવ તો તેમના પોતાનાજ હાથમાં છે. એવા માણસોએ તો પોતાના સિદ્ધાંત માટે, બળવો કરવોજ રહ્યો.

તેમને સમાજ તરફથી અસહ્ય છળ સહન કરવો પડશે; પરંતુ માલતી! ક્યા સિદ્ધાંતના પ્રણેતાને જગતમાં સહન નથી કરવું પડ્યું?" લલિતને શબ્દે શબ્દે દૃઢતા ભરેલી હતી.

માલતી સાંભળી રહી. તેના દીલમાં અનેક તરંગો ઉત્પન્ન થતા હતા. શું કરવું! શું નહિ! લલિતના મતને અનુસરી બંડ કરવું! ચંદ્રવદનને પરણવાની ના પાડવી કે પિતાને રાજી રાખવાને પ્રેમહીન લગ્ન કરી આખા જીવનની હોળી કરવી! આ પ્રશ્નો માલતીના કોમળ હૃદયને ચીરી નાખતા હતા. તેની આંખોમાંના આંસુ તે મહા મુસીબતે ખાળી રહી હતી.

"લલિત! ધારો કે એક વ્યક્તિ બીજી એક વ્યક્તિને આત્મ સમર્પણ કરી ચૂકી છે..." માલતી મંદ–કરૂણ સ્વરે બોલવા લાગી:

"પણ તેની પ્રિય વ્યક્તિનું દીલ કોઇ ત્રીજી વ્યક્તિપર જડાયલું છે. આવી દશામાં ચાહનારે શું કરવું!"

લલિતનું દીલ ભેદાયું. તે આ મર્મ વાક્ય સમજી શક્યો. તેના વદનપર ગંભીરતા છવાઇ. તે બોલ્યો:

"માલતી! આપણે પ્રેમમાં વાસનાને પ્રધાનપદ આપીએ છીએ તેથીજ આવા બનાવ વખતે મુઝાઇએ છીએ; પરંતુ વાસનાના ભોગ કરતાં આત્માનો વિકાસ વિશેષ વિલમ છે તે જો આપણે જાણી જઇએ તો આપણને વિશેષ દુઃખ થતું નથી..."

"આત્મસંલગ્નતા વાસનાથી તદ્દન પર રહી શકે ખરી? કદાચ કવિની સુંદર કલ્પના માટે એ ઉચ્ચતમ ભાવ ગણાય; 'જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શરીર; નથી એ કંઇ બ્રહ્માંડ મિમાંસાનું ન્યાયસૂત્ર:'

કવિનું આ કથન દેવાંશી ભાવથી ભર્યું મનાય; પણ લલિત ! આત્માને વાસનાથી તદ્દન અલિપ્ત રાખવાનું માનવીઓ માટે શક્ય છે ?"

"શક્ય તો છેઃ પણ સાથે અતિ મુશ્કેલ પણ છે. મનુષ્ય પ્રભુની પ્રતિકૃતિ છે. આપણા પ્રભુએ એક મટી અનેક થવાની ઇચ્છા કરી અને એ ઇચ્છા અમલમાં મૂકી પોતાના વિરાટ સ્વરૂપમાંથી આખી પૃથ્વી રચી. પ્રભુની કૃતિમાં મનુષ્ય સૌથી ઉચ્ચ સ્થાને વિરાજે છે; માટેજ મનુષ્ય જાતિ માટે અશક્ય કાંઈ નથી. માલતી ! વાસના સાથેના અનંત સંગ્રામ શિવાય મનુષ્ય જાતિનો ઉદ્ધારજ નથી; અને ગીતાના ગાનારે આપણા આંતરક્ષેત્રપર—કુરૂક્ષેત્રપર—દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે ચાલતા અવિશ્રાંત યુદ્ધમાં જીવાત્મા અર્જુનને આસુરી સંપત્તિ એટલે શારિરિક વાસનાઓ સાથે ચાલુ યુદ્ધ કરી અંતે પુરૂષોત્તમ થવાનોજ બોધ કરેલો છે. હું સમજી શકું છું કે મારી આજની તાત્વિક દલીલો તને ઘા કરે છે; પણ વ્હેનાં ! શાંતિથી વિચાર કરી જો..." લલિતથી અનિમિષ "વ્હાલ વચન" વપરાઈ ગયું: "તને એમ નથી લાગતું માલતી ! કે દેહીના વિલાસ કરતાં આત્માના ઓજસ વધુ તેજવંતા છે ! એ તેજની તરસી બન—એ દિવ્ય જ્યોતિની ઉપાસક થા..."

"લલિત ! લલિત !..." માલતીના સ્વરમાં પ્રેમ, મુઝવણ, કરૂણા અને નિરાશાનું મિશ્રણ થયું:

"ત્યારે તમને મેં દીલ આપ્યું તે ઝુરી ઝુરીને મરવા માટે ?..." માલતી રડી પડી.

"તેં મને દીલ દીધું છે ?..."

"હા. વ્હાલા ! મેં તને ક્યારનું દીલ દઈ દીધું છે. ને લલિત ! તારી સહૃદયતા, તારા આત્માનો કકળાટ, તારી સત્ય તથા ન્યાય માટેની અનંત ભૂખ, તારી ઉદારતા અને તારી બહાદૂરી જોયા પછી કઈ કુમારિકા પોતાના દીલના ઝરણુ સામે બંધ બાંધવા શક્તિવાન થાય ? લલિત ! હું તને ચાહું છું. તારી સાથે અનેક લ્હાવા લેવાના મનોરથો મેં ઘડી રાખેલા. તેથીજ ચંદ્રવદન મારા દીલને ઉછાળી શકતા નથી. તારો એક મીઠો બોલ મને વેદના મંત્ર જેવો શાંતિકર થઇ પડે છે. તારૂં હાસ્ય મને ગાંડી ગાંડી બનાવી દે છે. વ્હાલા ! હું તારી સહચરી ન થઈ શકું ?..."

લલિત કંઈજ બોલી ન શક્યો. માલતીનો અસ્વીકાર કરતાં તેના કોમલ હૃદયપર પ્રચંડ વજ્ર પ્રહાર થવાનો હતો. લલિત ધર્મ સંકટમાં ફસાયો.

"માલતી ! તેં અજાણતાં ભૂલ કરી..."

"નહિ. મારી ભૂલ નથી થઈ. શું મને મારૂં દીલ આપવાનો અધિકાર ન્હોતો ? દીલ દેનાર કાંઇ સાટું કરવાને બંધાયલાં નથી હોતાં. મેં તને મારૂં દીલ દઇ દીધું છે. તું બીજી ભાગ્યશાળીને તારૂં દીલ દઈ આવ્યો છે. વિધિની આવી ભૂલભૂલામણીથી કેટલાં દીલ ભાગીને ભૂકો થઇ જતાં હશે, વ્હાલા ?" માલતીના ગુલાબી ગાલ-પરથી અશ્રુની ધારા ચાલીજ જતી હતી.

"માલતી ! ચંદ્રવદનરાય સાથે..."

"બસ લલિત ! મને આશ્વાસન આપવાનો ખોટો પ્રયત્ન ન કર. તું ધારે છે તેટલું મારૂં દીલ નિર્બલ નથી. લલિત ! મને

એકજ શોક થાય છે કે આપણાં માબાપો આપણને ભણાવે-ગણાવે-આપણે નવી નવી ભાવના સૃષ્ટિમાં વિહરતા થઇએ-આપણા જીવનના મનોરથો ઘડી કાઢીએ...પછી-તે પછી આપણને જરા પણ પૂછ્યાગાછ્યા વિના શામાટે આપણા આશાભર્યા જીવનમાં આગ લગાડતા હશે ? લલિત ! હું મારા દીલની આગ કોને બતાવું ? તું દીલ દેવા આવ્યો; હવે તારોયે દોષ કેમ કહાડું ? મારે તો કૂવો તળાવ પૂરવાનુંજ રહ્યું..." માલતી છૂટે મ્હોડે રોઇ પડી.

" માલતી !..." લલિત માલતીનો હાથ વ્હાલથી પકડી બોલ્યોઃ " આમ નિરાશ ન થા. મારી મિત્ર-મારી શિષ્યા આવા ઉદ્દગારો ન કાઢે. તું જો ચંદ્રવદન સાથે પરણવા ન માગતી હોય તો પિતાજીને વિનયપૂર્વક ના પાડી દે..."

" અને પછી ? "

" પછી જો પિતાજી સંમતિ આપે તો મારી મિત્ર તરિકે મારી તનમન સાથે હું તને મારી સાથે રાખીશ. બોલ બ્હેનાં ! બીજું હું શું કરી શકું ? તારે માટે મને કેટલું દુઃખ થાય છે તે શબ્દમાં વ્યક્ત કરવાની મારામાં શક્તિ નથી. વિધિના ખેલજ કંઇક અનોખા જણાય છે. તું મને દીલ દઇ બેઠી. મારો મિત્ર કાંતિલાલ તનમનને દીલ સમર્પી બેઠો હતો. તેની સગાઇ પણ વડીલોએ નક્કી કરી નાખી હતી. પણ મારા મિત્રે તનમન મારી થઇ ચૂકી છે એ વાત જાણી એટલે તેણે પોતેજ તનમનને બલાત્કારથી પોતાની કરવાની ના પાડી. તનમનના પિતા રાયજી દેવ સમા છે. તેમણે પોતાની પુત્રીનું દીલ ભાગવાનું પાપ ન કર્યુંઃ તારા પિતાજી પણ

તારા હૃદયપર ઘા કરી, તને બલાત્કારે ચંદ્રવદન સાથે પરણાવે એમ હું નથી માનતો. મારો કાંતિ અમારી સાથે રહેશે. તનમન તેની મિત્ર થઈ રહેવાની છે. તું મારી મિત્ર થઇ રહેજે. અને માલતી ! હું, તું, તનમન અને કાંતિ સાથે રહીએ, વિશુદ્ધ પ્રેમસલીલાના નિર્મલ જલમાં વિહાર કરતાં જીવન પૂરાં કરીએ, તેમાં આનંદ છે કે વાસનાની તૃપ્તિમાં ? તું મારી પત્ની તો નજ થઇ શકેઃ પણ મારી બહેન થવામાં શું આનંદ નથી ?..."

" નહિ લલિત ! હું તારી બહેન તો નથીજ થવાની. તું મારો કહાન–મારે તો તારી રાધા થવું છે. મારે ખોટો દંભ નથી કરવો. હું તો તને મારો પ્રિયતમજ માનીશ અને મેં એક સ્થલે વાંચ્યું છે કે આ જન્મે જે વાસના અતિ પ્રબલ હોય તે આવતે જન્મે ફળે છે. જો આ વાત સાચી હશે તો તારા નામનો આખી જીંદગીભર હું જાપ જપ્યા કરીશ અને વિધિની વિચિત્રતાથી આ જન્મે મારો કહાન બીજીનો થયો છે તેને આવતે જન્મે મારો બનાવીશ. આ જન્મે તું મને તારી રાધા ન ગણે તો તે માટે બલાત્કાર કરવાનો મને હક નથી; પણ તને મારો કરવા માટે તપ કરવાનો તો મને હક છેને ? હું ઉગ્ર તપ કરી તને જીતીશ..." અંતિમ વાક્ય ઉચ્ચારતાં માલતી હસી. તેના દીલમાં પ્રેમના પ્રચંડ તરંગો ઉછળી રહ્યા. તેની આંખમાં પ્રેમની વીજળી ઝબકારા મારી રહી. લલિતનો હાથ ધ્રુજતે હાથે તેણે પકડયો અને પોતાના પ્રિયતમના હસ્તપર વ્હાલભર્યું ચુંબન કર્યું.

" માલતી !..."

" બસ વ્હાલા ! આજ મારો વિશ્વાસ–આજ આનંદ ! એટલાથીજ હું તૃપ્ત થઈશ. આ જીવનમાં મારી સર્વ વાસનાઓને મારી શકીશ–પણ–પણ વ્હાલા ! તું મારાથી દૂર રહે તે તો મારાથી નહિજ ખમી શકાય ! લલિત ! તેં મને વચન આપ્યું છે. તારી તનમન સાથે હું તેની સખી થઈ રહીશ. તારા કર્તવ્યક્ષેત્રમાં તને મારાથી બનતી સહાય કરીશ અને તારા સાન્નિધ્યમાં, તારૂં મુખ જોઇ આનંદ માનીશ. તારા વિશાલ હૃદયના એક ખૂણામાં પણ જો મને જરા સ્થાન મળશે તો હું મારી જાતને ધન્ય માનીશ..."

" માલતી ! મારા હૃદયમાં તને સ્થાનજ નથી એવો આરોપ મારાપર મૂકવામાં તું અન્યાય કરે છે. તને મેં પ્રથમથીજ સખી માનેલી અને જીવન પર્યંત હું તને મારી પ્રિય મિત્ર ગણીશ..." લલિતનો કંઠ ગદ્‌ગદ્‌ થઇ ગયો.

" બસ વ્હાલા ! એટલું બસ છે. આહ ! મારી સગાઈ નક્કી થઈ ત્યારે હૃદયમાં પ્રચંડ લાહ્ય લાગવા છતાં પિતાજીને બે બોલ કહેવાની મારી હિમ્મત ન ચાલી. એ હિમ્મત આજે આવે છે. પણ કંઇ નહિ. પ્રેમ વિનાનું લગ્ન કરી મારી દેહ વટાળી આત્માનું ખૂન કરવા કરતાં હું આટલી મોડી જાગી તે પણ ગનીમત છે. જા, મીઠા ! તારી તનમન સાથે સુખી થા..."

માલતીને આશ્વાસનના મીઠા બોલોથી શાંત કરી લલિત કુમુદ વિલામાંથી બહાર નીકળ્યો; અને માલતી તે દૃષ્ટિથી દૂર થયો ત્યાં સુધી તેને અતૃપ્ત નયને જોઇ રહી. લલિત દૃષ્ટિથી દૂર થતાંજ માલતીનાં કમલ નયનમાંથી મોતી ખરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૭ મું.

### "હિન્દોસ્તાં હમારા–"

લલિતે થોડાક દિવસ પછી માણેકલાલપર વિનયપૂર્વક એક પત્ર લખ્યો. તેમાં તેણે પોતાના કૃત્યનું વિનયી ભાષામાં સમર્થન કર્યું: પણ માણેકલાલ પર તેની કંઇ અસર થઇ નહિ. તે તરત મુંબઈ દોડી આવ્યો. લલિતના ઘરમાં મેનાને જોતાંજ તેને પગથી માથા સુધી ઝાળ લાગી. લલિતને તેણે ધિક્કારી કાઢ્યો. વીણાને બલાત્કારથી લઇ જવાની ધમકી આપી. પણ લલિત હિમાલય જેવો દૃઢ થઇ ગયો. તેણે વીણાને મોકલવાની સાફ ના પાડી. વીણાએ પણ માણેકલાલ સાથે જવાની ના કહી. માણેકલાલ હાર્યો. તે બબ-ડતોફફડતો ચાલી ગયો. પિતાને દુઃખી કરવા માટે લલિતને પારા-વાર શોક થયો. માણેકલાલ તેના ઘરમાં પાણીનું ટીપું પણ પીધા વિના ચાલી ગયો. તેણે લલિતને અધર્મી, પાપી, ચંડાલ, કુલાંગાર વિગેરે વિશેષણોથી વધાવી લીધો. લલિતે પિતાનો તિરસ્કાર મૌન રહી સહન કર્યો. પોતાના સિદ્ધાંતમાં તે અચલ રહ્યો. પણ પોતાના જન્મદાતાને તેણે એક પણ કડવો શબ્દ કહ્યો નહિ. છેવટમાં તેણે એટલુંજ કહ્યું:

" પિતાજી! એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તમારા રંક પુત્રનો ત્યાગ કરવા માટે તમે પસ્તાશો."

પણ આ શબ્દોથી પણ માણેકલાલ પીગળ્યો નહિ. તે લલિ-તનો ત્યાગ કરી ગયો.

માણેકલાલ ગયા પછી લલિત છૂટે મ્હોડે બાળક પેઠે રોઇ પડ્યો:

" ઓ પ્રભુ! તું મને શા માટે આમ સંતાપે છે? પિતા-માતા મારા કૃત્યથી લાજે છે. મેં શું ખોટું કર્યું છે? મેં કોના હાથી ઘોડા માર્યા છે? શા માટે તું એમની આંખ સામેના પડલ દૂર કરતો નથી?" તે બબડવા લાગ્યો.

" ભાઇ! તમે મારે લીધે શા માટે તમારા બાપા સાથે વેર બાંધો છો? મારૂં ભલે ગમે તે થાય. હું તમને હવે દુઃખી કરવા નથી માગતી..." મેના આંસુ સારતી બોલી.

" મેના! મારી આંખો રડે છે તે મારા પિતાને થતા દુઃખ માટે! તને આશ્રય આપ્યો તે માટે મને દુઃખ થતું નથી..."

" પણ તમને લોકો ટૂંપી ખાશે..."

" તેની કાંઈ ફીકર નહિ. બધા એક દહાડો સૂર્યના તેજસ્વી પ્રકાશને દેખતા થશે ત્યારે પ્રભુને સજા કરવાનો નહિ પણ માફી બક્ષવાનો શોખ છે એવી તેમની ખાત્રી થશે..."

મેનાની આંખમાં આભારના આંસુ આવ્યાં.

" મોટાભાઇ!..." વીણા બોલી:

" તમે આમ રડો છો શા માટે? ભઇ! મને રડવું આવે છે. તનમન બહેન અહિં હોય તો કેવું સારૂં! તમે રડો કેની તો તરતજ તનમન બહેનને કહી દઉં!..."

લલિતની આંસુભીની આંખ સામે તનમનની દિવ્ય મૂર્તિ

આવી. તે જાણે તેનાં આંસુ વ્હાલથી પોતાના પાલવથી લૂછતી હોયની એવો લલિતને ભાસ થયો. તે હસ્યો.

"વીણુ ! તનમન અહિં હોય તો કેવું સારૂં ?"

"બહુ મઝા મોટાભાઈ ! તનમન બ્હેન તો બધાને હસાવ્યાજ કરે..."

"ખરેખર મીઠી ! તનમનમાં એવી જાદુભરી ભુરકી છે કે બધા પોતાનો શોક ભૂલી જઇ હમ્મેશાં હસ્યાજ કરે..."

જોત જોતામાં ચોમાસું વહી ગયું. કાલનું ચક્ર કોઇને માટે કદિ પણ અટકતું નથી. મુંબઇમાં આસો મહિનાની ધમાલ શરૂ થઇ ગઇ. વેપારીઓ સરવૈયા કાઢવામાં ગૂંચાઇ ગયા. એ અરસામાં રાયજીનાં પત્રો આવતાં. કાંતિલાલ પણ લલિતને ભૂલ્યો ન્હોતો. તનમનના પ્રેમભીના પત્રો પણ લલિતને દિવાનો બનાવવા માટે ટપાલી લઇ અવતો. રાયજીના છેલ્લા પત્રથી લલિતને ખબર પડી કે રાયજીનું રાજીનામું રામપુરના ઠાકોરે મંજુર કર્યું છે અને બધાં સુરત ગયાં છે.

હમણાં હમણાં લલિત માલતીને ત્યાં જતો ન્હોતો. કોઇકવાર જતો તો પાંચ દશ મિનિટમાંજ કંઇ બહાનું કાઢી ઉઠી જતો. માલતીને દુઃખ ન થાય એવા ઇરાદાથી તેણે કુમુદ વિલામાં જવાનું ઓછું કર્યું હતું પણ માલતીના દીલપર તેથી બીજો ઘા પડયો. તે લલિતના દર્શનની તરસી હતી. લલિતના દીલના બંડખોર ભાવો સાંભળવાની શોખીન હતી. તે મૂઝાઈ.

લલિત સમક્ષ પોતાનો પ્રેમ વ્યક્ત કર્યા પછી બે ત્રણ દિવસે ચંદ્રવદન માલતીને સીનેમામાં આવવાનું નિમંત્રણ કરવા આવ્યો. માલતીએ સાફ ના પાડી. ચંદ્રવદન બબડતો ફફડતો ચાલ્યો ગયો. તેજ રાત્રે માલતીએ રડતી આંખોએ, કરૂણ શબ્દોમાં પોતાના પિતા સમક્ષ પોતાની મનોવેદના વ્યક્ત કરી દીધી. નટવરલાલ પ્રથમ તો વિચારમાં પડયા. તેમને મૌન રહેલા જોઇ માલતીના દીલમાં ધ્રાસ્કો પડયો. તેણે પુનઃ કરૂણ સ્વરે વિનંતી કરવા માંડી. નટવરલાલ પીગળ્યા. તેમને પોતાની પુત્રીના હૃદય આગળ સાંસારિક મુશ્કેલીઓ તુચ્છ જણાઇ. સ્વાભાવિક રીતેજ કાયસ્થો શિક્ષણને પ્રતાપે ઉદાર હોય છે. તેમાંય નટવરલાલનું દીલ મૂળથીજ ઉદાર અને દયાળુ હતું. માલતીને તે પ્રાણ કરતાં પણ વિશેષ પ્રિય ગણતા. આથી તેમણે માલતીની ચંદ્રવદન સાથની સગાઇ તોડી નાખવાનું વચન આપ્યું. બીજે દિવસે આ બીના બંબગોળા જેવી ફેલાઇ ગઈ. ચંદ્રવદનના પિતાએ—બીજા સગાવ્હાલાંઓએ નટવરલાલપર ઝાડનાં ઝાડ તોડી પાડયાં. પણ નટવરલાલ અચલ રહ્યા ને માલતી બચી ગઇ.

માલતી હર્ષિત થઇ. તેનું જીવન એક ભયંકર વેદીપર હોમાતું બચી ગયું. તેનું હૃદય પિતાની દયા માટે કૃતજ્ઞ ભાવથી ઉભરાઇ ગયું પણ લલિત આવતો બંધ થયો તેથી તેનું દીલ પુનઃ ભેદાયું. તેણે નટવરલાલને આ બીના કહી જો કંઈ હરકત ન હોય તો લલિતને દીવાળી પર કુમુદ વિલામાં નિમંત્રણ કરવાની પિતાને વિનંતી કરી. નટવરલાલને લલિતના આદર્શો, તેની ઉન્નત ભાવના

સૃષ્ટિ, તેનું શુદ્ધ ચારિત્ર્ય, તેની દેશભક્તિ વિગેરે માટે અત્યંત માન હતું. તેણે માલતીની દરખાસ્ત મંજુર કરી.

"લલિત તને દુઃખ થાય એટલા માટેજ અહિં આવતો નથી..."

"હા. પણ આમ તો મને વધુ દુઃખ થાય છે."

"ચાલ આપણે બધાંને તેડી લાવીએ."

માલતીનું દીલ નાચી રહ્યું. પિતા પુત્રી લલિતની નાની કોટડીમાં આવ્યાં. લલિતે તેમનું સપ્રેમ સ્વાગત કર્યું.

"લલિત! કેમ આવતો નથી?" નટવરલાલે પહેલીવાર લલિતને પ્રેમથી તુંકારીને બોલાવ્યો.

લલિત મૌન જ બેસી રહ્યો.

"અમારે ત્યાં આવતાં કોઇ ગ્રહ તો નથી નડતોને?" માલતી બોલી.

"નહિ..."

"લલિત!" નટવરલાલ બોલ્યા:

"તારા ચારિત્ર્ય માટે મને માન છે. માલતીના નિશ્ચય માટે-તેને તેં આપેલી સલાહ માટે હું તમને ઉભયને ધન્યવાદ આપું છું. ચાલ દીકરા! તમે બધાં ચાલો. આપણે બધાં સાથે દીવાળી ઉજવીશું..."

લલિતથી ના પડાઇ નહિ. વીણાને માલતીએ પોતાની કરી લીધી એટલે વીણાને તો અહિં બીજી તનમન મળી હોય એવુંજ.

લાગ્યું. મેના ભૂતજીવન તદ્દનજ ભૂલી ગઈ. હવે તેને પાપનો વિચાર પણ અસહ્ય થઇ પડતો.

આનંદમાં—નિર્દોષ, પવિત્ર આનંદમાં કુમુદ વિલાએ દીવાળી ઉજવી. માલતીએ પોતાના હૃદયવલ્લભની મહેમાનગીરી કરવામાં કોઇપણ જાતની ઉણપ રાખી નહિ.

" માલતી ! આજે કંઇક ગા..." નવીન વર્ષના સુરમ્ય પ્રભાતે લલિતે માલતીને કહ્યું.

" શું ગાઉં ?"

" તને ગમે તે..."

" નહિ: તને ગમે તે. "

" વારૂ. સારે જહાંસે અચ્છા...એ ગા..."

માલતી હાર્મોનિયમ પર બેઠી અને તેનો બુલબુલી શરોદ દિવાનખાનામાં ગૂંજી રહ્યો:

* સારે જહાંસે અચ્છા,<br>
હિન્દોસ્તાં હમારા;<br>
હમ બુલબુલેં હૈ ઈસ્કી,<br>
વહ ગુલિસ્તાં હમારા:<br>
ગુરબતમેં હોં અગર હમ,<br>
રહતા હૈ દિલ વતનમેં;<br>
સમઝો વહી હૈ હમભી,<br>
દિલ હો જહાં હમારા:

* મુનશી ઇકબાલ

## અંધકાર પર પ્રકાશ.

પર્વત જો સબસે ઉંચા,
હમસાયા આસમાંકા;
વહ સંતરી હમારા,
વહ પાસબાં હમારાઃ
ગોદીમેં ખેલતી હૈં,
જીસકે હજારો નદિયાં;
ગુલશન હૈ જિનકે દમસે,
રશ્કે જિના હમારાઃ
અય આબે રોદે ગંગા,
વહ દિન હૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે,
જબ કારવાં હમારાઃ
મજહબ નહિ શીખાતા,
આપસમેં બૈર રખના;
હિન્દી હૈ હમ વતન હૈ,
હિન્દોસ્તાં હમારાઃ
યુનાન, મિસ્ર, રોમાં,
સબ મીટ ગયા જહાંસે,
અબ તક મગર હૈ બાકી,
નામો નિશાં હમારા.

## અંધકાર પર પ્રકાશ.

કુછ બાત હૈ કિ હસ્તી,
મિટતી નહિ હમારી;
સદિયોં રહા હૈ દુશ્મન,
દૌરે જમાં હમારા:
ઇકબાલ કોઈ મરહમ,
અપના નહિ જહાંમેં;
માલુમ ક્યા કિસીકો,
દર્દે નિહા હમારા:...

"આ દર્દનો મરહમ તું શોધી કાઢ, લલિત!..." ગાયન પૂરું કરી, હાર્મોનિયમ પરથી ઉઠતાં હસીને માલતી બોલી.

"ઘણા હકીમો એ મરહમ શોધી રહ્યા છે માલતી!" લલિત બોલ્યો.

"લલિત! તું નૅશનલ કોંગ્રેસમાં કેમ જતો નથી?"

"ત્યાં મારું કામ નથી..."

"ત્યારે?"

"મારું કામ સમાજમાંજ છે. કોંગ્રેસ ભલે રાજ્યક્ષેત્રમાં ઘૂમ્યા કરે. મારી યુદ્ધભૂમિ સમાજ છે..."

---

## પ્રકરણ ૨૮ મું.

### સેવાસમિતિ.

સુરત! તાપી નદીના રમ્ય કિનારા પર આવેલું હિંદનું પ્રાચીન બંદર સુરત! તારી સુરત જોઇ રોવું કે હસવું? તને નિંદવું કે અભિનંદવું?

જમાનાનાં વિવિધ પરિવર્ત્તનો તેં જોયાં છે. એકવાર તારા બંદરપર દેશ પરદેશના વેપારીઓ વેપાર કરવા આવતા. પૃથ્વીપર જે સામ્રાજ્ય આજે અતિ વિસ્તૃત ગણાય છે, જેની સપાટીપર કદિપણ સૂર્ય આથમતો નથી એવા બળવાન બ્રિટિશ સામ્રાજ્યના માલીકોના પૂર્વજો એકવાર તારે આંગણે વેપાર કરીને પેટ ભરવા આવેલા. સુરત! હજુય અંગ્રેજોની જૂની કોઠી પોતાના આગલા દહાડાની યાદ આપી રહી છે. શૂર ધર્મતારક વીર શિવાજીએ તારા ભર્યા ભંડારને લૂંટી પોતાનું ધર્મકાર્ય પૂરૂં કરેલું. તેં મોગલાઇ પણ જોઇ છે—મોગલાઇના અયશ આરામ પણ નીહાળ્યાં છે. જાહોજલાલીનું ઉંચામાં ઉંચું શિખર તેં જોયું છે.

પણ આજે? સુરતની સુરત આજે બદલાઇ ગઇ છે. રેલ ને આગે તેને તારાજ કર્યું છે. નર્મદ અને નવલરામની સુરત આજે ઝાંખી પડી છે. 'સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે' આ વીર ગર્જન સુરતના યુવાનો નથી ગાતા. સુરતની શેરીઓમાં સુરતની સુન્દરીઓના મધુર હલકની ગરબીઓ હવે કાને નથી પડતી. સુરતે ચેતન તજી જડતા પોષી છે; તોપણ જેવું તેવુંય સુરત! હજુ એ

પૂર્વજોનાં પરાક્રમોને સાવ ભૂલી નથી ગયું. હજુ ' પ્રેમ શૌર્ય ' મંદિરની જર્જરિત દિવાલો સુરતીઓનાં હૃદયસાગર ઉછાળી નાખે છે. હજુય ૧૯૦૭ નું સ્મરણ સુરતીઓનાં દીલમાં રાષ્ટ્રીય ભાવનાની ચીણગારી સળગાવે છે. સુરતે ચડતી પડતીના ચક્કરો જોયા છે. પ્રકાશ પણ જોયો છે ને અંધકારે નીહાળ્યો છે; પણ ચિંતા ન કર સુરત! તારા પ્રાચી ક્ષિતિજ પર પુનઃ અરૂણોદયની દિવ્ય જ્યોતિ ચમકવા લાગી છે.

સુરત રાયજીની જન્મભૂમિ હતી. રામપુરનું દિવાનપદ ત્યાગી સુરત આવ્યા પછી તેમનું સૂનું ઘર ગાજી રહ્યું. ઘરના પાછલા ભાગમાં વિશાલ બગીચો હતો. બગીચામાં વિવિધ જાતની વેલીઓ, મોગરાના મંડપ તથા પુષ્પ વાટિકાઓ હતી. માળીએ બનતી દેખરેખ રાખી બગીચો સંભાળ્યો હતો. પણ તનમન આવતાં કુંજેકુંજની શોભા વધી ગઈ. લતા, પુષ્પ, છોડ, મોગરાના મંડપ જાણે નવજીવન પામ્યાં હોયની એવાં થઈ ગયાં. તનમન કલાની જીવંત પ્રતિમા હતી. સૌન્દર્યની ઉપાસક હતી. તેની કલા બાગને શણગારે ને બગીચો નંદનવન જેવો ન બને એમ બને ખરૂં ?

લલિતના પત્રો દ્વારા માણેકલાલના તોફાનની રાયજી તથા તનમન વિગેરેને ખબર પડી હતી. તનમન કોઇકવાર લલિતને કેટલું બધું શોષવું પડે છે એવા વિચારથી દિલગીર થતી; પણ તરતજ ' અન્યાય સામે લડવાનું ન હોય તો માનવ જીવન કામનુંજ શું ? ' એ ખ્યાલ આવતાંજ લલિતની બહાદૂરી માટે મગરૂર થતી.

રાયજીએ હવે લલિતને સુરત આવવાનું લખ્યું. લલિત વીણા તથા મેનાને લઈ આવ્યો. માલતીએ તેના લગ્ન પ્રસંગે આવવાનું વચન આપ્યું હતું. લલિતથી છૂટી પડતાં માલતી ગળગળી થઇ ગઈ. તેનો પ્રિયતમ તનમન સાથે લગ્નની પવિત્રગ્રંથિથી એક થવા જતો હતો. માલતીના કોમળ દીલપર અસહ્ય વજ્રપ્રહાર થયો પણ બહાદુર બાલા વાસનાને જીતી શકી. તેણે લલિતને હસતે મ્હોડે વિદાય કર્યો.

સુરતમાં આવતાંજ લલિતની ધાંધલ શરૂ થઈ. કાંતિલાલ સુરતનોજ વતની હતો. તે દરરોજ રાયજીને ત્યાં આવતો. માંહોમાંહે સમાજની વર્તમાન દશા વિષે ચર્ચા થતી. અંતે તેમણે એક સેવાસમિતિ સ્થાપવાનો નિશ્ચય કર્યો અને લલિત તથા કાંતિલાલે પ્રથમ પત્રિકા ઘડી કાઢી. એ પત્રિકા નીચે પ્રમાણે હતી:

" જીંદગી એટલે શું ? અંધકાર કે પ્રકાશ ? ઉષા કે મધ્યાન્હ ? વસંત કે ગ્રીષ્મ ? સુખ કે શાંતિ ? શ્રેય કે પ્રેય ?

હર્બર્ટ સ્પેન્સર લખી ગયા છે: 'જીવન એક અભેદ્ય અને અગમ્ય ભેદ છે.' અખો ભગત કહે છે:

'અખા એ અંધારો કુવો;
ઝઘડો ફેડી કોઇ ના મુઓ:'

હર્બર્ટ સ્પેન્સર પાશ્ચાત્ય તત્વવેત્તા હતા. અખો પૂર્વનો–હિંદનો–ગુજરાતનો તત્ત્વચિંતક હતો. બન્નેને નિરાશાવાદનો અનુભવ થયલો હોવો જોઇએ. બન્ને મહાપુરૂષો મૂઝાયા અને તેમને જીવન અગમ્ય ભેદ સમું લાગ્યું. નરસિંહ મહેતાએ પોકાર્યું:

જાગીને જોયું તો જગત દીસે નહિ;
ઉંઘમાં અટપટા ભોગ ભાસે:

# અંધકાર પર પ્રકાશ.

ગીતાના ગાનાર ભગવાન કૃષ્ણચન્દ્ર કહે છે કે જીવનકર્ત્તવ્ય ક્ષેત્ર છે. વેદાંત કહે છે કે બ્રહ્મ સત્ય છે અને જગત્ મીથ્યા છે. કોઇ જંગલમાં તપ કરવા જવાની સલાહ આપે છે તો કોઇ સંસારમાં રહી વાસનાનો ત્યાગ કરી પરમપદની પ્રાપ્તિ કરવાની સૂચના કરે છે. બુદ્ધ, શંકર, નાનક, ગુરૂ ગોવિંદ, ચૈતન્ય, ક્રાઇસ્ટ, મહમ્મદ, રામ અને કૃષ્ણ સમા અનેક મહાત્માઓ આવ્યા અને ગયા. તેમણે દિવ્ય સંદેશોથી પૃથ્વી ભરી નાખી. જગતના લોહીભૂખ્યા મનુષ્યોને અનંત પ્રેમસલીલાના નિર્મલ જલનું પાન કરવાની સલાહ આપી. કૃષ્ણે કાલિંદી તટપર મધુર બંસીના રણકારમાં પ્રેમ સંગિત-પ્રેમ ધર્મના નાદ સુણાવ્યા. ગોપીઘેરી રાધાએ મહીની મટૂકીમાં કૃષ્ણને કામણ બતાવી પોતાનો કરી લીધો. મીરાંએ પ્રેમલક્ષણા ભક્તિ ગાઇ જીવનને પ્રેમવીણાના તારપર નચાવ્યું. બધાએ પેગંબરો બંધુભાવના. પ્રેમ, દયા, ક્ષમા, ઉદારતાના ગંભીર મંત્રો આપી ગયા; છતાં આજે દુનિયા આપણને કેવી દેખાય છે?

જયાં નજર ફેંકો ત્યાં અશાંતિની લાહ્ય લાગી રહી છે. યુવાનો અને યુવતીઓનાં દીલ કૈંક શોધી રહ્યાં છે કે જે તેમને મળતું નથી. જીવન જીવવાનું મન થાય છે; છતાં જીવવું ગમતું નથી. જીવનની બંસરી બજાવવાની પૂર્ણ ઉત્કંઠા હોવા છતાં સુર બસુરો નીકળે છે. હૃદયવીણા મધુર સંગિત ઝીલવાને બદલે કરૂણ રાગણી લલકારે છે. પ્રભુની પૃથ્વીના માનવીઓએ અનેક ભાગલા પાડી નાખી પોતાના મર્યાદિત ભાગને દેશ યા ખંડનું નામ આપી તેને માટે જૂદા અભિમાનને વધારી મૂકી દેશ દેશ વચ્ચે-રાષ્ટ્ર રાષ્ટ્ર

વચ્ચે-પ્રજા પ્રજા વચ્ચે વેર અને ઝેર વધારી મૂક્યાં છે. દક્ષિણ હિંદમાં બ્રાહ્મણ અબ્રાહ્મણો વિના કારણે કટ્ટા દુશ્મનો બન્યા છે. આર્યસમાજ અને સનાતનીઓ વચ્ચે બારમો ચંદ્રમા છે. યુરોપ વ્યાપારની ઝેરી હરીફાઈથી ગુંગળાઈ રહ્યું છે. આયર્લૅંડમાં દરરોજ ખૂનો થવાની ખોફ-નાક ખબરો મળે છે. ઈંગ્લંડને મજુરો, પૂર્વના પ્રદેશો, પાડોશી આયર્લૅંડ વિગેરે સુખે જંપવા દેતા નથી. અમેરિકા પૈસાના ભયંકર નિશામાં ખાવાપીવાનું ભૂલ્યું છે. દક્ષિણ આફ્રિકા અને અન્ય સંસ્થા-નોમાં કાળાગોરા મનુષ્યો વચ્ચે ભયંકર વૈરભાવ વધ્યો જાય છે, ચીન અફીણની કેફમાં ઝૂમ્યા કરે છે, જાપાન ઈંગ્લંડને પંથે પળી શક્તિવંત ગણાવાના ફાંફાં મારી રહ્યું છે; હિંદુ સમાજમાં ઢીંગલા ઢીંગલીના લગ્નોથી માયકાંકલા જેવી નિર્બલ, રોગી સંતતી જન્મી દેશને ભારરૂપ થઈ પડે છે; બાલવિધવાઓના નિશાશા હિંદુ સમા-જને ગુંગળાવી રહ્યા છે; ખોટા ખર્ચો, મોટાઈ, કુસંપ, સ્પર્ધા, ઈર્ષ્યા આદિ દુર્ગુણો જીવનની પાયમાલી કરી નાખે છે; આ બધું જોયા પછી મહાપુરૂષોના અમૂલ્ય વચનો પરની શ્રદ્ધા ડગમગે છે અને મુક્તિ માટે-શાંતિ માટે ટળવળતું માનવહૃદય પુકાર મારે છે કે: જીંદગી એટલે શું? ઉષા કે સંધ્યા? દેવોનું ગીત કે દાનવોનું અટ્ટહાસ્ય?

આ પ્રશ્નોના પ્રત્યુત્તર મેળવવા માટે-હાલની કરૂણ હાલતમાંથી ઉગરી જવા માટે આપણે શું કરવું? આ પ્રશ્ન બધાને મુઝવી રહ્યો છે; કેમકે જે મહાન પયગમ્બરોને-જે ધર્માત્માઓને પૂજવાની આ-પણે બાંગ મારી રહ્યા છીએ તેમના અમૃતવચનો આપણે ભૂલી ગયા છીએ. તેમની દિવ્ય વીણા આપણે વગાડતા નથી; પણ દેવોને

તજી આપણે દાનવોના સાથી બન્યા છીએ. વેદાંત ધર્મ અનંત આનંદ–સત્ય આનંદ–સત્–ચિત્–આનંદનો મધુર મંત્ર ફૂંકે છે તેને બદલે આપણે આપણાં માની લીધેલાં દુઃખોજ રોયા કરીએ છીએ. બુદ્ધ ભગવાન મનુષ્યમાં છૂપાયલી મહા શક્તિ–ચિતિ શક્તિનો ભાસ કરાવી ગયા છે. મનુષ્યજ પોતાના ભાવીનો પ્રણેતા છે એ બીના સિદ્ધ કરી ગયા છે પણ બુદ્ધ ધર્મને આપણે વિકૃત બનાવી નાખી તેમાંથી પાખંડી વામ અને ચાર્વાક મતો પેદા કર્યા છે. ઇસ્લામ નિરંતર બીરાદરી–બંધુ ભાવનાનો ઉપદેશ કરે છે પણ આપણે તો ભાઇભાઇમાં વેર અને ઇર્ષ્યા જોઇએ છીએ. ખ્રિસ્તી ધર્મ પ્રેમના મંત્રો ફૂંકી રહ્યો છે અને યુરોપ ક્રાઇસ્ટને નામે ધિક્કાર પોષી રહ્યું છે. હિંદમાં હિંદુ, બૌદ્ધ, ઇસ્લામ, જરથોસ્તી અને ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ એક પછી એક આવતા ગયા છે તેમાં પ્રભુનું ગંભીર રહસ્ય શમાયલું છે. વિજેતા યા પ્રવાસી તરિકે પારસી, ઈસ્લામી, અંગ્રેજ વિગેરે ભારતવર્ષમાં આવ્યા. પારસીઓ તથા ઇસ્લામીઓ તો હવે હિંદીજ થઇ ગયા છે અને અંગ્રેજો પણ હિંદી થઇ જશે. આ ભૂમિજ એવી છે કે તે બધાને પોતાની ગોદમાં વાત્સલ્ય ભાવે રાખે છે. ભારતવર્ષ દ્વારા પ્રભુ પૂર્વના તાત્વિક સંદેશ પશ્ચિમને સંભળાવી વિશ્વધર્મની સ્થાપના કરી જગતમાંથી યુદ્ધો નાબુદ કરવા માગે છે. એ ઈશ્વરી યોજના છે. એ યોજના સફલ કરવામાં હિંદીઓએ ભાગ લેવાનો છે એટલે તેમની જવાબદારી ઘણી મોટી છે.

કોઇ કહેશે કે આપણેજ ક્ષયમાં સપડાયા છીએ તો પછી ઈશ્વરી યોજના ફલિત કરવાની વાતજ શી કરવી ? અહિંયાજ આ-

પણી અજ્ઞાનતા જણાઇ આવે છે. આપણે દુઃખી થઇએ છીએ કેમકે આપણા પ્રાચીન ઋષીમુનીઓએ સિદ્ધ કરેલ કર્મનો કાયદો આપણે ભૂલી ગયા છીએ. આપણાં દુઃખો પ્રભુએ મોકલેલાં નથી. તેનાં મૂલ આપણેજ વાવેલાં છે. આપણે બાલલગ્નો કરી બાલવિધવાઓ વધારી મૂકી છે. આપણે વર્ણાશ્રમની સુંદર પ્રણાલી વિકૃત કરી નાખી જ્ઞાતિઓના કુંડાળા બાંધ્યા છે. લગ્નના કાવ્યમય આદર્શનો ત્યાગ કરી આપણે પાશવતા સ્વીકારી છે. આ બધાં કૃત્યો માટે આપણેજ જવાબદાર છીએ અને તેમાંથી ઉગરી જવાનો એક માત્ર ઉપાય જ્ઞાન-શિક્ષણ છે. શિક્ષણ વિના આપણો ઉદ્ધારજ નથી. આપણે સર્વને સમાન્ ગણી પ્રેમભાવે સત્કારતા શીખવું જોઇએ અને હાલનાં દુઃખો આપણાંજ કૃત્યોની છાંયા છે એમ માની આનંદ પૂર્વક ખમી લેવાં જોઇએ. પ્રભુના રાજ્યમાં ક્ષમા પણ નથી ને દયા પણ નથી. તે વેર પણ લેતો નથી તેમ મહેરબાની પણ બતાવતો નથી. તેને ત્યાં તો અદલ ઇનસાફ થયા કરે છે. કર્મના કાયદાઓ ઘડી કાઢી આપણો પ્રભુ પણ એ કાયદાઓથી બંધાઇ ગયો છે.

ગુજરાતી સમાજ જો જીવનને ખરેખરજ રસમય બનાવવા માગતી હોય, કવિઓએ કલ્પેલાં વસંત, ઉષા, સન્ધ્યા કે ચન્દનીના લ્હાવા લેવા માગતી હોય તો તેણે હાલની પાશવ લગ્ન પદ્ધતિમાં ફેરફાર કરવેજ છૂટકો છે. હાલનાં લગ્નોમાં ધર્મ નથી, પ્રેમ નથી, કોઇપણ જાતની સંસ્કૃતિ નથી: જાણે જડ પૂતળાંઓ પરણતાં હોયની એવો ફારસ કરવામાં આવે છે. આ ફારસ જવોજ જોઇએ. આ કાયદાસર વેશ્યાવૃત્તિ બંધ થવીજ જોઇએ. જ્યારે આ નીચ પદ્ધ-

તિનો અંત આવશે, જ્યારે યુવાનો અને યુવતીઓના જીવનોના બલિ-દાનો અભણુ માબાપોના તરંગ પ્રમાણે લગ્નની વેદીપર અપાતાં બંધ થશે, જ્યારે બધાં સ્ત્રી પુરૂષો શિક્ષણ સંપાદન કરી જીવન પર વિચાર કરતાં શીખશે ત્યારેજ આપણે આ સંસારમાં સત્ય જીવનનો લ્હાવો ભોગવી શકીશું. ત્યાં સુધી આપણે બીજા ગમે તેવાં વલખાં મારીએ તે બધાય નકામાં છે..."

" આવી પત્રિકાઓજ બહાર પાડીને આપણે બેસી રહીશું કે બાપુજી ?" તનમને પૂછ્યું.

" નહિ. આપણે એક સામાજિક પત્ર પ્રકટ કરીશું. તું વિ-મલા તથા અન્ય બહેનોની સહાયથી એક કન્યામંદિર ચલાવજે. કાંતિલાલ અને લલિત કુમારમંદિરના ચાલકો થશે. તે ઉપરાંત પત્રિકાઓ, ભાષણો વિગેરે દ્વારા લોકમત કેળવવાનો ભગીરથ પ્રયત્ન આપણે કરવો પડશે. ' રાયજી બોલ્યા.

કુમાર મંદિર અને કન્યા મંદિરની યોજના લલિત, તનમન તથા કાંતિલાલ—સર્વને ગમી.

હવે તનમનના હર્ષનો પાર રહ્યો ન્હોતો. તે કંઇ કંઈ મનો-રથો ઘડી રહી હતી. તેનો લલિત તેના પિતાની સંમતિથી તેનો થવાનો હતો. આટલીજ બીના બાલાને હર્ષઘેલી કરવાને પૂરતી હતી. હવે તે પ્રિયતમને પડખે રહી સમાજસેવા–દેશ સેવા કરવા શક્તિવાન થશે, પ્રિયતમના પ્રેમમાં મસ્તાન રહી પ્રત્યક્ષ જીવનમાં સ્વર્ગનો લ્હાવો લઇ શકશે, એ ખ્યાલથી તેનું હૃદય ઉછળી રહ્યું હતું.

---

## પ્રકરણ ૨૯ મું.

### પ્રેમલગ્ન.

લલિત અત્યાર સુધી સમાજમાં બંડખોર ગણાતો હતો. તેના માતપિતા–સગાંવ્હાલાંએ તેને વગોવી મૂક્યો હતો. હવે રાયજીની પુત્રી–એક નાગર ગૃહસ્થની પુત્રી–રામપુરના માજી દિવાનની પુત્રી લલિત કુમાર સાથે પરણવાની છે–રાયજી આવા વર્ણાંતર લગ્નમાં સંમત છે એ વાત નવરા લોકોમાં ચર્ચાવા લાગી અને અંતે આ મહાન સવાલ દુનિયાના નીચમાં નીચ નીંદાખોરો–વર્તમાનપત્રોએ ઉપાડી લઇ દરરોજ કાગળ અને કલમનું નખ્ખોદ વાળવા માંડયું. પ્રથમ ખુલ્લાં નામ લખી નાખે તો કાયદામાં ફસી જાય માટે "અમે સાંભળ્યું છે કે એક આબરૂદાર કુટુંબની કુમારિકા એક ઉદ્ધત જુવાનને પરણવાની છે તે સામે અમે લાગતા વળગતાઓને ચેતાવી દઇએ છીએ કે એ કમનસિબ બનાવ બનતો અટકાવવો..." આ પત્ર પ્રજાની માલિકીનું ગણાતું અર્થાત ફક્ત પ્રજા–કલ્યાણ માટેજ તેનો તંત્રી જીવી રહ્યો હતો. પવિત્રતા, સનાતન ધર્મ, શંકરાચાર્યો અને મહારાજો માટે તે પોતાનો પ્રાણ પાથરવા તૈયાર રહેતો. કલાકમાં સાઠેસાઠ મીનીટ તેને પ્રજાના ભલાની જ દરકાર રહેતી. સંસારમાં કોઇપણ સ્થલે 'અપવિત્રતા' જણાતાં તેની પવિત્ર આંખોમાંથી અગ્નિ વરસતો. બ્રહ્મચર્ય પર અઠવાડિયામાં બેવાર લેખ લખ્યા વિના "પડઘમ" પત્રના તંત્રી મહાશય જંપતા નહિ, પણ એજ તંત્રી રાજ વીર્ય વર્ધક ગુટિકા, કામદીપિકા, અનંગ વિલાસ, મદન

મર્દન લેપ વિગેરે વિગેરે બાદશાહી દવાઓની કીર્તિભરી જાહેર ખબરો ભમરડા જેવડા અક્ષરે છાપી પ્રજાને " પવિત્રતા " ની પ્રસાદી દરરોજ આપવાનું ચાલુ રાખતા.

લલિત અને રાયજીને શિખામણ આપવાનો ઇજારો બીજા એક પારસી પત્રકારે લીધો હતો. તેમને " જર્નાલીઝમ " નો ૪૦ વરસનો અનુભવ હતો. હમ્મેશાં તેઓ પોતાના પત્રને પ્રથમ નંબરનું ગણુતા અને હિંદુસ્થાનમાં જો પાર્લામેંટ સ્થપાય તો તેમનું અપ-ટુ-ડેટ પત્ર " ઑામ્બેન્યુઝ " જ " લંડનટાઇમ્સ " ની જગ્યા સાચવશે એમ છાતી ઠોકીને કહેતા. તેમની લેખ લખવાની રીત " પાર્લામેંટરી " જ છે એમ તેમણે વારંવાર જાહેર કરેલું. પોતાના વ્હાલા ગ્રાહકો કદિપણ બુઢ્ઢા થાય નહિ—જો કે અધિપતિ રાજના માથાપર એક પણ કાળો વાળ ન્હોતો—તે માટે હિમાલયના પર્વતપર તપ કરતા કોઇ મહાત્માની કૃપાથી મળેલી ગેબી જડીબુટ્ટીઓ ખરીદવાની તેઓ દરરોજ વાંચકોને ભલામણ કરતા. તેમણે લલિતકુમાર વિષે પોતાની " પાર્લામેંટરી કૉલમ " માં લખ્યું:—

" ચાલ, બોલી દે ટો મારો દીકરો કરૂં ? એ લલિટકુમાર ! ટમે કોન છેવ બાવા ? ને આય જાંગલાવેડાનો ધખારો તમોને કોને શીખવ્યોચ જી ? ને મરૂં તારો હાથધરતી કોન છે, દીકરા ? કોઇ મદમ બદમ તો પૅરિસથી નઠી પકરી લાયોની ? એ નાદાન દુકતા ! જરા સમજી મર—સમજી મર ! તારા વદવાઓની આબરૂપર પાની ના ફેરવ ને કોઇ ગામરેની ગોરી કે જેણી કરકસર ને ઘેર કામની ઉસ્તાદ હોય તથા એક વફાદાર મોહોરદાર, એક સ્યાની માટા અને

એક સદ્‌ગુણી પતિવ્રતા થઇ શકે એમ હોય એવી ઓરતને પરણી સુખી થા.........."

રાયજીએ લલિતને આવી નિંદાની પરવા ન કરવાની સલાહ આપી; અને લલિત આવા નીચ શયતાનોની પરવા કરે તેવો હતો પણ નહિ. વર્ત્તમાન પત્ર એટલે જુઠાણું ફેલાવનારી સંસ્થા અને તેમની સેવા એટલે મોટામાં મોટો દમ્ભ! એવી તેની માન્યતા હતી; તેણે સમાજને આવા નિંદાખોર બદમાસોના પંઝામાંથી બચાવવાને એક સાપ્તાહિક પત્ર કાઢવાનો વિચાર કર્યો. તનમન, રાયજી, કાંતિલાલને પણ એ વાત ગમી; અને લલિતે " સમાજ " નામનું અઠવાડિક પત્ર કાઢવાની તૈયારી કરવા માંડી.

વસંતપંચમીને દિને તનમન અને લલિત લગ્નગ્રંથિથી જોડાવાનાં હતાં. એજ દિને 'સમાજ' નો પ્રથમ અંક પણ પ્રકટ કરવો એવું નક્કી થયું. લલિતે–રાયજીએ માણેકલાલને સમજાવવામાં કાંઇ બાકી રાખી નહિ. પણ માણેકલાલ એકનો બે થયો નહિ.

વસંતપંચમી આવી. પ્રાતઃકાલમાં " સમાજ " નો પ્રથમ અંક બહાર પડયો. સંધ્યાકાલે તનમન ધર્મવિધિથી લલિતની પત્ની થઇ. રાયજીએ પોતાની દેવબાલાસમી કન્યા લલિતને સોંપી. વરવધુએ પોતે હસતે મુખે સપ્તપદિના પવિત્ર વચનો લીધાં અને દીધાં. એક ઉદાર બ્રાહ્મણ ગૃહસ્થે વેદોક્ત રીતિ પ્રમાણે લગ્નવિધિ કરાવી. ત્યાં વરઘોડાના ડાકદમામ ન્હોતા—રઝાકનું બેંડ અને સરસ્વતીનું નૃત્ય ન્હોતું—વેવાઇ વેવાણની મારામારી અને ગાળાગાળી ન્હોતી—તુચ્છ અલંકારો માટેના રીસામણાં મનામણાં ન્હોતાં. માલતી પણ પો-

તાના પ્રિયતમના આનંદમાં ભાગ લેવા નટવરલાલ સાથે આવી હતી. સર્વના આનંદનો પાર ન્હોતો. શાંતિથી—આનંદોત્સવમાં લગ્નવિધિ સમાપ્ત થઈ. વરવધુએ પરસ્પર પુષ્પહાર પહેરાવ્યાં અને તેઓ પવિત્ર આર્ય વિધિથી એકરૂપ થઈ ગયાં.

વીણાને પરણિતા કે વિધવા ગણવામાં આવતી નથી.* તે કુમારિકાજ છે એમ લલિતે પૂરવાર કર્યું હતું. વીણાનું લગ્ન ફારસરૂપ હતું માટે તે કોઈ પણ રીતે બંધનકર્ત્તા છેજ નહિ એમ ગણી તે વીણાને યોગ્ય કેળવણી આપતો હતો અને જ્યારે વીણાનું દીલ કોઈ યોગ્ય યુવાન પ્રત્યે આકર્ષાય ત્યારે તેને તેની સાથે પરણાવવાને વીણાનાં માનીતાં "ભાઇ-ભાભી" તૈયાર હતાં.

માલતી પણ પિતા સાથે હવે સુરતમાં આવી રહી હતી. તે દરરોજ તનમન પાસે આવતી અને તનમનને કન્યામંદિરમાં સહાય કરતી.

પ્રારંભમાં "સમાજ" ને બહુ મુશ્કેલી નડી. આખી જુની સમાજ તેની સામે ખળભળી હતી. સનાતની પત્રો-દંભી પત્રોએ આ પ્રબલ શત્રુને મૂલમાંથીજ દાબી દેવાને અનેક કાવત્રાં કર્યાં પણ રાયજી લલિતને ગમેતેમ થાય તોપણ યુદ્ધ ચાલુ રાખવાનો ઉત્સાહ આપ્યા કરતા. લલિતનો સ્વભાવ તો જન્મથીજ લડાક હતો અને કાંતિલાલ પણ તેનો પ્રબલ સહાયક હતો: એટલે લડાઇ બરાબર જામી.

---

* વીણા જેવી બાલવિધવાઓ માટે લખતાં સ્મૃતિકાર મનુ કન્યા સમાન ગણવાની આજ્ઞા કરે છે. **यथा कन्या तथैव सा-**

**( मनु. )**

સેવા સમિતિની પત્રિકાઓ, જાહેર ભાષણો, "સમાજ"નું પ્રચંડ યુદ્ધ, કુમારમંદિર અને કન્યામંદિર—આ બધી પ્રવૃત્તિથી લલિતે આખું ગુજરાત ધમધમાવી નાખ્યું. તેની સામેનો વિરોધ પ્રચંડ હોવા છતાં તે પોતાના સિદ્ધાંતમાં નમતું આપતો નહિ. કુમાર-મંદિર તથા કન્યામંદિરમાં ભણવા આવનાર બાળકોને ૨૫ અને બાળિકાને ૧૬ વર્ષ સુધી પરણાવવામાં નહિ આવે એવા માબાપો પાસે પ્રતિજ્ઞા લેવરાવ્યા વિના દાખલ ન કરવાનો સખત નિયમ રાખ-વામાં આવ્યાથી પ્રથમ તો ઘણા માણસો ભડભડવા લાગ્યા; પણ આ મંદિરોમાં એવું ઉચ્ચ શિક્ષણ અપાતું કે અલ્પ સમયમાં સમજુ માણસો પોતાનાં સંતાનોને તેમાં ખુશીથી મોકલવા લાગ્યા.

રવિવારનો દિવસ હતો. પ્રાતઃકાળના નવેક વાગ્યાનો સમય હતો. તનમન ભીનાં વાળ બે ખભાં પરથી છાતીપર લટકતા રાખી એક પુસ્તક વાંચતી બેઠી હતી. એવામાં માલતી તેને મળવા આવી. આવતાં વાર તેણે ટહુકો કર્યો:

"કેમ ? રાધારાણી ! શું થાય છે ?"

"આવ, આવ ! માલતી ! આજે તો કંઇ ગા—" તનમન તેને પોતાને પડખે બેસાડી બોલી.

"શું ગાઉં ?"

"કોઇ ઉર્દૂ ચીજ લલકારને !..."

"હં ! હવે તને કનૈયો મળ્યો છે ને એટલે તને ક્યાંકે મોઝા-ઝીજ સૂઝવાની: પણ જોજે હં ! કનૈયાઓનો બહુ ભરોસો રાખવામાં સાર નથી..."

" પણ મારો કહાન એવો લુચ્ચો નથી તો!..." તનમન સસ્મિત બોલી.

" એમ કે ? જોઈશું ત્યારે. ચાલ લે દિલરૂબા..."

તનમને દિલરૂબા લીધું ને તેની કોમલ કરાંગુલિઓ દિલરૂબાના સુરપર નાચવા લાગી.

માલતીએ એક દર્દભરી મસ્ત ગઝલ ઉપાડી ને તેના બુલબુલી શરોદથી વાતાવરણ ગૂંજી રહ્યું:

અય ચશ્મ મેરે મોતીયોંકા હાર ન તૂટે;
સબ અશ્ક મુસલસીલ રહે ઔર તાર ન તૂટે.
હમ પાએ બરહેના ચલે સહેરાકો નીકલ કર;
હર ગાહ પુકારી કે મેરા ખાર ન તુટે!
સૈયાદ સે બુલબુલને કહા રોકે કફસમેં;
મંયે મુઇ તો બલાસે! યેહ ગુલજાર ન તુટે!
કલ રાત સુરાહીને લી મયખાને મેં હિંચકી!
કહેને લગે પ્યાલે સભી ખૂમાર ન તુટે;
દિલે–દર્દકી બાતે ન કરો હમસે તો જાની;
યેહ રિશ્તએ નાઝુક હયે મીયાં તાર ન તૂટે.

---

અશ્ક: આંસુ. મુસલસીલ: હારબંધ. સીલસીલાબંધ. પાએ-બરહેના: ઉઘાડેપગે. સેહરા: જંગલ. ગાહ: વનસ્પતિ. ખાર: કાંટા. સૈયાદ: પારધી. કફસ: કેદ. ગુલજાર: બગીચો. મયખાનું: મદિરાગૃહ. હિંચકી: ડચકા. ખુમાર: નશો. કેફ. રિશ્તએ: નાતો, સંબંધ,

છેલ્લી લીટીઓ માલતીએ ઉલટાવી ઉલટાવીને ગાઈ. તનમન પણ મસ્ત ભાવે દિલરૂબાના તાર પર ગજ ફેરવી અજબ સંગિતનું જાદુ ઝમાવી રહી. હજુ દિલરૂબાનો રણકાર બંધ થયો ન્હોતો એવામાં અવાજ આવ્યો:

" વન્સ મોર..." લલિત હસતો હસતો ઓરડામાં દાખલ થયો.

" જા લલિત! તું બહુ લુચ્ચો છે!..." તનમન નયન નચાવતી બોલી.

" કેમ? હમણાં તો કહેતીતી ને કે મારો કહાન લુચ્ચો નથી! આટલી વારમાંજ બદલાઈ ગઈ?" માલતીએ તનમન પ્રતિ મસ્તીભરી આંખોએ જોઇ કહ્યું:

" ઠીક ભાઈ! અમે લુચ્ચા તો લુચ્ચા! પણ હવે એકવાર ફરીથી ગાયન સંભળાવશો કે નહિ તે વાત કરો?"

" નહિ...' તનમન ઠસ્સામાંજ બોલી.

" નહિ તો નહિ...આ ચાલ્યા..." કહી લલિત કૃત્રિમ ઢોંગ કરી બારણા સુધી ગયો. તનમનને કંઇનું કંઇ થઈ ગયું. માલતી પણ તનમન તરફ માર્મિક ભાવે જોઈ રહી.

" બોલાવની!..." માલતી બોલી.

" તું બોલાવ...આપણે તો કંઇ બોલાવતાં નથી. આવશે એની મેળે..."

" લલિત!..." માલતી હારી.

" હું સંભળાવું તો ચાલશે?"

" હા. પણ તનમન બજાવે તો..." લલિત પાછો ફરી બોલ્યો.

" વારૂ વારૂ બેસ ! બજાવશું. હજુ બચ્ચા જેવોજ રહ્યો, લલિત !..." તનમનના વદનપર દુર્જય સ્મિત ફરકયું.

" ને હું તો બચ્ચા જેવોજ રહેવાનો તનમન !..."

માલતીએ એક બીજું ગાયન ગાયું અને પછી તે ઘેર ગઇ.

" લલિત ! કેટલીક ગોપીઓ ઘેલી કરી છે ? " માલતી ગયા પછી તનમન બોલી.

" તે ગોપીઓને પૂછી આવ...ગાંડી !..." લલિત બોલ્યો.



# પ્રકરણ ૩૦ મું.

## સ્વર્ગ.

વર્ષે વર્ષે વસંત પાછી આવે છે ને બે મહિના સંસારીઓને ઘેલાં કરી નાસી જાય છે. રામપુરમાં તનમનને દીવાની કરનારી વસંત સુરતમાં પાછી આવી. ગઇ વસંત તેને પ્રેમની પ્યાલી આપી ચાલી ગઇ હતી. આ વસંત તેને પ્રેમમદીરા પાઈ નીશો ચઢાવી રહી હતી. વસંતના સત્કાર માટે તનમન પોતાનું સર્વસ્વ ઓવારી નાખતી. વસંતના વ્હાલા છોડાને તે પોતાને હાથે પાણી પાતી અને વસંતની પ્રિય દૂતી કોકિલાને "કૂહુકૂહુ" કરી ચાળા પાડતી.

વેલે વેલે–પાંદડે પાંદડે વસંત રમી રહી હતી. તનમનના બગીચાના ખૂણે ખૂણામાં વસંત ઝબકતી હતી. આકાશમાંથી અષ્ટમીનો અર્ધચંદ્ર અમી ઢોળી રહ્યો હતો. પવનની મંદ મંદ લહરી વાતાવરણમાં સૌગંધ્યની ધારા રેડતી હતી; અને તનમનના અંગ પ્રત્યંગમાં વસંતની મસ્તી પ્રકટી હતી. મોગરાના મંડપની નજીક ઉભી ઉભી તે ધીમે ધીમે કંઇ ગણગણી રહી હતી. પલમાં તે અમીભર્યાં ચંદ્ર કિરણો જોઇ મલકાતી: તો બીજી પલે પોતાના કોમલ હસ્તે પુષ્પોની કલિઓને ઝુલાવતી.

તનમનનું સૌંદર્ય આજે ગજબ કરી રહ્યું હતું. યૌવનના ઝબકારા તેના અંગ પ્રત્યંગમાં જણાતા હતા. વસંત અને યૌવનનો

મદ ભેગો થયો હતો અને એ મદમાં પ્રેમનો નીશો ભળવાથી તે મસ્ત બની ગઇ હતી. તે તેના પ્રિયતમ સાથે એક થઈ ગઇ હતી. તેને જગત્માં ઘણીવાર " હું, લલિત ને પ્રભુ " સિવાય કંઇ જણાતુંજ નહિ. તેની મેના પણ હવે તો બહુ મસ્તીખોર થઇ ગઈ હતી.

તેણે નીલરંગી સાડી પહેરી હતી. સાડીપર સુવર્ણની નાની નાની ટીલડીઓ આકાશમાંના તારા પેઠે ચમકી રહી હતી. તેના અર્ધસ્ફૂટ ઉરજને રેશમની ગુલાબી ચોળીએ ઢાંકયો હતો. મનમાન્યા પ્રિયતમની પ્રાપ્તિના અણમોલ આનંદના ઉછાળા યોવનાના હૃદયને ઉછાળી રહ્યા હતા. લાંબા કાળા વાળો સુંદર અંબોડામાં બાંધી લઇ તનમને તેમાં બટ્ મોગરાની સુંદર વેણી શોભાવી હતી. નાકમાં હીરા જડિત ચૂંક ચમકી રહી હતી. તેની સુંદર ગ્રીવામાં શોભતો ચંદનહાર જાણે આ દેવબાલાના વક્ષઃસ્થલપર ઝુલવાનું મળવાથી મલકાતો હોયની એવો લાગતો હતો.

તનમન લલિતનાજ ખ્યાલમાં મસ્ત બની ઉભી હતી. એવામાં લલિને પાછળથી આવી તેની આંખો દાબી દીધી.

" હં, એ તો હવે જાણ્યા તમારા ચાળા ! શું કરતો તો લલિત ! આટલીવાર સુધી !... ' પ્રિયતમના હાથ અળગા કરી તેના તરફ સ્થિર–સ્નેહાળ આંખોએ જોઇ તનમન બોલી.

" વાંચતો'તો સાહેબ..." લલિત મશ્કરી ઉડાવતો બોલ્યો. ' સાહેબ ' સાંભળી તનમન ખડખડ હસી પડી.

બાગમાં પ્રફૂલ્લ વદને ફરતાં ફરતાં ઉભય પ્રેમીઓ એક બાંક પર જઇ બેઠાં.

" લલિત ! હમણાં હમણાં તું બહુ તોફાની થઇ ગયો છે..." તનમન બોલી.

" હું તોફાની ક્યારે ન્હોતો ? "

" તું " સમાજ " માં બહુ સખત ભાષા વાપરે છે. "

" એ શિવાય આપણા લોકોની જાડી ચામડીપર અસર થાય તેમ નથી તો !...ને જો તનમન ! મારૂં નામ રહ્યું બંડખોર ! હું તો બંડજ કરીશ..."

" મારી સામે બંડ ઉઠાવ–જોઉં તો ખરી !..."

" તારી સામે બંડ ? તું એવી મીઠી છે, એવી ભોળી છે, એવી સ્નેહાળ છે કે તારી સામે બંડ ઉઠાવવાની ઈચ્છાજ થતી નથી..."

" એમ કે ? તું એવો મીઠાબોલો છે, લુચ્ચા !..." તનમને લલિતને ધીમેથી ગાલપર તમાચો માર્યો.

" ચાલો. હમણાં મીઠાબોલો થઇ ગયો ને બે મીનીટ પહેલાં સખત ભાષા વાપરતો'તો. તેં ને કાંતિલાલે મને નમ્ર બનાવ્યો છે; બાકી હું તો એવા ચાબકા મારૂં કે આપણા બધા વિરોધીઓ જોઇજ રહે !..."

" નહિ વ્હાલા ! પ્રેમથીજ વિશ્વ જીતાય છે–ધિક્કારથી નહિ. તું જેમને સુખી કરવા માગે છે, જેમના સંસારને આપણા જેવા બનાવવા માગે છે, તેમને કેમ ધિક્કારાય ?..."

" હું તેમને ધિક્કારતો નથી. તેમને ચાહું છું. તેથી તો હું તેમને માટે આટલી ધાંધલ કરી રહ્યો છું. પણ તનમન ! કેટલીક-વાર તો મને એવું લાગી આવે છે..."

## અંધકાર પર પ્રકાશ.

" બસ બસ મીઠા ! આમ ઉશ્કેરાઇ ન જા. તેઓ જે જૂલમો કરી રહ્યા છે તે બધા અજ્ઞાનને લીધેજ કરે છે. એક દિવસ તેઓ પણ જાગશે..."

" જાગશે તો ખરા. પણ તેમને પડધમ બજાવીને જગાડવા પડશે. તેઓ એક બૂમમાં જાગવાના નથી..."

પતિપત્ની પુલકીત હૃદયે બાગમાં ફરવા લાગ્યાં. એકેએક પુષ્પનો છોડ તેમને આવકાર આપવાને તૈયાર થઇ રહ્યો હતો. બેચાર પુષ્પો તનમને લલિતને ચૂંટી આપ્યાં. ને લલિતે તેમાંથી બે ફૂલ તનમનના અંબોડામાં ખોસ્યાં.

" વ્હાલી ! જે કવિ કલ્પે તે આજે હું પ્રત્યક્ષ અનુભવું છું."

" ને વ્હાલા ! બધાંય યુગલો આપણાં જેવા હોય તો ?" પ્રિયતમને વ્હાલભર્યું ચુંબન લઇ તનમન બોલીઃ

" તો પૃથ્વીમાં ઘેરઘેર સ્વર્ગ ઉતરે, સર્વત્ર રસઝરણ વહ્યાં કરે..." લલિતે કહ્યું.

" ને અંધકારનું કે દુ:ખનું નામ નિશાનજ ન રહે, ખરૂં વ્હાલા !..." તનમને વાકય પૂરૂં કર્યું.

" હા. પણ તારા જેવી પ્રિયતમા મળે તોજ હો..."

તનમન અને લલિત સ્વર્ગમાં ઉભાં હતાં.

